श्री गुजरात

# खेतीवाडी अने हुन्नर उद्योग त्रिमासिक.

# The Gujarat Agricultural & Industrial Quarterly.

वर्ष १० मुं. ]　　એપ્રીલ—૧૯૨૩.　　[ અંક ૧ લો.

फलरय गोमिता स्वर्णं कृत्य सेवाल गेमिता ॥
छति होंग पुराणम इत्युमाल गराहार ॥

## પબ્લીશીંગ કમિટી.

૧ સરદાર રા બા મોતીલાલ ચુનીલાલ દેશાઇ, ભરૂચ

૨ મી ગુલાબભાઇ એન દેશાઇ
ડી સુ ઓફ એગ્રીકલચર, ઉત્તર વિભાગ અમદાવાદ

૩ મી નરહરી કે દેશાઇ, બી એ એસીસ્ટંટ માસ્તર
હાઇસ્કુલ અમદાવાદ

૪ મી કાલીદાસ દામોદરદાસ ખાખ્રીઆ,
બી એ એલએલ બી ભરૂચ

૫ મી મજલાલ કે અગરવાલા, બી એ મુંબાઇ

૬ મી ચુનીલાલ નન્દલાલ દેશાઇ,
વેટરીનરી આસિસ્ટન્ટ, ભરૂચ

આવાર્યું—ખેતી ઉપર અંકુશ પોત અને રિપોર્યુ તો તે તે

લવાજમ—મંડળના લાઇફ મેમ્બરોને મફત—મંડળના સભાસદોને મફત
અન્ય ગૃહસ્થો માટે વાર્ષિક રૂા ૧—૦—૦　પોસ્ટેજ રૂા ૦—૨—૦

શ્રી ગુજરાત

# ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગ




વર્ષ ૧૦ મું. ] • એપ્રીલ-૧૯૨૩. [ અંક ૧ લો.

## અમારૂં દશમું વર્ષ.

આ અંક આ ત્રિમાસીકની વર્ષગાંઠનો છે. પોતાના નવ વર્ષ પુરાં કરી દસમા વર્ષમાં આજુ મહેલમાં ત્રિમાસિક પ્રવેશ કર્યો છે. ત્રિમાસિકને ઉછેરવાની અને તેને દશ વર્ષની વયે પુગાડવાની ભારે જેહેમત ગુજરાતના ખેડુતોના હીતચીંતક ખેતીવાડી ખાતાના ડે૦ ડાયરેક્ટર સાહેબ રા. બા. ભીમભાઈ મોરારજી દેસાઈ તથા ડીવીઝનલ સુપ્રીન્ટેન્ડન્ટ સાહેબ મી. ગુલાબભાઈ એન. દેસાઈએ ખરા અંતઃકરણ પુર્વક ઉઠાવી છે. તેઓ સાહેબોની આવી નિઃસ્વાર્થ સેવા માટે ત્રિમાસીક તેમજ ગુજરાતનો ખેડુત વર્ગ તેઓ સાહેબોનો ઋણાનુબંધ થયો છે, અને આજ નુતન વર્ષમાં પ્રવેશ કરતાં અમો એઓ બેઉ સાહેબોનો ઉપકાર માનીએ છીએ. અને ખરા અંતઃકરણ પુર્વક ઇચ્છીએ છીએ કે તેઓની સેવાની કદર પ્રજા તેમજ સરકાર વધુ કરે અને તેઓની દીન પ્રતીદીન ચડતી થઇ ત્રિમાસીક તથા ગુજરાતના ખેડુતોની અભિવૃદ્ધિ કરવાની આ નવા વરસમાં પરમ કૃપાળુ પરમેશ્વર તેઓને પ્રેરણા કરે.

—ત્રિમાસીક ઓફીસ.

# ખેતીવાડીને લગતી ગુજરાતી કહેવતોનું એકીકરણ

(સંગ્રહક-ર્તા.—ગુલાબભાઇ એન દેશાઇ
ડીવીઝનલ સુપ્રિન્ટેન્ડન્ટ ઓફ એગ્રીકલ્ચર ઉ ભા)

## ૧ વર્ષા ઋતુ સબંધીની કહેવતો —

૧ તોય ના શાય રેવતી, અશ્વિની અન્નના શાય,
ભરણી સર્વ ના શાય, યદિ ન વર્ષતિ કૃતિકા.

અથવા

૨ અશ્વિની વરસે અન્નનો નાશ,
રેવતી વરસે જળનો નાશ
ભરણી વરસે તૃણનો નાશ,
જો વરસે કૃતિકા તો પુરે સૌની આશ.

૩ ભરણી મુકાવે પરણી

૪ કૃતિકા કલ્યાણ કરે.

૫ કૃતિકા કાને

૬ કૃતિકા કોરી ગઇ, આદ્રા મેહ ન બુંદ,
નિશ્ચે એમ જાણજો, કાળમ આવે દુંદ.

૭ કૃતિકા કરે કરકરૂ અને રોહિણી કરે સકાર

૮ રોહિણી રેલે (તે સારી)

૯ રોહીણી દાઝે (તે સારા નહી)
અને બોતેર દીન ભાગે

૧૦ રોહીણી દાઝો તો ઝુઠ બાજી

(રોહીણી દાઝે એટલે વરસાદ મોડા આવે, એ દરમ્યાનગીરીના વખતમા ખેડુતને હાથ જોડી મુઠીવાળી બેસી રહેવુ પડે છે કારણ કે કાંઇ કામ ન હોવાથી વરસાદની રાહ જોતા બેસી રહેવાનુ.

૧૧ રોહીણી તપે ને મૃગશર વાય,
તો આદ્રાએ ઘેર અનતા થાય

૧૨ રોહીણી ગાજે એટલે ડાડીઓ નહીં વાજે

(રોહીણી ગાજીને રહી જાય એટલે વરસાદ ન થાય તો વરસાદ થાય તે પણ મોડા એટલે જુવારનુ ચોમાસુ વાવેતર ફળે તેથી એ કહેવત પડી છે)

૧૩. રોહીણી ગળી મૃગશર તપ્યું, આદ્રાના વાયા વા,
પીસુ પલાણી પોઢીએ, જ્યાં જવાય ત્યાં જ્યા.

૧૪ આદ્રા વરસે નહીં, મૃગશરે પવન ન હોય,
લોકો નિશ્ચે જાણજો, વર્ષા બુંદ ન હોય

૧૫ મૃગશરના નહીં વાંયા વાવલીઆ,
આદ્રાના નહીં વરસ્યા મેહ
જેકી પુત્ર નહીં જનમ્યા,
તેનો ગળતાં નહી આવ્યો છેહ.

૧૬ આદ્રા ઉપદ્રવો કરે, માસે વરસે મેહ,
ભદ્રરાષ કહી ગયા કે વરસાદ પુષ્યને છેહ.

૧૭ અષાડ સુદી પચમી, જો ઝબુકે બીજ,
દાણા વેચી ઘર કરો, રાખો બળદને બીજ

૧૮ અશાડ શુદી પંચમી, વાદળ હોય ન બીજ,
વેચો હળ, બળદને, નીપજે કાઇ ન ચીજ.

૧૯ પખના પાણી, અમ્રતવાણી

૨૦ વખ પખં બે શાયલા વર્ષા તો વર્ષા
ને વાયસા તો વાયસા

૨૧ જો વરસે પુનર્વસુ તો બધે વસુ

૨૨, શની, રવીને મંગળા જો પોઢે જદુરાય
ચાક ચઢાવે મેદની, પૃથ્વી પ્રલે થાય.

૨૩ જો વરસે અશ્વલેષા તો ઘઉ મસ્લેકા

૨૪ જો વરસે અશ્વલેષા તો મશળેલા કયા ?

(આ બે કહેવતોથી કંઇક વીરોધાભાસ જેવું દેખાશે પરંતુ અર્થ એવો છે કે અશ્વલેષામાં વરસાદ થાય તો હલકા ધાન્ય બાજરી મકાઇ વીગેરેના ફુલના કેસરો ધોવાઇ જાય તો બરાબર બાજે નહીં તેથી ખરીફ ધાન્યને કંઇક નુકશાન થાય પરંતુ એ નક્ષત્રના વરસાદથી રવી ખેડ માટે ફાયદો એટલે ઘઉ મસ્કેલા કહ્યું.)

૨૫ જો વરસે મઘા તો કરે ધાન્યના ઢગલા

૨૬ મઘાના મીઠાં પાણી

૨૭ જો વરસે પુર્વા તો કણ્ણી બેસે ઝુરવા.

(આ નક્ષત્રમા વરસાદથી પણ જુવાર-બાજરી જેવાં તુલોને તેમજ હલકાં ધાન્યને કંઇક નુકશાન પહોંચે તેથી ઝુરવા બેસે એમ કહ્યું છે)

૨૮ ગયો મેહ પુર્વા લાવે.
૨૯ જો વરસે ઉતરા તો ધાન્ય ના ખાય કુતરા
૩૦ જો વરસે હસ્ત તો પાકે અઢારે વસ્ત
૩૧ જો વરસે હાથીઓ તો મોતીઓ પુરાય સાથીઓ
૩૨ જો વરસે ચીત (ચીત્રા) તો લાગે લીત
૩૩ વરસે સ્વાત તો ન ખોલે તાત

(કપાસમા બે જાત-એક અકટોબર-નવેમ્બરમા પાકે તે અને બીજી સુરતી જરૂરી જે માર્ચ એપ્રિલમાં પાકે તે હવે સ્વાતીના વરસાદથી પહેલી જાતના કપાસને ચોકસ નુકશાન થાયજ અને બીજી જાતનો ટાઢો પડી જાય તો થોડો પાકે)

૩૪ વરસે સ્વાતી તો પાકે મોતી

(આ નક્ષત્રમા શીતળ ચાંદની ગતે વરસાદના બુંદ શીપોના પડે તેમાં મોતી બંધાય તે ઉપરથી એમ કહેવાય છે એમ લાગે છે)

૩૫ જ્યા સુધી બીજ ત્યાં સુધી વરસાદનુ બીજ
૩૬ આસા થાય લાલ તો વરસાદ થાય કાલ
૩૭ જેઠ અષાડ દો દાહડા, જો ગાજે ભર
(એટલે ૧૪ ને ૩૦)
નદી કાઠે રૂખડા અને કુવા કાઠે જડ
અથવા
૩૮ જેઠ અંધારે દો દાહડા, જો વરસે ભડ
તો નદી કીનારે રૂખડા ને કુવા કાઠે ખડ

(આનો અર્થ એટલોજ કે નદી કાઠે ઝાડ થાય અને કુવા કાઠે ખડ થાય બીજે કયાયે નહી એટલે વર્ષાઋતુની નીષ્ફળતા દાખવે છે અને સખત દુકાળની આગાહી બતાવે છે.)

૩૯ અખાડી પર ઉજળી ને મેગ નીરમળ હોય,
કરમ સંજોગે સની મળે દો છત્રે જવલ્લે હોય.

(આની આગાહી પણ એવીજ કે હોય કર દુકાળ પડે.

૪૦ અખાડ માસે દો દીન સારા
આઠમ ભાદરવે ઘોર અંધારા
ડંખ જોશી કહે જાણજો ભેદ
જેટલા વાદલ એટલા મેઘ
અથવા
અખાડ માસે દો દીન સાર
આઠમ પુનમ ઘોર અંધારા
ભડલી કહે મેં જાણ્યો ભેદ
જીતના બાદલ ઈતના મેહ

૪૧ ઉત્તરથી વાદળ દક્ષીણ જાય,
તો વરસાદ વરસ્યા વીના વહાણું ન જાય.

૪૨ ઉગે ભરે તલાવડાં, દક્ષીણ ટીપા તેર,
પૂર્વ ઉડાડે કાંકરા, પશ્ચિમ આણે રેલ

૪૩ સ્વાતિ નક્ષત્રે દીવા બળે, વીશાખા ખુંદે ગાય,
રાજા જાયે રણ ચઢે, નિશ્ચય પૃથ્વી પ્રલે થાય.

(દીવાળીનું પર્વ સ્વાતી નક્ષત્રમા આવે અને સંક્રાંતીને દીવસે વીશાખા નક્ષત્ર હોય તો રાજાઓમાં લડાઇ થાય અને પ્રથ્વીપર ભારે નુકશાન થાય.)

૪૪ જેઠ જા, આષાડ જા, શ્રાવણને કહે તું પણ જા,
ભાદરવો ભરી આંગણે, છઠે છે અનુરાધા

૪૫ ફાગણ માસે કેસુ ફુલે, વૈશાખ વીજ વલોવે
જેઠ જો તપનો જાય તો કોણ રાખે વરસતો રાય.

૪૬ શની, શુક્ર બે પહાડે જાય,
તો રવીના રાત કોરી ના જાય

(વર્ષા ઋતુમા શુક્ર અને શની બે દીવસે સુર્ય આથમતી વખતે વાદળમાં ઢંકાયલા જાય તો રવીવારે વરસાદ અવશ્ય (જરૂર) થાય)

૪૭ જેઠ પુર અને ઠોકર ફાંકે ધુળ.

(પહેલી આરણના વરસાદનું જોર એટલુ હોય કે ભારે રેલ આવે ત્યારે પાછોતરો વરસાદ થવાનો સંભવ ન રહે એટલે પાક પુરો ન થાય માટેજ ઠોકર ના ધુળ ફાકે એમ કહયુ.)

૪૮ અષાડ વદ અષ્ટમી, છળ વાદળ છાયો,
ચારે પાસ તલુકીઆ જાણે ભાડે રાયો

૪૯ દીઠી વીજળી ઇશાની, રૂપીઆની વાસણી–કોથળી વીસારી.

(ઇશાની વીજળી થાય એટલે વરસાદ અચુક થાય એમ કહેવાય છે માટે ખેડુતને બી. બળદ વીગેરેના ખર્ચ માટે કોથળી છુટી રાખવાનું કહયુ છે).

૫૦ મહા મેહા અને ચૈત્ર ચોખ્ખો.

(મહા મહીનામા વાદળાં વીગેરે હોય તે સારૂં અને ચઇતર માસ નીર્મળ ચોખ્ખો હોય તે સારો

૫૧ જો વરસે આર્દ્રા તો બારે મેઘ પાધરા

(આર્દ્રા વરસે એટલે પાછલા બારે નક્ષત્રના મેઘ (વરસાદ) બરાબર થાય એમ કહેવાનો હેતુ છે

૫૨ રહી ગ ગી ને કની તો કની (નાગ પચમી)

૫૩ [illegible] જ્યા નહીં [illegible]

૫૪ રોહીણી સુવા તે બળદીઆ સુવાં.

(રોહીણીમાં વરસાદ ન થાય અને ન બાય તો ચરવાનું (લીલું ઘાસ) ઉગવાને વિલંબ થાય એટલે ઢોરને ખોરાકની તંગી પડે-વર્ષા વરસાદ એંચાય એટલે ખેડુત દાપ વગેરે દે દે કરે તેથી કામ પણ બળદને વધુ ને ખાવાનું થોડું.)

૫૫ શ્રાવણના તો સરવડીઆં ને ભાદરવાની રેલ,
આશો તારો છોકરાં નદીએ ન્હાવા મેલ.

૫૬ અસો ને મેઘ નાસો.

૫૭ ઘેલી ચિત્રા કરે ખેલ, કાળ ઉનાળે લાવે રેલ.

૫૮ રૂઠયા મેઘ દીવામે આવે,
બળેવ બાહુચ ઝાલીને લાવે.

૫૯ ચાર હશે તો બાર હશે, ચાર રડે તો બાર રડે.

(વર્ષા ઋતુના ચાર મહીના સારા નીવડયા એટલે આખું વર્ષ આબાદ નીવડયુ. એ ચાર માસ કથળે એટલે આખી ખેતી કથળી એટલે આખુ વર્ષ બારે મહીના-ખેડુતનું કથળ્યું)

૬૦ રાતે બોલે કાગડા, દહાડે રૂવે શીયાળ,
તો ભડળી એમજ કહે નિશ્ચય પડશે કાળ.

૨ ખેતીની મસાગત સબંધી (એટલે ખેડવું, વાવવું, ખાતર નાખવુ, નીંદવુ, વઢવુ, તુલની ફેરફેર વીગેરેની કહેવતો.

૬૧-૧ ખેડે તે ખાય

૬૨-૨ ખેડે તેવું ખાટે, વાવે તેવું લણે.

૬૩-૩ ખેડ ખાતરને પાણી, કરમને (ધાનને, ધનને, નસીબને) લાવે તાણી.

૬૪-૪ ખેતી ધનતો નાશ, નો ધણી ના આવે પાસ

(ખેડુત પોતાની ખેતીપર જાત દેખરેખ ના રાખે ને મજુરો પર ભરોંસો રાખી બેસી રહે તો ખેતી સારી ના થાય અને તેને ખેતીમાં ખોટ જાય)

૬૫-૫ કરમ વીતાનો ખેતી કરે, બળદ મરે કે સુકવણું પડે.

૬૬-૬ ગામમાં કામ નીંદામણુ ને માંદમાં માંદ અધાગણુ

૬૭-૭ વાવશો તેવુ લણશો ને કરશો તેવુ પામશો.

૬૮-૮ વાવે તેવું લણે (અથવા)
વાવે તેવું લણે અને કરે તેવુ પામે.

૬૯-૯ ઉત્તમ બીજે ઉંડી ખેડ, મહેનતુ ખેડુના દેવાની ફેડ

૭૦-૧૦ ઉંડી ખેડને લીધું ખાત, પાકે નહીં તો ખાવી લાત

(સારી ખેડ અને શણ-અડદ અથવા ગુવારના પડવાશનુ ખાતર ગાળ્યું હોય તો પાક સારો થાયજ એમ નક્કી પણે બતાવ્યું છે.)

૭૧-૧૧ ઘઉં ધાટા, તલ પરવા, ડેડક ઠેકતી જુવાર;
કરગે કરમે કપાસીઓ, ચારે મોલ અપાર.

૭૨-૧૨ તલ આછો, કોદરા બડા, ઘઉં જાગળમાં ચાર,
કદમ કદમ કપાસીઓ, મેંડક ફાળ જુવાર.

૭૩-૧૩ ચાંપે છેરે આછા રોપ, ડાંગર પાકે થોકે થોક

(ડાંગરના તરુ એક બે ફાલમથી છેટે છેટે રોપીએ તો પુષ્કળ થાય એમ કહેવાની મતલબ છે. સુરત જીલ્લા તરફ ત્રણ ચાર છોડ ભાતના થાંભવામાં રોપે છે. અમદાવાદમાં દક્ષિણ દશક્રોઈમાં એક અગર બેજ રોપા એક થાંભામાં રોપે છે)

૭૪-૧૪ વીચાર કરીને વાવજો, બારાંફરતી મોલ,
ખેડ કરજો ખંતથી, ઉપજ થાય બહુ મોલ.

(એકના એક ખેતરપર જુદા જુદા તુલ ફેર ફેર કરીને વાવવાં એકના એક વાવવાં નહીં. એમ વીચાર પુર્વક અદલ બદલ તુલ (મોલ) વાવીને કાળજીથી ખેતી કરીએ તો પાક બહુ સારો પાકે.)

૭૫-૧૫ ખાતરે ખેતી, અને ધને બુનીયાત

૭૬-૧૬ ઘરના ગોધા, ઘરના જોધ્ધા, ઘરની નારી વાવે ભાત,
તેની સાથે ધરનો નાથ, ના પાકે એ તે શું વાત

૭૭-૧૭ હાળી, નારીને આગળ કોદાળી,
ઘરના બીને ઘરનુ ભાત, ના પાકે તે ક્યાંની વાત

૭૮-૧૮ એક વર્ષનુ બી ને સાત વર્ષનું નીંદામણ

૭૯-૧૯ પુષ્ય નક્ષત્રમાં બાજરી એરવી, પુર્વામાં તલ,
હસ્ત નક્ષત્રમાં જુવાર અને ચીત્રામાં લાંગ.

૮૦-૨૦ મઘામાં વાવે ભાત, પુર્વામાં વાવે તલ.
ઉત્તરામાં વાવે પાજી, હાથીઆમાં વાવે સાજી.

૮૧-૨૧ હાળી ન્જે ને હુળી બાય, ધન્નો ધણી બારે વાટ જાય.
(જો ખેડુત પોતાના હાળી કે સાથીને ભરોસે ખેતી નાખીને પોતે આમ તેમ બીજા કામગા યા વ્યવસાયમાં રહે તો ખતીનો પાક નહી જેવોજ થવાનો કારણ હાળી કે સાથી કાળજી પુવક કામ કરી ખેતી બરાબર ન જ રાખે)

૮૨-૨૨ ચાકર કમાય અને શેઠ ખાય, એ આશા નહી રખાય
(ઉપર મુજબ હકીકત ઉપરથીજ કહયુ છે કે નોકર મહેનત કરશે અને શેઠ ઘર બેઠા ખાસે એ બનશે નહી

૮૩-૨૩ ચાકર રળેને ચાકર ખાય, ઘરનો ધણી પાછયો જાય.

૮૪-૨૪ કાચે બળદે ખેતી કરે, ઉટપર ચઢીન ઉધે
(ઉટ પર બેસીને ઉધી શકાતુ નથી તેમ કાચા બળદીઆથી ખેતી કરી શકાય નહીં)

૮૫-૨૫ ખેતર તેવા ચેતર
(જેવી ખેતરની મગદુર અગર માવજત કરી હશે તે પ્રમાણુમાંજ પાક ઉતરશે-પાકશે)

૮૬-૨૬ તલમા ત્રીજુ નહી ને કપાસ (વનમા) બીજુ નહીં.
(તલની સાથે તુવરનુ મીશ્રણુ વાવેતર ચાલે પણુ કપાસ એકલોજ વાવે તો સારો પાકે)

૮૭-૨૭ વીશાખા નક્ષત્રમા ઘઉ ઓરવા.

૮૮ ૨૮ ઘઉનો પીલો ને દીવાળીનો દીવો
(દીવાળીના તહેવાર આવે તે વખતે ઘઉની ઓરણી થઈ અકુર બહાર ફુટયા હોય તે વાવેતર સારૂ ગણાય છે)

૮૯-૨૯ તમાકુ દેખે રેહુ તો માલીક દેખે ઘેહુ.
(તમાકુના ખેતરમા નાપડી દીધા કરવાથી ઘણો ફાયદો થાય છે એમ આ કહેવતથી સમજાવ્યુ છે)

૯૦-૩૦ ખેડની ખોટ ખાતરથી પુરાય નહી
(ખાતર ખેતરમા નાખીએ પણુ સારી ખેડ ના કરીએ તો પાક બરાબર ન થાય માટે કહયુ કે ખેડની ખોટ ખાતરથી ના પુરાય)

૯૧-૩૧ જે ખાતરથી ના થાય તે ખેડથી થાય

૯૨-૩૨ ખાતર કરતા ખેડ ઉત્તમ છે.

૯ -૩૩ વાવવુ તો ઘાટુ અને ખેડવુ તો ઉડું.
(ઘાટુ એટલે જાડું)

૯૪ ૩૪ ઉંડી ખેડ તો પાક પુરે [અથવા]
પુરે ખેડ તે પુરો ગોત

૯૫-૩૫ વાડીપડીમાં સાત ગણુ અને ખેતરમાં ચાર

(ગણુ એટલે ચાસવું. બાગાયતી તુરૂ માટે સાત ચાસ કરીએ તો સામાન્ય ખેતરમાં ચાર વખત ચાસવું)

૯૬-૩૬ કામ તેટલુ મહેનતાણું અને ખેડ તેટલો પાક

૯૭-૩૭ ખાતર નાંખીને ખેડી નાખવું.

(ખાતર નાખ્યા પછી કાતો રાંપ દેવો કે બને તો હળથી ચાસવું જેથી ખાતર ખેતીની માટી સાથે મળી જાય ને પુરો ગુણ આપે)

૯૮-૩૮ જેવું બી તેવા છોડ

૯૯-૩૯ બાજરી બેઠે ને બા લઇને તેડે.

(બાજરી બે પાંદડીની થઇ રહે તે વખતે જો વરસાદ થાય તો તે તુરૂ કોહી અથવા કથળી જાય છે. અને ફરી વાવેતર કરવુ પડે છે)

૧૦૦-૪૦ આણું કદી ના પડે પાછું.

૧૦૧-૪૧ ખેડતા જાવ અને ઢેફા પને ફચડતા જાવ

(ખેડ-ચાસવાના પછીજ ઢેફા ફોડવા જેથી જમીનના રજકણ છુટા પડી હવામાંથી પોષક દ્રવ્ય ચુસે)

૧૦૨-૪૨ વરસતા વરસાદમાં વાવતા નહીં.

(વરસતા વરસાદે વાવવુ એ નુકશાન કર્તા છે કારણ જ્યાં માણસ કા બળદના પગ પડે તે જમીન બ ધાઇ જાય અને દાણાની માટી સાથે સમાઇ થતી નથી તેથી ઉગી નીકળવામા પણ ખામી રહે

૧૦૩-૪૩ કાનમ તાઉ કાળુ ગોહુ, ચોમાસાના ચાર,
તળે કાદવ ઉપર પાણી ને મહીકાઠા નો માર.

(મહીકાંઠાની જમીન ઉંચી નીચી છે વળી કોક ધારાળા બહુજ કરડા સ્વભાવના એટલે ત્યાં રહેવુ કઠણ છે વળી કાનમમા ચોમાસાના ચાર મહિના બહુ કઠણ છે કારણ કાળી જમીન ખેડલે કાદવ અને પાણીથી સડયા કરે)

૧૦૪-૪૪ ખેડ તેનુ ખેતર.

(જે સારી ખેડ કરે છે તેનુંજ ખેતર કહેવાય. જે ખેડ કરતો નથી તેનું ખેતર ગંદુ અને કમતાકાતવાન હોયજ)

૧૦૫-૪૫ સો વાર હળીયું ને એક વાર કળીયું.

(કળીયું-કાઠીઆવાડમાં ત્રણ ચાર ફુટનો રાંપ હોયછે તેને કહે છે. આ કહેવતથી એમ સમજાવે છે કે રાંપ દેવો એ ચાસવા કરતાં સારૂ છે.

૧૦૬-૪૬ ખેતર ગયે વરાપ

(વરાપ-ચોમાસામા વરસાદ થયા પછી ખેતરની ઉપલી જમીન એટલી

સુનાઈ છે કે જેથી ત્મા ખેતરાનુ કામ કરી શકાય અને કહે કે જ્યા સુધી જાતે ખેતરમા જઇ જોઇયે નહી ત્યા સુધી વનાપ સમજાય નહી )

૧૮૭–૪૭ ખેતી કરવી તો રાખવુ ગાડુ

૧૦૮–૪૮ ઝાઝા ખેતીના ધણી લથડે

(જેને મોટા પાયા પર ખેતી છે તને બધા કામોને પહોચી વળવામાં કોઇક વખત અડચણ આવે અને લથડે થોડી ખેતીવાળાને એ ભય નહી)

૧૦૯–૪૯ વાવણી ને ઘી તાવણી

ઘી ની તાવણી માટે જેટલી કાળજી રાખવી પડે તેટલીજ કાળજી ખેતરની વાવણી માટે રાખવી આપણામા કહે છે કે સ્રી જયારે ઘી તાવવા બેસે છે ત્યારે છોકરૂ રડતુ હોય તની પણ દે કાર કતી નથ, પણ ઘી તવાઈ રહે ત્યા સુધી ચોકસ રીતે બેસીને ઘી તાવવાનુ કામ કરે છે તજ પ્રમાણે વાવણી માટે ખેડુત ભ ભુખ–થાકની દરકાર ન કરતા ચોકસ વાવણી કરવા તરફ પુરતુ લક્ષ આપવુ જ જોઇએ)

૧૧૦–૫૦ ખેડુત થાકે, જમીન ના થાકે

(ખેડ કરવાથી ખેડુત થાકે પણ ખેડથી જમીન થાકતી નથી ઉલટી તે વધારે ફળદ્રુપ થતી જાય છે અને

૧૧૧–૫૧ ખેડુત થાકે તો જમીન નહી પાકે

(જે ખેડુત ખેતી કરવામા થાકી જાય તે પુરતી ખેડ ન કરી શકે એટલે જમીનની ફળદ્રુપતા ઓછી થાય અને પાક પુરો પાકે નહી)

૧૧૨–૫૨ જ્યા વાસ ત્યાં વાસ

(ખેડની જમીન પર ખેડુતને રહેવાનુ હોય એ બહુજ સારૂ)

૧૧૩–૫૩ ખેતરમા ઘુટો ને ઘર જઈ ગાવા ઘુગે (ઘુગે)

(જે ખેડુત પોતાના ખેતર પરજ રહે છે અને ઢોર ઢાખર પણ ત્યાજ રાખે છે તે પુષ્કળ માલ પકવી શકે અને માયા–દોલત મેળવી શકે)

૧૧૪–૫૪ ખેતી અને લવાઇ માણસે શોભે

(જેમ લવાઇ અગર નાટકમા પુરતાં માણસ જોઇએ તેમ ખેતી કરવામાં પણ પુરતા માણસ જોઇએ)

૧૧૫–૫૫ જેઠી પ્રોડ અને જેઠી દીકરો એને કોઇ ના પોચે

(જેમ રાસારી માણસને પહેલે ખોળે છોકરો મળ્યો હોય તે ઘણુજ ફાયદા કારક છે તેમ પહેલા વાવેતરનો મોલ પણ ઘણોજ સારો થાય)

૧૧૬–૫૬ વાસેલ વાડો વાસી ના રહે

(વાસેલ ખેતરના ઘુન સારાજ થાય)

૧૧૭-૫૭ વાસેલમા વાવવુ.

૧૧૮-૫૮ જયા હોય ખારનુ ગુદ્ધુ ત્યા ન થાય કુંડુ

અથવા

જયા હોય ખારનુ ગુદ્ધુ ત્યા પાકે નહી કુંડુ

(ખાર વાળી જમીનમા મેલ કરમાઇ અગર સુકાઇ જાય છે પાક-થતે નથી)

૧૧૯-૫૯ નાણુ મુળે પણ ટાણુ મળે નહીં.

(ખેતીકારને નાણુ પૈસા જોઇતા હોય તે ધીરનાર મળી પાસે પણ ખેતી નો અવસર જાય તે મળતો નથી કારણ કુદ તી સજોગ માણુસની ખાયસ મુજબ આવતા નથી અને ખેતીમા ઘણી બાબતો કુદરતી સજોગ પ્રમાણે કરવા ની હોય છે ત તે તે પ્રસગે કરવીજ જોઇએ)

૧૨૦-૬૦ જો ખેડાય તો ખેતરનો ખુણો પણ ફાગીયુ બધાવે

( સારી ખેડ કરીને ખેતરનો ખુણો આરોપ્યો હોય તો તેમાથી પણ ઘણો ફાયદો મળે )

૧૨૧-૬૧ વાઢાના વલોણા ને રાડી રાંડની ખેતી

એ બન્નેની ફજેતી

( વાઢો એટલે કુવારો માણુસ-વાઢાને દહીં વલોવી છાસ માખણ કરવાનું કામ ઘણુજ કઠણુ થઇ પડે કારણ એમા બીજી સામગ્રી સાથે એ માત્ર સનુ કામ-તજ પ્રમાણે વીધવા સ્ત્રીથી ખેતીની બધી માવજત એકલે હાથે ન ઉઠાવી શકાય માટેજ એ બેઉને માટે બનાવેલા કામો કરવામા ફજેતી થાય એમ કહયુ છે. )

૩ ખેતી સબધીની સામાન્ય કહેવતો.

૧૨૨-૧ આપ સમાન બળ નહી ને મેઘ સમાન જળ નહીં.

૧૨૩-૨ કયારે કોદરા ને આમલીએ મગ જાર

( કથાર બહુ ફુલે ત્યારે કોદરા બહુ પાકે અને આમલી બહુ ફુલે ત્યારે મગ જુવારનો પાક બહું થાય એમ મનાય છે. )

૧૨૪-૩ સારી થાય તો શેરડી નહી તો લોઢુ

(શેરડીનુ વાવેતર બહુ ઘાટુ અને ખર્ચાળ છે તેથી શેરડી સારી થાય તો ઠીક નહીં તો એ લોઢા જેવી ખરાબ થાય અને મહેનત નીષ્ફળ જઇ ખોટ ખમવુ પડે.

૧૨૫–૪ સો સગાં નાં કરે તે એક ખેતરનો ખુણો કરે.

૧૨૬–૫ કાલાં તારે કે છાલાં તારે.

(કપાસ અગર તલની ખેતીથી સારો ફાયદો થાય અગર ડાંગરની ખેતીથી સારો ફાયદો થાય.)

૧૨૭–૬ કણબી કારતકે ડાહયો.

(જ્યાં સુધી પાક ખેતરમાં ઉભો છે ત્યાં સુધી ગમે તેવા અટકળ ખેડુત કરે છે, પણ કારતક મહીને જ્યારે પાક ખળામાં મળશે ત્યારે તે ડાહયો થઇ જાય છે, એટલે કે પાકનો અંદાજ બરાબર થવાથી મનસ્વી અટકળ કરતો નથી.)

૧૨૮–૭ કાલ કરે સો આજ કર, આજ કરે સો અબ,
એસી ઘડી આયેગી, કે નીકલ જાયગા સબ.

૧૨૯–૮ અતીશે ના બોલના, અતીશે ના ચુપ,
અતીશે ના વર્ષના, અતીશે ના ધુપ

૧૩૦–૮ આભ ગર્ભ ને વર્ષા કાળ, સો ચરિત્રને રોતાં બાળ,
એની પરીક્ષા જે કોઇ કરે, તેને સેર સ્હદેવ જોશી પાણી ભરે

(આભ–વાદળ; ગર્ભ–સ્ત્રીઓના પેટનો ગર્ભ. વર્ષા કાળ–વરસાદના દીવસ. સ્ત્રી ચરિત્ર–સ્ત્રીના કર્મ. રોતા બાળ–રડતાં છોકરાં. ઉપલી પાંચે વસ્તુ એવી છે કે એમાં કોઇને કાંઇ સમજ પડે નહીં.)

૧૩૧–૧૦ ઉત્તમ ખેતી, મધ્યમ વેપાર,
કનિષ્ટ નોકરી, નકટ ભીખ.

૧૩૨–૧૧ ઉધાર તો કહે એ! તો ખુણે બેસી રો.

સોબે છે (બેઉને બહુ ઉધારી ધંધો ન કરવો એ હેતુ છે)

૧૩૩–૧૨ નગદ તો કહીએ છ, તો કહે ખા ખીચડીને ઘી.

(જે) ૧૩૪–૧૩ ઉધારને ઉકરડાને વધતા વાર શી ?

પણ રુરતાં (જેમ ઉકરડાને વધતાં વાર લાગતી નથી તેમ ઉધાર–વ્યાજે નાણા આપી તે રકમને વધતાં પણ વાર લાગતી નથી.)

(જેમ સ ૧૩૫–૧૪ ઉંઘતાની પાડી ને જાગતાનો પાડો.

હોયલા કારક છે ૧૧૬ વીયાણમાં પાડી કીમતી ગણાય. હવે એક ભાઇ ઉંઘી રહયો, જાગતો રહયો. તેણે પાડી લીધી એટલે ઉંઘતાને ભાગ પાડો

(વાસ્તિક. બી આવ્યો. ખેડુતે પોતાના ખેતીના કામ સબંધે કાળજીવાન રહેવું.

નહી.

૧૩૬–૧૫ એક કસરનો સો સફ્ર.

(વેપાર અર્થે સો સફ્ર કરીયે ને જેટલુ નાણું કમાઈએ તેટલુ કસરથી એકઠુ કરી શકાય એમ કહેવાનો હેતુ છે)

૧૩૭–૧૬ એક રામ ચઢને ગયું, રાવણ કેરૂં રાજ,
સોલ રામ સાથે ચઢે, તો કહો કેમ રહે લાજ

(વ્યાજના દોઢડા ૨૪ એ કલાક યા સોળે ઘડી ચઢતાંજ રહેવાના તો એક રામથી રાવણનું રાજ ગયુ, ત્યારે દેવાદાર ખેડુતને માથે વ્યાજ રૂપી રામ ચટતા રહે તો તે કેમ ટકી શકે? તેની લાજ ન રહે એ હેતુસર આ કહેવત છે.

૧૩૮–૧૭ કણબી પાછળ કરોડ કણબી કોઇ પાછળ નહીં,
પણ મુળગા મોટી ખોડ, કે ઉગતુ ઓસડ નહી
૧૩૯–૧૮ કણબી પાછળ કરોડ, કણબી કો પછાડ નહી,
હળથી બાંધે હોડ, પેટ ભરે પાદશાહ તણાં.
૧૪૦–૧૯ કાળ પડે ત્યારે કોદરા મોંઘા,
ને તડ પડે ત્યારે ગડા મોઘા.
૧૪૧–૨૦ ખેતર રાખે વાડને, ને વાડ રાખે ખેતરને
૧૪૨–૨૧ ખેતર પરકસુ ખર્ચે લાભ.

(આપણે કોઇ પણ ખેતરનુ ઉભુ તુવ અમુક રકમે રાખી લઇયે તેમાં નફો–લાભ જ્યારે સોલ ખલીમા કાઢીએ ત્યારેજ જણાય)

૧૪૩–૨૨ ગામમા રહેવુ ને પટેલથી વેર?

(પાણીમાં રહેવું અને મગરથી વેર કરવુ ચાલે નહી તેમ ગામમાં રહેવું ને મુખી લોક વેર કરીયે એ પણ ઠીક નહી)

૧૪૪–૨૩ વાલ ખેડેલો નહીં જાને, ને દુબળો ખવાડેલો નહીં જાને

(વાલના તુવને ખેડ આપીયે તે જણાય નહીં તેમ દુબળો–કાળીપરજ ની સુરત જીલ્લામા એક જાત છે એને ગમે તેટલુ આપણે ખવાડીયે તેનો ગુણ એ જાણતો નથી)

૧૪૫–૨૪ આગ, સીસમને સુનું, એ કદી ના થાય જુનું.
૧૪૬–૨૫ ખેડતા ખણી દેખે લાભ, ને જે પાકે તે લાભ

(જે જમીન એવી હોય કે હળ ચલાવતી વખતે હળ–પુંજીની અણી ઉચ થઇ ઉપર તરી આવે એવી જમીનમાં પાક સારો થાય નહી.)

૧૪૭–૨૬ સ્વતંત્ર ધંધો માત્ર ખેતીનો જ છે.

૧૪૮-૨૭ બે બળદની ખેડ, ઘર અષાડી વાવણી
અગા નમણી નાર, કે બેટા ધાવણાં.
માકડી ભેસકા દુધ, સકર માહી ભેલના
એ આપે કીરતાર, પછી નહીં બોલના.

(જેને બે બળદથી ખેડાય તેટલી ખેતી છે. (આંશરે ૩૦ એકર,) આષડ મહીનામા એ જમીનનુ વાવેતર થઈ ગયુ હોય અને જેને ઇશ્વરે સ્ત્રી મજબુત આપેલી છે અને એક ધાવણો પુત્ર છે વળી જેને ત્યા ભેસ છે, અને સ્થિતી એવી છે કે દુધમા સાકર પણ ખાઈ શકે આવી સ્થીતી જેને પ્રભુએ આપી છે તેને આ સસારમા બીજુ શુ જોઇએ કઇક નહી તેણે સતુષ્ટ રહેવુ જોઇયે)

૧૪૯-૨૮ ઘેર કાળી, બહાર કાળી, તેને ઘર સદાય દીવાળી
(જે ખેડુત પાસે ઘેર કાળી ભેસ છે અને સીમમા-બહાર-કાળી જમીન બીરાયત છે એને હમેશા આનદ છે. આ ખેતીકારની સુસ્થીતી બતાવનારૂ સાધન ગણ્યું છે)

૧૫૦-૨૯ કારતકે કાપડ, જેઠે ઘી, ભાદરવે કપાસ,
દીકરી ઘેર ને વહુ માવતરે એ પાચે કરે વીનાશ

(કાપડ કારતક માસ સુધી ભરી રાખીયે ઘી જેઠ માસ સુધી અને કપાસ ભાદરવા સુધી એ ઠીક નથી દીકરી મોટી હોય તેને સાસરે ન મોકલતાં ઘેર રાખી હોય અને દીકરાની વહુને તેને પીયેર રહેવા દઇએ એ પાચે બાબત વીનાશકારક છે)

૧૫૧-૩૦ ખેડુતો ભરે વ્યાજ અને વાણીઓ કરે વ્યાજ
(ખેડુત બીચારા રળીને વ્યાજ ભર્યા કરે અને વાણીઓ બેઠો તેના પર હકુમત ભોગવે છે)

૧૫૨-૩૧ ના હોય નાણું ને ના હોય બીજ,
વ્યાજખોર (ખાઉ) વાણીઓ ના રાખે પતીજ

૧૫૩-૩૨ પોતાનો ખોરાક પોતાને હાથે ઉત્પન્ન કરનારને ધન્ય છે.

૧૫૪-૩૩ નાશ ના પામે એવી દોલત માત્ર ખેતીજ છે.

૧૫૫-૩૪ ખેડુતની આબાદી એજ રાજ્યની આબાદી છે.

૧૫૬-૩૫ આવળના પાતરાનું ખાતર ત્રણ મોસ સુધી ગુણ આપે છે, આવળના પાંતરાંનું ખાતર ડાંગરના દાણાને કેશ રોપે દોઢી ગોઠી અસર છે.

૧૫૭-૩૬ જયા રાફડો હોય ત્યાં કુવો ગાલવો.

(ઉધઇના ગાફડાની નીચે પાણી હોવુ જ જોઈએ એવી માન્યતા છે)

૧૫૮-૩૮ દાણા સોંધા, તો બધુંજ સોંઘુ

૧૫૯-૩૮ દાણાની તાણ તો બધાની તાણ.

૧૬૦-૩૯ મઠને ખેતર ગાળો નહીં, ને કુંવારાને સાલો નહીં.

(બધા તુલો સાચવવાને ગાળો રાખવો પડે છે પણ મઠના ખેતરમાં ગાળો રાખી શકાતો નથી કારણ એ વેલા રૂપે પથરાય છે અને સાચવવાનુ નહીં જેવુ જ છે)

૧૬૧-૪૦ અવસર ચુકયા મેહુલા

(કવખતનો વરસાદ નીરૂપયોગી છે.

૧૬૨-૪૧ આજનુ કામ કાલપર ન રાખવું.

૧૬૩-૩૨ આવી હાથીઆની એર, ગઈ જી બાજરીની પેર

(હાથીઆના વરસાદથી બાજરીના સાંઠા પલળી કાલા પડી જાય છે તેથી ખોરાક તરીકે સારા રહેતા નથી.)

૧૬૪-૪૩ આશાભાઇની ખેતી,
સોઓ લીધીને સાઠે વેચ્યાં.

(આશાભાઇ રૂપી ખરાબ ખેડુતનું દ્રષ્ટાંત આપ્યું છે કારણ સોની ખેતી સાઠમાં વેચે એ અનાડીપણું છે.

૧૬૫-૪૪ વાઢે તે વઢે

(જેને લણવાનું ન હોય તેને વઢવાનું પણ ન જ હોય)

૧૬૬-૪૫ વરસાદનુ પાણીને માનુ દુધ,
ને કુવાનું પાણીને ધાવનુ દુધ (બરાબર)

(માનુ દુધ બાળકને જેટલુ પૌષ્ટિક ગણાય છે તેટલુ ધાવનું નહીં, તેજ પ્રમાણે વરસાદનું પાણી કુવાના પાણી કરતાં તુતને-મોલને પૌષ્ટિક ગણાય છે)

૧૬૭-૪૬ દી વાળે દીકરા કા ધોરી કા ધરા,
કાંતો વડના વંદલા, નહીં તો તલ ખરા

(દીકરા બળદ કે જમીન, માણસ-ખેડુતનો દહાડો સુધારી શકે છે:— ફેરવી શકે છે. તેમજ કપાસ અગર તલ ખેડુતનો દહાડો-(સ્થિતિ સુધારી શકે છે.)

૧૬૮-૪૭ જાત મહેનત વગર. જગ ને જર જડે નહીં.

૧૬૯-૪૮ જે જાય દરબાર તે ખુએ ઘરબાર

૧૭૦-૪૯ ઘરવાડને વહાલો વગડો

૧૭૧–૫૦ બુધે જાર-બાજરી, બુધે નાર પાધરી,
બુધે ઢાણુ દેવાદે, ને બુધે છોકરૂ ભેતુ રહે

(જુવાર બાજરી હાથ ઠકુઠાથી અલગીને ગળાય છે સ્ત્રી પણ ઠકુકાથી એટલે મારથી કહ્યાગરી થાય છે દુઝણી ભેંસ દેવા ન દેતી હોય તાપણ ઠુંડુકા-પ્રહારથી ઉભી રહી દોવા દે છે ને રડતુ છોકરૂ પણ મારના ધાકથી છાનુ રહે છે)

૧૭૨–૫૧ વ્યાપારે ધન સાંપડે, ખેતી થકી અનાજ
અભ્યાસે વિદ્યા મળે, ખાડા બળે રાજ

(ખાંડા બળે રાજ એટલે તલવારથી રાજ મળે)

૧૭૩–૫૨ સુકાલે સગા વહાલા, દુકાળે દાણા વહાલા.

૧૭૪–૫૩ ડુગર દુરથી રળીયામણા, પાસે જઇયે તો પાણા.

૧૭૫–૫૪ કાળે કેરડા અને સુકાળે બોર

(જ્યારે કરડા બહુ પાકે ત્યારે દુકાળ સમજવો ને જ્યારે બોર બહુ પાકે ત્યારે સુકાળ સમજવો

૧૭૬–૫૫ કોળી રળે ત્યા કુડવો, ઢેડ રળે ત્યા ધુગ,
કુણબો રળે તો નીહાલ કરે, નહીતર કાઢે તળીઆ સુગ.

## ૪. અનાજ કઠોળ અને વનસ્પતિના ગુણ-દોષ સબધી

૧૭૭–૧ કડા સણસે બડા

૧૭૮–૨ કોદરા કહે મારો ખડ દાણો, મારે માથે છોડા,
મારો ખપ ક્યારે પડે કે વરસ આવે ખાડા

(દુષ્કાળના વરસોમા કોદરાનો પણ ખપ પડે ખાડા વરસ એટલે દુકાળ ના વરસ)

૧૭૯–૩ બાજરી કહે મારૂં ઉંચુ ઝાડ, મારે માથે ટોપી,
મારા ગુણ ક્યારે જણાય કે ખાય દુધ ને રોટી.

૧૮૦–૪ બાજરી કહે હુ બાલીહાળી લાબા લાબા પાન
ઘોડા ખાય તો ઠેક ચડે, ને બુઢા થાય જુવાન.

૧૮૧–૫ મગ કહે મારો લીલો દાણો મારે માથે ચાક,
બે ચાર મહીના મને ખાયતો માણસ ઉઠાડુ ચાક.

૧૮૨–૬ લાગ કહે હું લાબો દાણો, વગમાં એક ઢેકો,
બે ચાર મહીના મને ખાય તો લાકડીનો ઝલાવુ ટેકો.

(લાગ વાયડી ચીજ ગણાય છે તેથી એનો ખોરાકમા ઉપયોગ લાગલગાટ કરવામા આવે તો સાધા દુખે માટે લાકડીનો ટેકો ઝલાવુ કહયુ છે)

૧૮૩-૭ બાવટો કહે હુ ઝીણો દાણો દેખતી તે રાઈ,
બાર મહીના મને ખાય તે ખોખો જાય સહી
(બાવટાનો ખોરાક પણ સારો ગણ્યો છે)

૧૮૪-૮ વાલ કહે હુ મોગે દાણો, ઘણા લકકડ જાણું,
ચાર દીવસ જો સેવન કરો તો ભર સભામાથી ટાળુ

(વાલ પણ વાયડી ચીજ છે અને પચવામા જરા કઠણ તેથી કેડે વાયુનો બગાવો થાય અને માણસને વા છુટ થયા કરે જેથી સભામથી ટાળવાનુ કહેવાયુ છે)

૧૮૫-૯ જુવાર કહે મારે માથે ટોપી,
એક વરસ ના આવુ તો રઈયત જાય કોપી
૧૮૬-૧૦ ડાંગર કહે મારો ખરસટ દાણો, માર માથે છે ડુ,
મારૂ તત્વ કયારે જાણો કે લઇ સાંગેલુ ને ખડુ
૧૮૭-૧૧ ચણા-જો વાવીશ ઉંડા, તો નહી થાઉ ભુંડા,
જો વાવીશ છાછરા, તો પાડીશ ભોચરા
(અથવા) તો પાડી નાખીશ ભોચરા
૧૮૮-૧૨ તુરીયુ કહે હુ વાંકુ ચુકુ મારે દીલે છે સટી
મારા ખાવાનો સ્વાદ કરે તો નાખ લીબુ ને મરી.
૧૮૯-૧૨ કોળુ કહે હુ ગોળ ગોળ, મારે દીલે છે છોલ
મારા ખાવામા સ્વાદ કરે તો નાખ મેથીને ગોળ
૧૯૦-૧૪ કારેલુ કહે કડવુ બડવુ, માથે માથે ચોટલી
જો ખાવાની મઝા કરો તો કરો રસને રોટલી
૧૯૧-૧૫ દાલ ભાતકા સુનરા ખાના
મેરે ભરોસે ગાઉ મત જાના
ખીચડી કહે મે આવન જાવન,
રોટી કહે મે મજલ કમાવન
૧૯૨-૧૬ દુધી કહે હુ લાબી લીસી, મારે દીલે છે છાલ,
મારા ખાવામા સ્વાદ કર તો નાખ ચણાની દાલ
૧૯૩-૧૭ ઢરોલુ કહે હુ ગોળ ગોળ, મારે દીલે છે કાટા,
ગરીબ બીચારા શુ કરે કે તાલેવત ઘણા ખાતા
૧૯૪-૧૮ તાત કહે હુ તુરીયામા વસુ ગરકુ દેખી ખડખડ હસુ,
જેને ઘેર જાડી છાર, તેને ઘેર મારો વાસ
૧૯૫-૧૯ દહી દોડાને ચીભડા વનોવનના શાક
તાત સદેશો મોકલે, આજ આવુ કે કાલ

૧૯૬-૨૦ કુંદ-કાકડીને તુરીયા, કારેલાનુ શાક,
તાવે સદેશો મોકલ્યો આજ આવુ કે કાલ

૧૯૭-૨૧ કેળ ફળે એકજવાર, ને આંબા ફળે વારવાર

૧૯૮-૨૨ જુવાર સળે પણ ગુવાર સળે નહી.

૧૯૯-૨૩ ડુંગરીને અઠાવીશ પંડ હોય છે.

૨૦૦-૨૪ નાખ્યા વગર કેળ ફળે નહી.

૨૦૧-૨૫ પાપડી કહે હુ પાચ લીલવાની, સૌને મન્ન છુ પ્રસન્ન
જો ખાધાની મજા કરવી હોય તો, નાખો લીલુ લસણ

૨૦૨-૨૬ એરંડો ઉગે ત્યારથી પોલો

૨૦૩-૨૭ ડુંગરીને લસણની વાસ કાંઇ છાની રહે

૨૦૪-૨૮ તમાકુ-કોઇ ખાય, કોઇ, પીયે, કોઇ લે નાશ,
તમાકુની નીંદા કરે તેનુ જાય સત્યાનાશ

૨૦૫-૨૯ તમાકુ-ખાય તેનો ખુણો, પીએ તેનુ ઘર,
સુંઘે તેના લુગડા, એ ત્રણે બરાબર



## ૫ ઢોર સંબંધીની

૨૦૬-૧ ઢોરને ચારો ને ઘોડાને ખરેરો

(ઢોર પુરતા ઘાસ ચરવાથી સારા રહે અને ઘોડો ખરેરા ફેરવવાથી એટલે માલેસ કરવાથી)

૨૦૭-૨ ઢોર દુબળા તો ખેડુત દુબળા

૨૦૮-૩ ઢોર માતા તો ખેડુત માતો,

(ઢોર માતા એટલે સારા હોય તો ખેડુતની સ્થીતી સારી સમજવી)

૨૦૯-૪ ગુવારનુ દુધ અને કપાસીઆનુ ઘી

(ગુવાર ખવડવાથી દુધ વધે અને કપાસીઆથી ઘી વધે)

૨૧૦-૫ ઘેટાની ખરીને સુનાની છડી

(જે ખેતરમાં ઘેટા બેસાડીએ તો ખાતરાય સારૂ ને બહુ પાકે માટે ઘેટાંની ખરીને સુનાની છડી બરાબર સરખાવી છે.

૨૧૧-૬ ધણી વગરનું ઢોર, ને નહીં મલે ખીલાને દોર

૨૧૨-૭ ધણી વગરના ઢોર સુના

૨૧૩-૮ નવરો બળદીયો મોચમ કુદે

(સેડા પરના ચાશને મોચમ કહે, જે બળદીયો બેઠેલો હોય તે જરા કુદગ કુદ કરે એ પરથી કહેવત થઈ છે)

૨૧૪-૯ નાથેલો બળદીઓ જેમ ચલાવે તેમ ચાલે.

૨૧૫-૧૦ ભેંસ લેવી દોહીને, બળદીઆ લેવા જોડી ને

૨૧૬-૧૧ મરદ મુછાળો અને બળદ પુછાળો.

(મુછવાળો મરદ સારો ગણાય. બળદ પણ લાંબા પુછડાં વાળો સારો ગણાય છે)

૨૧૭-૧૨ સંપત હોય થોડી તો રાખીયેં ગાય કે ઘોડી.

(ગામડે ગાય ઘોડી રાખવાનું બહુ ખર્ચ થતુ નથી. અને તેના બચ્ચાની પેદ વારસ રાખનારને સારા પૈસા મળે માટે આ કહેવત છે.

૨૧૮-૧૩ ગાયનુ તરતુ અને ઘોડાનુ ચરતુ.

(ગાય બળદને મોટું ઘાસ ચરવાનુ સારૂ પડે અને ઘોડાને નાનુ(ઝીણુ) જમીન સરસુ ઉગેલું ઠીક પડે તેથી કહેવત છે)

૨૧૯-૧૪ ઘોડાનુ ડુગતુ અને ગાયનું તરતું

(ઉપર પ્રમાણે)

૨૨૦-૧૫ ઉંચો જોયો બળદીઓ નીચા જોઈ નાર

એક હઠીલો વાણીઓ, એ ત્રણે ગરદન માર

૨૨૧-૧૬ સોખી (હુ છી) સાતસીઓ ને બટ,

ઘરના વેચાવે ગોદડા ને પાડોશીને કરાવે દ ડ

(સોંખી-જે શીગડાના નીચલા ભાગપર ભોરાવાલો સાતડીઓ-સાત દાંત વાલો (બળદને આઠ દાંત હોય છે) બટ-હાડબાડો)

નોંધ—(ક) ઉપર આપેલી ખેતીને લગતી કહેવતોમા વપરાયલા નક્ષત્રો મહીનાઓ વીગેરેનુ અંગ્રેજી મહીનાઓ સાથેનુ મેલન જ્યા બન્યુ ત્યા આપ્યુ છે વાચનારની જાણ માટે નીચે હિંદી માસને મળતા અંગ્રેજી મોંસ તથા વર્ષાઋતુના નક્ષત્રની તારીખ અને મહીના વારનું સ્પષ્ટીકરણ કોષ્ટક આપ્યુ છે.

(ખ) સારી ઉંડી ખેડ-પાંચથી છ ઈંચ ઉંડાઈમા જમીનને કરાળ કરી રાખી ગાળો સુકવા વગર ચાસેલુ —ખેડેલુ)

(ગ) ખેડ-સામનુ અગર કરબ-ાંપ દેવાની ક્રીયાના અર્થમાં વપરાયેલ છે.

## બાર મહીના.

| હિંદી | | અંગ્રેજી |
|---|---|---|
| ૧ કારતક | — | નવેમ્બર-ડીસેંબર |
| ૨ માગશર | — | ડીસેંબર-જાનેવારી |
| ૩ પોષ | — | જાનેવારી-ફેબ્રુઆરી |
| ૪ માઘ | — | ફેબ્રુઆરી-માર્ચ |
| ૫ ફાગણ | — | માર્ચ-એપ્રીલ |
| ૬ ચૈત્ર | — | એપ્રિલ-મે |
| ૭ વૈશાખ | — | મે |
| ૮ જેઠ | — | જુન |
| ૯ અષાડ | — | જુલાઈ |
| ૧૦ શ્રાવણ | — | જુલાઇ-ઓગષ્ટ |
| ૧૧ ભાદરવો | — | ઓગષ્ટ-સપ્ટેમ્બર |
| ૧૨ આસો | — | ઓકટોબર |

## વર્ષાઋતુ-નક્ષત્રો

| | | |
|---|---|---|
| આગોતર વર્ષાઋતુ— ૧૧ એપ્રિલથી ૪ થી જુન સુધી | અશ્વિની | તા. ૧૧ મી એપ્રીલથી ૨૪ મી એપ્રિલ સુધી |
| | ભરણી | ,, ૨૫ ,, ૮ મી મે |
| | કૃતિકા | ,, ૯ મી મે થી ૨૨ મી મે |
| | રોહીણી | ,, ૨૩ મી મે થી ૪ થી જુન |
| ખરીફ વર્ષાઋતુ— ૫ મી જુનથી ૧૪ મી ઓગસ્ટ | મૃગ | તા. ૫ મી જુન થી તા. ૧૯ મી જુન |
| | આર્દ્રા | ,, ૨૦ મી જુન થી તા. ૩ જી જુલાઇ |
| | પુનર્વસુ | ,, ૪ થી જુલાઇથી ,, ૧૭ જુલાઈ |
| | પુષ્ય | ,, ૧૮ મી જુલાઈથી ,, ૩૧ મી જુલાઇ |
| | આશ્લેષા | ,, ૧ લી ઓગસ્ટથી ,, ૧૪ મી ઓગસ્ટ |
| રવી વર્ષાઋતુ તા. ૧૫ મી ઓગસ્ટથી ૨૧ મી ઓકટોબર | મઘા | તા. ૧૫ મી ઓગસ્ટથી ૨૭ મી ઓગસ્ટ |
| | પૂર્વા | ,, ૨૮ મી ,, ૧૦ ,, સપ્ટેમ્બર |
| | ઉત્તરા | ,, ૧૧ મી સપ્ટેમ્બરથી ૨૪ ,, ,, |
| | હસ્ત | ,, ૨૫ મી ,, ૭ , અકટોબર |
| | ચીત્રા | ,, ૮ મી અકટોબરથી ૨૧ ,, ,, |
| પાછોતર વર્ષાઋતુ— તા. ૨૨ મી અકટોબરથી તા. ૩૦ મી નવેમ્બર | સ્વાતી | તા. ૨૨ મી અકટોબરથી ૩ જી નવેમ્બર |
| | વીશાખા | ,, ૪ થી નવેમ્બરથી ૧૭ મી નવેમ્બર |
| | અનુરાધા | ,, ૧૮ મી ,, ૩૦ મી નવેમ્બર |

# બોરીંગ.

મુંબાઈ ઈલાકાના ખેતીવાડી ખાતા તરફથી ખેતી ઉપયોગી કુવાઓમાં તથા ખાસ પ્રસંગે ઈતર કુવાઓમા પણ, પાણીનો જથ્થો વધારવા સારૂ બોરીંગ કરી આપવાનુ કામ ગયા બાર વરસથી ચાલે છે આ કામ અત્યાર સુધી આખા ઈલાકામા પુનાના ગે૦ એગ્રિકલચરલ ઈજીનીયર સાહેબ તરફથી થતુ હતુ પરંતુ કેટલાક વર્ષોથી બોરીંગ માટે લોકોની માગણીઓ બહુજ વધી જવાથી તથા એગ્રિકલચરલ ઈજીનીયરીંગને લગતુ બીજુ કામ પણ વધવાથી એ એગ્રિકલચરલ ઈજીનીયર સાહેબને પોતાના ખાસ ટેકનીકલ કામ ઉપર લગાતાર ધ્યાન આપવા પુરતો વખત મળી શકતો નથી આ અડચણ દુર થવા સારૂ બોરીંગનુ કામ તેઓ સાહેબ તરફથી જે તે ડીવીઝનના ડેપ્યુટી ડાયરેક્ટર ઓફ એગ્રિકલ્ચર તરફ ગયા ફેબ્રુઆરી ૧૯૨૩ થી સોંપવામા આવેલું છે એટલે હવે ગુજરાત ડીવીઝનમા બોરીંગના કામો અમારા તરફથી થાય છે.

હાલના બોરીંગના રૂલ પ્રમાણે કામ ફતેહમંદ થાય અગર ન થાય, તો પણ, દેખરેખ રોકાયેલી મુડીનુ વ્યાજ અને મશીનરીના ઘસારા બદલ દર ફુટે (અમદાવાદ તથા ખેડા જીલ્લામા) રૂા ૫) તથા (પંચમહાલ, ભરૂચ અને સુરત જીલ્લામા) રૂા ૩ પ્રમાણે ફુટેજ ચાર્જ, હમેશના મજુરી ખર્ચ ઉપરાંત કુવાના માલીક પાસેથી લેવા ઠરેલુ છે સદરહુ ફુટેજ ચાર્જ ખેડુતને ભાર ૫ હતા હોવાથી તે કાઢી નાખવા સારૂ ઘણી અરજીઓ આવવાથી, ખેડુત વર્ગને માફક આવે એવા નવા નિયમો ખાતા તરફથી ઘડી કાઢી સરકાર આગળ મંજુરી માટે મોકલવામાં આવ્યા છે સદરહુ નવા નિયમોનો મુસદો સર્વેની જાણ માટે આ સાથે પ્રસિધ્ધ કરવામા આવ્યો છે તેને માટે સરકાર તરફથી મંજુરી મળેથી તે અનુસાર બોરીંગના કામો વેલાસર હાથપર લેવામા આવશે.

એ શિવાય કોઈ ખેડુતને નવા ઈજીન તથા પંપ ગોઠવવા અગર શેરડી પીલવાના પાવર ક્રશર જેવી અગર ઉપયોગી બીજી કોઈપણ મશીન ગોઠવવા હોય અથવા તેને લગતી કોઈપણ દુરસ્તી વિગેરે કરવી હોય, તો તે બાબત અમારા તરફે વિગતવાર હકીકત સાથે અરજી કરવાથી યોગ્ય ને સલાહ આપવામા આવશે, અને જો ખેડુતોની મરજી હોય તો એવા કામો તેમના ખર્ચે કરી આપવામા પણ આવશે.

Bhimbhai M.
ડેપ્યુટી ડાયરેક્ટર ઓફ એગ્રિકલ્ચર—ગુજરાત
સુરત.

# બોરીંગ સંબંધી નવીન નિયમોનો મસુદો.

## જાહેર ખબર.

ડેપ્યુટી ડાયરેક્ટર ઓફ એગ્રિકલ્ચરની ઓફીસ
ગુજરાત ડીવીઝન, સુરત.

ડેપ્યુટી ડાયરેક્ટર ઓફ એગ્રિકલ્ચર નીચે બતાવેલી શરતો પ્રમાણે બોરીંગનું કામ કરશે.

### નીયમો.

૧ ડેપ્યુટી ડાયરેક્ટર ઓફ એગ્રિકલ્ચર બોરીંગનો સામાન તથા મીકેનીક પુરાં પાડશે અને એગ્રિકલ્ચરલ ઇન્જીનીયર તથા બોરીંગ ઓવરસીયર અમુક વખતને અંતરે કામનું સુપરવીઝન રાખશે.

૨ બોરીંગ મસીન કુવાપર આવે ત્યારથી તે જાય ત્યાં સુધી રવીવાર અગર તહેવાર, અને કામ ચાલુ હોય તે દિવસો અગર હથીયારના ભાગવાથી અકસ્માત થયો હોય તેવા દિવસો સિવાય, જો મજુર વગર અને બોરીંગ કામ ચલાવવાને જોઇતા સાધન વગર કામ બંધ રહેશે તો દરરોજના રૂા ૨) પ્રમાણે કુવાના માલીકે આપવા પડશે.

હેન્ડ મશીનથી બોરીંગ માટે કુવાંમા, અગર જમીનની સપાટી ઉપર (૫૦ ફુટ ઉપરાંત) દર ફુટે નીચે પ્રમાણે ચાર્જ લેવામાં આવશે

| | ઇનઆમ દ | નીમકળ |
|---|---|---|
| ૧લો હપ્તો | | |
| ૧ ફુટથી ૫૦ ફુટ સુધી | રૂા ૧–૮–૦ | રૂા ૧–૦–૦ |
| બીજો હપ્તો | | |
| ૫૧ થી ૧૦૦ ફુટ સુધી | ,, ૨–૦–૦ | ,, ૧–૪–૦ |
| ત્રીજો હપ્તો | | |
| ૧૦૧ થી ૧૫૦ ,, | ,, ૨–૮–૦ | ,, ૧–૮–૦ |
| ચોથો હપ્તો | | |
| ૧૫૧ થી ૨૦૦ ,, | ,, ૩–૦–૦ | ,, ૨–૦–૦ |
| અને તે ઉપરાંત | | |

પવર મશીન માટે ઉપરના દર ઉપરાંત દર ફુટે ૦-૮-૦ વધારે ચાર્જ થશે

સંતોષકારક પાણીનો જથ્થો ન મળે ગ તે હપ્તાની પુરી ઉંડાઈ સુધી બોર પહોંચ્યા શીવાય ખાતા તરફથી કામ બંધ કરવામા આવશે નહિં ઉપર પ્રમાણેના હપ્તાની પુરી ઉંડાઇએ પહોંચ્યા પહેલા કુવાનો માલીક કામ બંધ કરાવે તો ખરી ઉંડાઇનો ચાર્જ નહી કરતા પુરી ઉંડાઇનો ચાર્જ કરવામા આવશે

૩ જો પાવર બોરરથી કામ કરવામા આવે, તો ઇન્જીનમા દરેક જાતના જોઈતા બળતણ (લ વ. ઓઈલ) વગેરેના પૈસા, કુવો ફતેહમંદ થાય અગર ન થાય તો પણ ધણીએ આપવા પડશે અને મશીનપર કામ કરવા માટે જોઈતા મજુર, હેન્ડ મશીન માટે ૧૦ થી ૧૨ અને પાવર માટે ચારથી છ, તથા કોલસા વીગેરે પુરા પાડવા પડશે પાણી થાય કે ન થાય તો પણ મશીન આવે ત્યાર થી તે જાય ત્યા સુધી જોઈતા મજુર વીગેરેનો બંદોબસ્ત કુવાના માલીકે કરવો પડશે

૪ લેપ વેલ્ડેડ પાઇપો તથા સ્ટાન્ડર્ડ શુ કુવાના માલીકે પુરા પાડવા જોઈશે, અને તે એવુ ચોખ્ખુ સમજીને કે પાઇપો ઠોકતા પાઈપ તુટે અગર તેથી કાંઈ નુકશાન થાય તો ખાતુ જવાબદાર નથી. વળી ઉંચી જાતની લેપ વેલ્ડેડ પાઈપ ખરીદવી પણ જુના સેકન્ડ હેન્ડ પાઇપ ખરીદવી નહી.

૫ કુવાના માલીકે મશીન તથા તેનો સામાન રેલ્વે સ્ટેશનથી અગર બીજે કુવેથી બોરીંગ કરવાની જગ્યા સુધી, લાવવો પડશે અને બોર પુરો થયા પછી, મશીન તથા તેનો સામાન રેલ્વે સ્ટેશન સુધી અગર મીકેનીક કહે તે બીજા બોર માટે નકકી કરેલી જગ્યા સુધી લઇ જવો પડશે હથીયાર ભાંગે તુટે ત્યારે કુવાના માલીકે તે સ્ટેશને લઇ જવા પડશે અને સ્ટેશનેથી નવા લાવવાના હશે તો લાવવાં પણ પડશે

૬ પાણી થશે એવી ગેરંટી આપવામા આવશે નહી પણ પાણી કાઢવાને બનતો ઉપાય કરવામા આવશે

૭ હાથ મશીનથી ખાસ તજવીજ કરી ઘણુજ થોડા કુવામા ૨૦૦ ફુટ કરતા ઉંડા જવામા આવશે અને ડેપ્યુટી ડારેકટર ઓફ એગ્રીકલચર પોતાની સતાથી અમે તેટલી ઉંડાઇએ કામ બંધ કરી શકશે.

૮ જો પાઈપ ભાંગી જવાથી અકસ્માત કામ બંધ રહેશે, તો ફ્લેટ ચાર્જીસ ઉપરાંત કુવાના માલીકે પોતેજ ખર્ચ ભોગવવો પડશે

૯. અકસ્માત થતા અટકાવવાને અને મશીનને નુકશાન ન થાય તેટલા સારૂ કુવાના માલીકે ફાલતુ માણસોને કુવાની આજુબાજુ રખડતાં અને કામ કરતા માણસો તથા મશીનને હરકત કરતાં અટકાવવાને હમેશા સાવચેતી રાખવી પડશે, અને મશીન આવે ત્યારથી તે જાય ત્યા સુધી એક ચોકીદારને રાખવો પડશે. આ બાબતમા કુવાના માલીકે પોતેજ બોરીંગ આસીસ્ટંટની સમતીથી પુરતો બંદોબસ્ત કરવો પડશે, અને ડેપ્યુટી ડીરેકટર ઓફ એગ્રી-કલચરને માલુમ પડશે કે આ બાબતનો બંદોબસ્ત થઇ શકે એમ નથી તો કામ બંધ કરી દેવામા આવશે

૧૦ કામ પુરૂ થયેથી કુવાના માલીકે ખાતાને કેટલા પૈસા આપવા ના છે તેનુ એક પત્રક બનાવી મોકલવામા આવશે.

૧૧ જ્યારે કુવામા ખડકવામા નલાકે ૨૦૦ ગેલન પાણીનો અને ગેતી અગર માટી વાળામા, કલાકે ૫૦ ગેલન પાણીનો વધારો થાય, તો બોરીંગ ફતેહમંદ થયેલુ ગણવામા આવશે

૧૨ જો પાણી ખાંબળ માલમ પડે તો કેવા પગલાં ભરવાં તે ડેપ્યુટી ડાયરેકટર ઓફ એગ્રિકલ્ચર નકકી કરશે

૧૩ બોરીંગ કરતા પહેલા કુવાના માલીકે કુવામા કેટલા ફોસનું પાણી છે તથા પાણીનું લેવલ કેટલુ છે તે લખવુ. કારણ આનાપર પાછલી ગણત્રીનો આધાર રહેશે

૧૪ ડેપ્યુટી ડાયરેકટર ઓફ એગ્રીકલ્ચરની પરવાનગી સીવાય મીકેનીકને પૈસા અગર કઇ પણ ચીજ આપવામા આવશે તો ડીપાર્ટમેન્ટ જોખમદાર. નથી.

૧૫ બોરીંગ માટેની અરજીઓ ડેપ્યુટી ડીરેકટર ઓફ એગ્રીકલ્ચરને શીરનામે ગુજરત કરવી

૧૬ કુવાના માલીકે હાથથી ચાલતા મશીન માટે રૂ ૨૫) તથા પાવર માટે રૂ ૫૦) સરકારી સામાનની સલામતી, તથા બીજી ઓગ્રી અગવડો ર કરવા, ડીપોઝીટ તરીકે આપતા પડશે કામ પુરૂ થયા પછી, બોરીંગ બી સમાથી ચઢતુ ડીપોઝીટ કાપી આપવામા આવશે અને જ્યારે વારો આવતાં કામ કરવાનો ના કહેશે તો તે પાછી આપવામા આવશે નહી.

૧૭ જ્યારે બોરીંગનું કામ ચાલતુ હોય ત્યારે પાકને થતા નુકશાન માટે ખાતુ જોખમદાર નથી આમા મશીન ઉભુ કરવાનો, કામ કરવાનો, હ-થીઆર પની ગયુ હોય તો તે કઢવાનો, પાઇપ વીગેરે ખેંચવાનો તથા મશીન પાડવાનો સમાવેશ થાય છે

૧૮ કબુલાત પત્ર પર સહી થઈ હશે, અને ડીપોઝીટનાં નાણા ભર્યા હશે, છતાં પણ બોર કરવા ખાતુ ગાલેથરી આપતુ નથી, પણ બોરીંગ મશીન નવરૂં પડયેથી કામ હાથપર લેવા બનતા પ્રયત્ન કરવામાં આવશે જ્યાર થા બોરીંગ કરવા હુકમ થયો હોય ત્યારથી કબુલાત પત્ર બરોબર અમલમાં આવશે.

૧૯ આ નીયમો જેમ યોગ્ય લાગશે તેમ વખતો વખત ફેરવવામાં આવશે, પરંતુ બોરીંગનું કામ શરૂ કરતી વખતે જે નીયમો અમલમા હશે તે પ્રમાણે ચાલવાને કુવાનો માલીક બંધાયલો છે.

૨૦ એકસ્પ્લોરેટરી બોરીંગ (જમીનની સપાટીપરથી પાણીની તપાસ કરવા માટેનું બોરીંગ)

કુવો ખોદતા અગાઉ ૫૦ ફુટ ઉંડા કરેલા બોર અગર ૫૦ ફુટ કરેલા ટયુબ વેલને "એકસ્પ્લોરેટરી બોરીંગ" કહેવામા આવશે અને ત કામ માટે ફતેહમંદ થાય તો દર ફુટે રૂ ૧-૮-૦ પ્રમાણે ચાર્જ કરવામા આવશે, અને નીષ્ફળ થાય તો દર ફુટે રૂા. ૧-૦-૦ પ્રમાણે ચાર્જ કરવામા આવશે.

Bhimbhai M.
ડેપ્યુટી ડાયરેકટર ઓફ એગ્રિકલ્ચર
ગુજરાત-સુરત.

---

ડેપ્યુટી ડાયરેકટર ઓફ એગ્રિકલ્ચરની ઓફીસ.
ડીવીઝન ગુજરાત.

બોરીંગની મંજુરી આપતા પહેલાં સદરહુ ડીપાર્ટમેન્ટ તથા કુવા અગર જમીનની માલીક વચ્ચેનું સહી કરવાનું

## કબુલાત પત્ર.

૧ જાહેર ખબરની ૨, ૩, ૫ અને ૧૭ મી કલમ પ્રમાણે સઘળા પૈસા આપવા કબુલ છુ.

૨ મશીન તથા સામાન લઈ જવા લાવવા, કામ કરવા, મશીન ઉભુ કરવા તથા પાડવા માટે, જોઈતાં ગાડા તથા મજુરો જ્યારે જ્યારે જરૂર પડે ત્યારે પુરાં પાડવા કબુલ છુ.

૩ હુ બોરીંગ કરવા માટે ઉચી જાતની પાઇપો તથા જોઇન્ટ કટીંગ હું આપવા કબુલ છું અને પાઇપો ઉતારતા, ભાગે, વાંકી વળે વિગેરેથી થતા નુકશાન બદલ જોખમદારી મારી છે એમ ગણવા કબુલ છુ

૪ હેન્ડ મશીન માટે હુ રોજ ૧૦ મજુર તથા પાવર માટે ડેપ્યુટી ડાયરેક્ટર ઓફ એગ્રિકલ્ચર નક્કી કરે તેટલા મજુર આપવા કબુલ છુ.

૫ જાહેર ખબરની ૧૬ મા કલમ પ્રમાણે રૂા ૨૫/૫૦ ડીપોઝીટ આપવા કબુલ છું.

૬ બીજો બોર શરૂ કરતા અગાઉ, અગર તેજ બોર વધુ ઉંડો કરતા અગાઉ, ડીપાર્ટમેન્ટે મારે ખાતે જે ચાર્જ કર્યો હોય તે રોકડા આપવા કબુલ છુ

૭ જો હુ કામ શરૂ કરવા ના પાડુ અને મજુરં નહી પુરા પાડું અને સરકારી રીતે કહેવા છતાં બીજી મદદ તાત્કાળીક ન આપુ તો મારી ડીપોઝીટની રકમ પર મારો હક્ક રહેતો નથી

૮ મશીન આવે ત્યારથી તે જાય ત્યાં સુધી કઇ પણ સરકારી સામાન ખોવાય અથવા નુકશાન થાય તો તેનો જવાબદાર હુ છું અને તે બદલ હુ ચોક પરી રાખવા કબુલ છુ.

૯ મારું હીસાબનુ પત્રક મને મળે ત્યારથી એક મહિનાની અંદર, ડેપ્યુટી ડાયરેક્ટર ઓફ એગ્રિકલ્ચરને પૈસા આપવા કબુલ છું

૧૦ હુ જાહેર કરૂ છુ કે મારા કુવામા હાલ કેટલુ પાણી છે અને પાણીનુ લેવલ ફુટ છે

૧૧ જયારથી ખાતા તરફથી બોર હોલ લેવા હુકમ થયો હોય, અને કામ શરૂ કર્યું હોય ત્યારથી આ કબુલત બરોબર અમલમા આવશે એમ સમજવા કબુલ છું.

સાક્ષી

બોરીંગ કરવાની જગ્યાનું
ચોક્સ ઠેકાણું.

પટેલ ________ અગર સહી ________

તલાટી ________ ગામ ________ પેટા ________

હલકો ________

તારીખ ________

# ગોધરા ખેતીવાડી સ્કુલ.

ગોધરા (પંચમહાલ) મા ગુજરાતી ખેતીવાડી સ્કુલ ૧૯૨૦ સાલથી સ્થાપન થયેલી છે તેનુ ચોથુ વર્ષ તા ૧ લી જુનથી શરૂ થાય છે માટે તેમા દાખલ થવા ઇચ્છનાર ઉમેદવારોએ મજકુર સ્કુલના સુપ્રીન્ટેન્ડન્ટ ઉપર અરજી વખતસર મોકલી આપવી દાખલ થવા માટે નિયમો તથા સ્કુલનો અભ્યાસક્રમ આ સાથે પ્રસિધ્ધ કરવામા આવે છે.

સુરત તા૦ -૪-૨૩

Bhimbhai M.
ડેપ્યુટી ડાયરેક્ટર ઓફ એગ્રિકલ્ચર,
ગુજરાત.

---

## ગુજરાતી ખેતીવાડી સ્કૂલ.

ખેડુતના છોકરાઓને માટે સને ૧૯૨૦ થી સ્થાપન કરેલી ગોધરા ખેતીવાડી સ્કુલનુ નવુ વર્ષ દરવર્ષે તા ૧ લી જુનથી શરૂ થાય છે, તેના ધારા અને માહીતી નીચે પ્રમાણે છે :—

૧, આ નિશાળમા દાખલ થવા ઇચ્છતા ઉમેદવારોની પ્રાવેશિક પરિક્ષા નથી, પરતુ ઓછામા ઓછુ ગુજરાતી ચોથુ ધોરણ (એથી વધારે અભ્યાસ હોય તો સારુ) તેણે પાસ કરેલુ હોવુ જોઇએ અને તે બદલ જે ગુજરાતી સ્કુલમા તેણે અભ્યાસ કર્યો હોય ત સ્કુલનુ લીવીંગ સર્ટિફીકેટ (નિશાળ છોડયા બદલનો હીતસરનો દાખલો) અરજી સાથે સામેલ કરેલુ હોવુ જોઇએ આ સ્કુલનો અભ્યાસક્રમ બે વર્ષનો છે

૨. ઉમેદવારના વાલીનો ધધો ખેતીનોજ હોવો જોઇએ, અને તે જાતેજ ખેતી કરતા હોવા જોઇએ, કારણ કે આ નિશાળમા ખેતીને લગતુ તમામ કામ છોકરાઓના હાથેજ કરવુ પડે છે

૩ આ શાળામા ભણ્યા પછી જે ઉમેદવારનો ખેતી કરવાનોજ નિશ્ચય હોય તેણેજ આવવુ. જેનો નોકરીનોજ નીશ્ચય હોય તેને માટે આ સ્કુલ નથી

૪ ઉમેદવારની ઉમર ૧૫ થી ૨૦ વર્ષની હોવી જોઇએ

૫ આ નીશાળમા દાખલ થવા ઇચ્છતા ઉમેદવારના નામ ઉપર જમીન નહિ હોય તો તેના બાપ, કાકા વગેરે કોઇપણ નજીકના સગાના નામ ઉપર પણ હોવી જોઇએ અને તે જમીન કેટલી છે, સરકારમા મહેસુલ કેટલુ ભરે છે વગેરે બાબતનો દાખલો પટેલ તલાટી તરફથી અરજી સાથેજ મોકલવો જોઇએ.

૬. દરેક વિદ્યાર્થીને ભણવાનું, ખાવાનું અને રહેવાનું જેટલું ખર્ચ થાય તેટલી સ્કોલરશિપ સરકાર તરફથી આપવામા આવે છે એ ટલે વિદ્યાર્થીને ખાવાપીવા વગેરેનો ખર્ચ બીલકુલ કરવો પડતો નથી, પરંતુ અભ્યાસક્રમ પુરો થતા પહેલા (અધવચ) હોયપણ નીશાળ છોડે અથવા ગેરવર્તણુક ચાલવા બદલ તેને કાઢી મુકવામા આવ્યો હોય તો જેટલો વખત તે નિશાળમા રહ્યો હોય તેટલા વખતને માટે દર માસના રૂા ૧૦ પ્રમાણે તેની પાસેથી દંડ તરીકે વસુલ કરવામા આવે છે

પુસ્તક, સાયન્સેની, પરચુરણ ખર્ચ વીદ્યાર્થીના પદરનો હોય છે તે ખર્ચ (લગભગ વર્ષના રૂ ૧૦) બદલ વીદ્યાર્થીના વાંતીએ દાખલ થતી વેળા રૂા ૧૦ અનામત તરીકે આપવા પડશે

૭ આ નિશાળમા બીજી નિશાળો પ્રમાણે વાર તહેવારની રજાઓ મળશે સીવાય દીવાળી ઉપર એક મહીનો, અને ઉનાળામા દોઢ મહીનો રજા પડશે અને તે બેઉ રજા વેળા વીદ્યાર્થીને ઘેર જવા દેવામા આવશે આ નીશાળ કાઢવાનો સરકારનો હેતુ એછે, કે બે વર્ષ શીક્ષણ લીધા પછી વીદ્યાર્થી પોતાના માબાપને ખેતીના કામમા વધારે મદદગાર થાય અને ખેતી પણ વધારે ફાયદાકારક રીતે કરે દર વર્ષે પદર કરતાં વધારે નવા છોકરા દાખલ કરવામા આવતા નથી.

આ શાળામા નીચે પ્રમાણે વીષયો શીખવવામા આવે છેઃ—

(૧) કૃષિનીધા, (૨) સૃષ્ટીજ્ઞાન, (આ વીષયમા વનસ્પતી અને જતુ સંબંધી વ્યાવહારીક જ્ઞાન આપવામા આવે છે) (૩) ખેતીવાડીને લગતી ભુગોળ (૪) ખેતીવાડીને લગતું અંકગણીત અને જમીન ની માપણી (૫) આરોગ્યવિજ્ઞાન (૬) પેગ ધંધા (૭) ગ્રામ્ય અને ઘરેની જીવન (ખેડુતને ઉપયોગી કાયદા વગેરેનુ ઉપયોગી શિક્ષણ જેમકે જમીન મહેસુલનો એક્ટ, તગાવી એક્ટ, ડખા એક્ટ, લોકલ બોર્ડ એક્ટ) (૮) વાચન અને લખાણ (૯) ખેતી અને બગીચાનુ કામ (૧૦) ઓઈલ એંજિન કેવી રીતે ચલાવવુ, તેના દરરોજના ઉપયોગો ભાગ દરેજ સાફ કરી કેવી રીતે બેસાડવા વગેરે (૧૧) ખેતીના ઉપયોગી ઓજારના ભાગ ભાંગે તુટે ત્યારે કેવી રીતે દુરસ્ત કરવા એને લગતુજ સુથારી લુહારી કામ (૧૨) ઘરગથ્થુ ધંધા તરીકે વણાટકામ શીખવવામા આવે છે

૮ આ સ્કુલમા દાખલ થવા ઇચ્છતા ઉમેદવારે ગોધરા (જિલ્લે પંચમહાલ) ખેતીવાડી સ્કુલના હેડ માસ્તરને જેમ બને તેમ જલદી પોતાનો

હાયનીજ હોવી જોઇએ, ઉમેદવારને દાખલ કરવાની, અભ્યાસક્રમ પુરો થતાં સુધી રહેવા દેવાની, અને સ્કુલ છોડયા પછી તેને ખેતીના કામે લગાડવાની ઇચ્છા છે એ બદલના કબુલાત લખી તેના નીચે વાલીની સહી હોવી જોઇએ.

૯ જે ઉમેદવારને દાખલ કરવાનું નક્કી થશે તેને તે પ્રમાણે કાગળથી ખબર આપવામા આવશે, જે તારીખે હાજર થવા લખ્યું હોય તે તારીખે તેણે નીશાળમા આવી હાજર થવુ જોઇએ.

૧૦ વધુ ખુલાસા માટે, નીચેના સરનામે પત્ર વ્યવહાર કરવો.

J. G. Naik,
હેડ માસ્તર, ખેતીવાડી
નિશાળ—ગોધરા

---

ખેતીવાડી ખાતાના પ્રધાન ઓ૦ મી૦ ચુનીલાલ વી૦ મહેતાને મળવા, ચોરાસી તાલુકા ડેવલપમેન્ટ એશોશીએશનની ખાસ મીટીંગ તા. ૨૩-૧-૧૯૨૩ ના રોજ મળેલી તેનો હેવાલ.

---

મીટીંગમાં મંડળની મેનેજીંગ તથા એડવાઇઝરી કમીટીના મેમ્બરો તથા મંડળના પેટ્રનો હાજર હતા તે ઉપરાંત ગુજરાત પ્રાન્તના કમીશનર પ્રાટ સાહેબ તથા સુરત જીલ્લાના કલેકટર મેકમલન સાહેબ મીટીંગમાં પધાર્યા હતા.

મંડળના પ્રમુખ સરદાર દાદર તેમુરસ કાવસજી મોદી, બી એ. એલ, એલ, બી બાર-એટ-લૉ. એમ એલ સી ઓ, મી૦ ચુનીલાલ મહેતાનું સ્વાગત કરતા નીચે પ્રમાણે બોલ્યા હતા.

ઓ. મહેતા સાહેબ અને ગૃહસ્થો.

આ મંડળને સ્થાપન થયે ફક્ત સાત મહિના થયા છે, તેમ છતા, તેમાં ૧૪ પેટ્રનો, ૫૪ લાઇફ મેમ્બરો અને ૯૪૯ વાર્ષિક મેમ્બરો નોંધાઇ ગયા છે આવુ સંતોષકારક પરીણામ ખેતીવાડી ખાતાના અમલદારો તથા ચોરાસી તાલુકાનાં મામલતદારના સતત પ્રયત્નોને આભારી છે ખેતીવાડી ખાતું અમારા કામમાં ઉત્સાહ ભર્યો ભાગ લે છે, તે બાબતેના આપની હાજરી ઉપરથીજ

સાબીત થાય છે સાહેબ, આજનો પ્રસંગ અમારી નાની એસોસીએશનમાં એક તવારીખ રૂપે રહેશે, અને આપ સાહેબે અત્રે પધારી અમારા એસોશીએશન પ્રત્યે જે લાગણી બતાવી છે, તે માટે એસોશીએશન તરફથી હું આપ સાહેબનો આભાર માનું છું.

અમોએ અત્યાર સુધીમાં કરેલા કાર્યની ટુંક હકીકત આપને આપી છે, તે ઉપરથી આપને માલુમ પડયું હશે, કે અમોએ સુધરેલી ઢબના ઓજારનાં ડીમોનસ્ટ્રેશન્સ, સાઈડ બી. પુરૂં પડયું ને, તથા અમારી કમીટીની સંમતિથી ખેતીવાડી ખાતા તરફથી ચોરાસી તાલુકાના લોકોના જરૂરીઆત જાણવા માટે તાલુકાના ખેતીવાડી સર્વે વગેરે કાર્યો કર્યા છે પણ હું કહેવાને દીલગીર છું. કે, કો-ઓપરેટીવ ખાતા તરફથી લોન ક્રેડીટ સોસાયટીઓ સ્થાપન કરવાનું, તેમજ તેવાજ પાયા ઉપર કો ઓપરેટીવ સરવે કરવાનું કંઈ પણ કાર્ય થયું નથી હું ઇચ્છું છું કે કો-ઓપરેટીવ ખાતું જાગ્રત થશે અને અમને મદદ કરશે, ત્યા રસ્તા બતાવશે.

સુધરેલ ઢબનાં હળ, તથા બીજા ઓજારો, ખેતીના કામમાં કેટલા કીંમતી છે ને, ખેડુતોને તેમના ખેતર ઉપર કરી બતાવવાને પૈસાની ઘણીજ જરૂર છે.

આવક ખર્ચના હીસાબ ઉપરથી આપને માલુમ પડશે કે વાર્ષિક મેમ્બરોની પી વસુલ વર્ષમાં ખર્ચાઈ જશે વર્ષ આખરે ફક્ત અમારી પાસે પેટ્રન તથા લાઇફ મેમ્બરોની ફી રહેશે, કે જે નિયમ ન ૩૨ પ્રમાણે કાયમ ફંડ તરીકે રહેશે કોઈપણ સંસ્થાનું અસ્તિત્વ મોટે ભાગે તેના કાયમ ફંડ ઉપર રહે છે; જેથી કરીને અમો કાયમ ફંડને બીલકુલ હાથ લગાડવા માગતા નથી માટે અમારે, પ્રોગ્રામ ઉત્સાહ પુર્વક પાર પાડવા અમાડે પૈસાની ખાસ જરૂર છે તો આપ સાહેબનું ધ્યાન અમો વિનંતિ પુર્વક આ બાબત તરફ ખેચીએ છીએ અને આ વરસે ઓછામાં ઓછી એક હજાર રૂપીઆની વધુ ગ્રાન્ટ મંજુર કરવા અમો અરજ કરીએ છીએ.

ખેડુતોની જે જે અડચણો હોય તે સરકારમાં રજુ કરવી, અને તેને અનના પ્રયત્ને દુર કરવી, એ આ મંડળનો મુખ્ય હેતુ છે માટે આપ ની આગળ હું તેમાંની મુખ્ય રજુ કરવા રજા લઉં છું.

(૧) અઠવા ફાર્મ સાથે જોડીને એક ખેતીવાડી સ્કુલ સુરતમાં ખોલવાની ખાસ જરૂર છે. જેથી ખેડુતોના છોકરાઓને ઘણોજ ફાયદો થશે. અડચણ માત્ર પૈસાની છે પણ જો સારી યોજના ઘડી કાઢવામાં આવે તો ડીસ્ટ્રીકટ લોકલ બોર્ડ તેમાં દર વરસ સારી રકમ આપશે હું ધારૂં છું કે આપ સાહેબ આ બાબત ઉપર પુરતું લક્ષ આપશો.

(૨) બીજી અડચણ ખેતીના મજુરો મેળવવાની છે ગામડાંઓમાં મજુરોના દર ઘણાજ વધી ગયા છે. તેમ છતા, મજુર મળી શકતા નથી. ઘણી વખત મજુરો દુરના જીલ્લાઓમાથી લાવવા પડે છે આ મજુરોને અગાઉ રૂપીઆ ભીરવા પડે છે, અને પીરેલી રકમ પુરી થતા અગાઉ તેઓ એક ધણીઆમાને છોડી બીજાને ત્યા ચાલ્યા જાય છે, આ બાબતમા આસામ અને દાર્જીલીંગના ચાના બગીચાવાળાની માફક જો કંઈ કાયદો ઘડી કાઢવામાં આવે તો સ્થિતિ સુધરે તેમ છે, અગર તો દિવસે દિવસે વધુજ ખરાબ થતી જશે.

(૩) બીજી અડચણ સારા મીઠા પાણીની છે. મીઠા અને જોઈતા પ્રમાણમા ઢોર અને બાગાયત માટે ખાસ પાણીની જરૂર છે હાલમા ગામડાંમા જે વાવો છે તે સમરાવવા જોઇએ અને નવા કુવા ખોદાવવા જોઈએ. આ સવાલ ઘણોજ અગત્યનો છે અમો ફક્ત આપનું ધ્યાન તે બાબત પ્રત્યે ખેંચવા માગીએ છીએ

હુ બેસી જતાં, તે પહેલા આપ અત્રે પધારી અમારા ઉપર જે ઉપકાર કર્યો છે, તે બદલ હું આપનો અંતઃકરણ પુર્વક આભાર માનું છું.

તેનો જવાબ મહેરબાન સાહેબે નીચે પ્રમાણે આપ્યો —

સરકારી નવી યોજના મુજબ સ્થપાએલી આ એસોશીએશનમા આજે આપ સઘળાને મળતા હુ ઘણોજ ખુશી થયો છુ આ યોજના ઘડી કાઢવામા મે ઘણો ભાગ લીધેલો છે તે અગાઉ ઈલાકામા ઘણી એસોસીએશનો સ્થપાએલી, પણ તેમાની ઘણી ખરી બીલકુલ કામ કરતી નથી ખાસ કરીને ફક્ત ધારવાર અને ખાનદેશમાની એસોસીએશનો હાલમા સારૂં કામ કરે છે. આવા મંડળોને ફક્ત બે અડચણો નડે છે (૧) પહેલી સારા ફંડની ખામી (૨) અને બીજી લોકોના ઉત્સાહની ખામી. પહેલી ખામી નવી યોજના ઘડી કાઢવાથી કેટલેક દરજ્જે નાબુદ થાય છે જેમાં દરેક મંડળને દર વરસે તેના ખર્ચના ૫૦ ટકા અથવા વધારેમા વધારે એક હજાર રૂપીઆ સરકાર તરફથી ગ્રાન્ટ આપવામા આવે છે બીજી ખામી લોકોના ઉત્સાહની છે તે તમારે પોતાનેજ દુર કરવાની છે મને આનંદ થાય છે કે તે ખામી તમારી એસોસીએશનમા નથી ખાનદેશમા ઘણા મંડળો હયાતીમાં છે, પણ સઘળા સારૂં કામ કરતાં નથી માટે સરકારે તેમને ગ્રાન્ટ આપવાનુ ઉચિત ધાર્યુ કે જે વડે તેઓ પગારદાર માણસ રાખી શકે યોજનાને અમલમા લાવવા માટે પગારદાર માણસની ખાસ જરૂર છે જો ખરી દીશામાં પ્રયત્નો કરવામા આવે, તો હું ધારૂ છું કે, આપણે થોડાજ વખતમાં ખેતીવાડીમા સારૂં પરીણામ લાવી શકીએ.

શરૂઆતમા એમ ધારવામા આવ્યું હતુ કે એસોસીએશનોને ફક્ત ખેતીવાડી જ્ઞાન પ્રચારનું કામ કરવુ, પણ હવે મને લાગે છે કે એઓએ ખાનદેશની માફક સારૂં ચોકખુ બી ઉગાડનાર ખેડુતોના મંડળો તઈયાર કરવા ત્યાં બી વહેચવું. વગેરે કામો હાલમા લેવા જોઇએ સરકારને આવી જાતનાં કામોમા ઘણા પૈસા રોકવા પડે છે. વળી દિવસે દિવસે કામ વધતુ જાય છે તેથી વધારે પૈસાની માગણી આવતી જાય છે માટે એસોસીએશનોએ બી ખરીદવા જોઇએ, અને ખેડુતોને વહેચવા જોઇએ. તેવીજ રીતે ઓજારો પણ ખરીદી શકાય અને લોકોને ભાડે આપી શકાય. ખેતીવાડી ખાતું શરૂઆતમા થોડા વખત માટે તમને ઓજારો લોન તરીકે ધીરી શકે.

આ હેતુઓ પાર પાડવા માટે આ મંડળોને આપણે કો-ઓપરેટીવ એક્ટ મુજબ રજીસ્ટર કરાવવા જોઇએ ત્યાર બાદ પ્રોવીન્સીઅલ બેંકો તેમને બી, ઓજાર વગેરે ઉપર પૈસા ધીરશે સરકાર, લોકોની જરૂરીઆત પુરી પાડી શકે તેમ નથી, માટે દરેક તાલુકાએ પોતાની એસોસીએશન સ્થાપવા પ્રયત્ન કરવોજ રહ્યો અને આ પ્રમાણે દર વર્ષે બે લાખ રૂપીઆ ખેતીવાડી જ્ઞાન પ્રચાર પાછળ ખર્ચાય, તે તને માટે વધારે નથી પણ સરકારને તે હાલમા ભારે થઇ પડે. સરકારે ખેતીવાડી ખાતાની ગ્રાન્ટ ૧૯ લાખ હતી, તેના પંદર લાખ કરી નાખી છે. માટે હાલમાં આવા મંડળોને પૈસાની બાબતમા વધારે મદદ થઇ શકે તેમ નથી.

તમે સુરતમાં ખેતીવાડી સ્કુલ સ્થાપવા બાબત સવાલ ઉઠાવેલો છે આ બાબતમા સરકારે ૧૯૧૭મા દરેક જીલ્લામા એક એક ખેતીવાડી સ્કુલ સ્થાપવી એવો ઠરાવ પસાર કર્યો છે. પણ થોડા વખત સુધી હાલ જેટલી સ્કુલો છે, તેમા વધારો કરી શકાય તેમ લાગતુ નથી અમે હમણાજ ધુળીઆમા એક ખેતીવાડી સ્કુલ ખુલ્લી મુકી છે અને સુરતમા પણ ઉઘાડવાને બનતો પ્રયત્ન કરીશુ ખેતીવાડી સ્કુલોનો મુખ્ય ઉદ્દેશ એ છે, કે ખેડુતોના છોકરાઓને ખેતી સબંધી શિક્ષણ આપવુ, જનો ઉપયોગ એઓ પોતાની જમીન ઉપર કરી શકે. આ હેતુ ખેતીવાડી કાલેજથી પુરતા સચવાતા નથી. ડીસ્ટ્રીક્ટ લોકલ બોર્ડ મદદ કરવાનુ કામ ઉપાડી લેવા કહે છે, તેને માટે ધન્યવાદ ઘટે છે. ધુળીઆમા હુન્નરશાળાનો એક ભાગ સ્કુલ માટે કાઢી આપવામા આવ્યો છે. અને વિદ્યાર્થીનો ખર્ચ ખાનદેશની ડીસ્ટ્રીક્ટ લોકલ બોર્ડ આપનાર છે અને સરકાર શિક્ષકોનો ખર્ચ આપશે. લોણીમા અમે થોડાક સારા વિદ્યાર્થીઓને સ્કોલરશીપ આપવાની રીત દાખલ કરી છે બાકીના દરેક પોતાનો ખર્ચ આપે છે સુરત, ખેતીવાડી સ્કુલ માટે ઘણુ જ સારૂં સ્થળ છે. પ્રેક્ટીકલ કામ તથા અખતરા માટે ફાર્મ છે. વળી ખેતીવાડીનો સારો અને અનુભવી સ્ટાફ

અમલદારો તમામ જોઈતી મદદ આપશે તમારામાંના કોઈ પણ ગૃહસ્થને આ સભામાં કંઈ પણ ખેતીવાડીના કોઈ બાબતના પ્રશ્નો ચર્ચવા હોય, તો તેઓને ઘણી ખુશીથી ચર્ચવા દેવામાં આવશે જેથી સરદાર રાવ મી. કે. ગોડીએ ગુજરાતીમાં બોલવાની રજા લઈ નીચે પ્રમાણે બોલ્યા જીલ્લાના લોકલ બોર્ડ પાસે બોરીંગ મશીન છે. પણ અનુભવી માણસના અભાવે કરીને તે હાલમાં નકામું પડ્યું છે. મુખ્ય અડચણ અનુભવી માણસો મેળવવાની છે. નહિ કે બોરીંગ મશીનની. આ પર મહેતા સાહેબે કહ્યું કે અત્રેથી માણસ પુના શિક્ષણ લેવા મોકલવા જોઈએ. ત્યાર બાદ ભીમભાઈ આર. નાયક બોલ્યા કે, અમોએ એક માણસ પુના મોકલ્યો પણ તે સારો નીવડ્યો નહિ અને સારા માણસો ઝાઝો પગાર લેતા નથી હાલમાં એક બરોડા સ્ટેટનો અનુભવી માણસ રોકવામાં આવ્યો છે, તેમ છતાં કોઈ સરકારી નોકર લોન તરીકે લેવા ખુશી છે.

ત્યારબાદ ગુજરાતના ખેતીવાડી ખાતાના ડેપ્યુટી ડાયરેક્ટર, રાવબહાદુર ભીમભાઈ એમ. દેસાઈએ કહ્યું કે આજની તક એક અમૂલ્ય તક છે, કારણ કે જીલ્લાના કલેક્ટર સાહેબ, પ્રાંતના કમીશનર સાહેબ અને મુંબાઈના ખેતીવાડી ખાતાના પ્રધાન સાહેબ, અત્રે પધારેલા છે માટે જેને જે કંઈ અડચણ હોય, તે તેમણે અત્રેથી ખુલ્લી જણાવવી.

મી ભીમભાઈ આર નાયકે ગામનાં તળાવો અને તેની અત્યારની ખરાબ સ્થિતિ વિષે વિવેચન કર્યું અને કહ્યું કે તેમને સમરાવવા જોઈએ, જેનો જવાબ પ્રાંત સાહેબે એવો આપ્યો કે સરકાર તરફથી તેમને સમરાવવા માટે દર વર્ષે અમુક રકમ નાખવામાં આવે છે અને તે દર વર્ષે જીલ્લાના કલેક્ટરની ભલામણ મુજબ કમીશનર તરફથી મંજુર કરવામાં આવે છે, અને ખર્ચાય છે. આ વર્ષે ગ્રાન્ટ અપાઈ ગઈ છે જેમને જરૂર હોય તેમને જીલ્લા કલેક્ટર મારફત અરજી મોકલવી

ત્યારબાદ ઉમરગામના પટેલ મી૦ હોરમસજી બોલ્યા કે ખેતીના મજુર ગમે તે વખત ખેતીનું કામ પડતું મુકી ચાલ્યા જાય છે તો તે બાબતમાં કંઈ બંદોબસ્ત થવો જોઈએ. વળી મી. ભીમભાઈ નાયકે કહ્યું કે દક્ષિણ આફ્રિકામાં એવો કાયદો છે, કે નોકર અને ધણી બન્ને અમુક મુદતની શરતથી બંધાય છે. અને બેમાંથી જે શરત તોડે તે ગુન્હેગાર ઠરે છે

પછીથી મી૦ ગુલાબભાઈ આર. દેસાઈ જમીનના પડી જતા ભાગલા સંબંધી બોલ્યા અને કહ્યું કે ટુકડા થઈ જતા અટકાવવા જોઈએ આ બાબતમાં મહેતા સાહેબે જવાબ આપ્યો કે સરકાર આ બાબતમાં વિચાર ચલ

વે છે અને તે કામથી એક કામચલાઉ ચોના ઘડી આપના ઉપર મોકલ વામાં આવશે, તે ચોના ઉપર એસોસીએશન વિચાર કરી સુચનાઓ મોકલશે, તો તે ઉપર પુરતું લક્ષ આપવામાં આવશે.

વળી મી૦ ગુલાબભાઈ આર દેસાઈ ઢોર ચરણ બાબતમાં બોલ્યા, અને કહ્યું કે ઢોરના ઉછેર માટે તેની ખાસ જરૂર છે તો તેને ઉત્તેજન આપવા માટે બેહાણ જમીન અને ચરણ જમીનના મહેસુલમાં ફેરફાર રાખવો જોઈએ વળી મી૦ નાયકે પણ કહ્યું કે ચરણ ઘણાજ ઘટાડી નાખવામાં આવ્યા છે, માટે દરેક ગામે અમુક ચરણનો આંકડો નક્કી કરવો જોઈએ જેના જવાબમાં કહેવામાં આવ્યું કે આ સઘળી બાબતો ધ્યાનમાં લેવામાં આવશે આવું વિવેચન થયા બાદ સભાનું કામકાજ ખલાસ થયું હતું, ને ફુલપાન થયા બાદ સભા વીસર્જન થઈ હતી.

આબાલાલ એમ. પટેલ.
ગ્રેજ્યુએટ ફીલ્ડમેન, ચો૦ તા૦ ડે૦
એસોસીએશન, સુરત.

---

## ભરૂચ જીલ્લામાં ટ્રેક્ટર અથવા મોટરથી ચાલતું હળ

હીંદુસ્તાનની જમીનને અનુકુળ આવે તેવા ટ્રેકટર્સ અગર મોટરથી ચાલતા હળો અને તેથી ખાનગી જમીનદારોને ફાયદો થવાનો સંભવ, એ વીષય ઉપર આ ત્રૈમાસીકમાં ગઈ જુલાઈ ૧૯૨૨ ના અંકમાં પ્રસીધ્ધ થયેલો લેખ વાચક વર્ગના ધ્યાનમાં હશેજ સદરહુ લેખમાં મધ્યપ્રાંત ખેતીવાડી ખાતા તરફથી પ્રગટ થયેલી હકીકત આપવામાં આવેલી હતી. હવે મુંબઈ ઇલાકાને અને ખાસ કરીને ભરૂચ જીલ્લાને ઉપયોગી હકીકત વાચકો આગળ રજુ કરવામાં આવે છે.

મુંબઈ ઇલાકાના ખેતીવાડી ખાતા તરફથી ગયા ત્રણ વર્ષમાં ત્રણ ચાર જુદી જુદી જાતના ટ્રેકટરો ખરીદવામાં આવેલા તેના અખતરા કરી જોતાં નીચે પ્રમાણે પરીણામ જણાયું છે.

ઉપરના પત્રક ઉપરથી જણાય છે કે. કેસ ટ્રેકટર કાળી જમીન માટે વધારે સારૂ છે. તે પણ જુદે જુદે ઠેકાણે હજુ વધારે અખતરા કરી જોવાની જરૂર છે કે જેથી કરીને કઇ જમીનને કઇ સ્થિતીમાં કયું ટ્રેકટર અનુકુળ આવશે તે નક્કી થઇ શકે.

જે ઠેકાણે બળદની તથા મજુરોની તંગી તથા મોંઘવારી ઘણી હોય છે, ત્યા ટ્રેકટરથી ખેડાણ ફાયદાકારક માલમ પડયુ છે આવી મોંઘવારીની સ્થિતી ભારૂચ જીલ્લામાં ઘણી ખરી જગ્યાએ જોવામા આવે છે. જેથી ત્રેકટરથી જમીન ખેડાવવા ઘણા લોકો ઉત્સુક થયેલા છે.

ભરૂચ અને અંકલેશ્વર તાલુકાના કેટલાક ખેડુતોની ખાસ માંગણી થવાથી મુંબઇ ઇલાકાના ખેતીવાડી ખાતા તરફથી એક કેસ ત્રેકટર ભરૂચ જીલ્લામાં લાવી ખેડુતોની જથાબંધ જમીન દર એકરે રૂ૦ ૧૦) પ્રમાણે ભાડુ લઇ ખેડાવી આપવા હાલ ગોઠવણ ચાલે છે તે જો નકકી થાય તો ચાલુ સાલમાં મે આખર સુધીમાં જેટલી બને તેટલી જમીન ત્રેકટરથી ખેડાવી આપવામાં આવશે

ત્રેકટરથી જમીન ખેડાવવાની જેમની મરજી હશે તેમણે ભરૂચ જીલ્લા ડીસ્ટ્રીકટ એગ્રિકલ્ચરલ ઓવરસીયર તરફ અરજી કરવી. અરજદારે આ સાથે કબુલતનુ ફાર્મ ભરી આપવુ પડશે.

આ પ્રમાણે જે અરજીએ આવશે તેના અનુક્રમ પ્રમાણે તથા ખાતાની સગવડ મુજબ જમીન ખેડી આપવામા આવશે. તો આ કામમાં ખેડુત ભાઇઓ તરફથી યોગ્ય રીતે તમામ મદદ ખાતાના માણસોને આપવામાં આવશે એવી આશા છે.

સુરત. એપ્રીલ ૧૯૨૩.

Bhimbhai, M.
ડેપ્યુટી ડાયરેક્ટર ઓફ એગ્રિકલ્ચર
ગુજરાત સુરત.

# મુંબઈ ઇલાકાનું ખેતીવાડી ખાતું.

મોટર હળથી જમીન ખેડાવવા કરારનામા ઉપર સહી કરવાનું, ગુજરાતના ડેપ્યુટી ડાયરેક્ટર ઓફ એગ્રિકલ્ચર તથા તથા સદર જમીન માલીક વચ્ચેનું કબુલાત ફોર્મ.

૧. હું ______ રહેવાસી ગામે ______ તાલુકે ______ જીલ્લા ______ નો મારી જમીન સર્વે નંબર ______ એકર ______ ની માહે મે ૧૯૨ આખ પુરી થતી ચાલુ મોસમમા મોટર હળથી ખેડાવવા કબુલ છુ

૨ મોટર હળથી ______ ઈંચ ઉંડાઈથી ખેડ ફક્ત એક વખત કરવા માટે દરે રૂા ૧૦) કામ પુરૂ થયા પછી તરતજ આપવા કબુલ છુ

૩ બનાબર કામ શરૂ થવાની તારીખ પહેલા ૮ દિવસ અગાઉ, મશીનરીને નુકશાન કરતા તમામ ઝુડીયા જમીનમાથી કાઢી નાખી અને ખાડા પુરી જમીન ખેડાવવા માટે તદ્દન ચોખ્ખી કરી રાખવાનુ કબુલ છુ

૪ કામ શરૂ થવાની તારીખ જે નીમવામા આવશે અને મને ૧૫ દિવસ દિવસ અગાઉ જણાવવામા આવશે તેજ તારીખે જમીન ખેડાવવા સારૂ આપવા હુ બધાઉ છુ તેમ કરવામા વિલંબ થાય તો દરરોજના રૂા ૧૦) પ્રમાણે દંડ આપવા, તેમજ જમીનની અંદર ઝુડીયા અગર ખાડા હોવાને લીધે મશીનરીને જે નુકસાન થાય તે બધું આપવા હુ કબુલ છુ

૫ ખેડાવવાની જમીન તથા તે ઉપર કયે રસ્તે જવાનુ તે ડરાઈવરને બતાવવા તથા તેના કામમા બનતી તમામ મદદ આપવા કબુલ છુ

૬ મારી જમીનને વખતસર અગર બીલકુલ નહી ખેડવાનુ થવાથી જો નુકશાન થાય તો તેને માટે ખેતીવાડી ખાતુ જોખમદાર નથી એ બાબત મારે કબુલ છે

૭ કામ બરાબર ન થાય અગર બીજી કંઈ પણ તકરાર ઉભી થાય તો ડેપ્યુટી ડાયરેક્ટર ઓફ એગ્રિકલ્ચરે કરેલો ચુકાદો છેલ્લો તરીકે ગણવા કબુલ છુ

(સાક્ષી) ______ સહી ______

ધંધો ______ ગામ ______

પોષ્ટ ______ તાલુકો ______

ઈત્યાદી ______ જીલ્લો.

# નાળીએરીનો ઉછેર,

અને

## તેમાંથી ઉપજ કરવાની રીત —

ગુજરાતના કેટલાક જીલ્લામાં તાડના ઝાડ ઘણાં થાય છે, મુખ્યત્વે કરીને સુરત જીલ્લા તરફ તેમજ પંચમહાલ જીલ્લાના કેટલાક ભાગમાં તાડ ઘણા થાય છે, અને તેમાંથી કેટલાક લોકો તાડી કાઢી પીએ છે; તથા તેનાં ફળ (ગલેલા) આવે છે આને બદલે નાળીએરીનું વાવેતર કરવામાં આવે તો ઘણો ફાયદો થઇ શકે છે.

નાળીએરના ઝાડને મુખ્યત્વે કરીને દરિયા કીનારાની ભેજવાળી જમીન વધારે પસંદ પડે છે તેથી તેની પેદાશ દરીયા કીનારે થાય છે, તો પણ જો આપણે ઉછેરવા ધારીએ તો આપણે ત્યાં પણ ઉછરી શકે છે, અને તેનો પાક લઇ શકાય છે કેટલાક બગીચાઓમાં તેમ કેટલાક શહેરોના વાડામાં નાળીએરીના ઝાડ ઉછરેલા જોવામાં આવે છે. આથી ખાત્રી થાય છે, કે આપણે ત્યાં પણ તેની સારી રીતે માવજત કરીએ તો ઉછરે તેમાં શક નથી

જે જગાએ તાડ ઉછેરતા હોઇએ તે જગાએ તેને બદલે નાળીએરી ઉછેરવામાં આવે તો ખેતરની જગા રોકશે નહી એટલુંજ નહી પણ વાડની ચડમાં ઉછરી ખેતરને શોભાવશે

નાળીએરી ઉપરજ પાકેલા તોફા લઇ તેમાંથી છોડ કરીને રોપીએ તો તેનું (નાળીએર) ફળ સારૂ અને વહેલું આવે છે.

જેમ તાડના ઝાડને ફળદાયક બનતા આશરે આઠેક વર્ષ લાગે છે તેમ નાળીએરીને પણ આશરે આઠેક વર્ષે ફળ બેસે છે, માટે આનો ઉછેર પોતાના ખેતરની ચોગેરની વાડ પાસે કરવા દરેક ખેડુત બંધુને મારી વિનતી છે, અને તેમાં નીચેની હકીકત જરૂરી થઇ પડે તેમ હોવાથી ટુંકમાં લખું છુ.

ઉનાળામાં નાળીએરી ઉપરજ પાકેલા તોફા લાવી તેને જમીનમાં આશરે બે અઢી ફુટ ઉંડા ખાડા કરી, તેમાં રેતાળ જમીન ન હોય તો ઝીણી રેતી અને ખાતર નાખવું. પછી તોફા રોપવા, અને દર ત્રીજે દિવસે તે ક્યારાને પાણીથી ભરી રેવો એટલે આશરે બે અઢી માસે તેમાંથી ફણગો ફુટી છોડ નીકળશે તે છોડ આશરે વર્ષેકનો થાય એટલે જે જગાએ નાળીએરી કાયમ રોપવી હોય તે સ્થાને રોપવી, પણ પ્રથમ ખાડો કરી તેમાં ઉધઇ, કીડીઓ વગેરેથી નુકશાન ન થાય તેટલા માટે તે ખાડામાં નકામું ઘાસ, ઝાડના ડાખલા, બાર

સળગાવી દેવુ; એટલે તેમાં ઉધઈનો ઉપદ્રવ થશે નહિ. ત્યારબાદ સારી ઓગળી રેતીવાળી માટી, અને ખાતર પુરવુ, પછી ઉછેરેલો છોડ રોપી પાણી પાવું દર ત્રીજે યા ચોથે દિવસે પાણી પાતા રહેવું સાત આઠ વર્ષે નાળીએર લાગશે. જમીન માફક આવશે તો ફાલ સારો બેસસે તાડના કરતાં આ ઝાડ ઉછેરવાથી ખેતરની શોભા પણ સારી દેખાશે; એટલુંજ નહિ પણ તાડી પી દેફમા ફસાતા મટશે જેની ઇચ્છા નાળીએરી ઉછેરવાની હોય નહે નાળીએરી ઉપરજ પાકેલા તોફા સુરત તરફ મળે છે ત્યાંથી મંગાવી ઉછેરવા. કેટલીક જગાઓ (દક્ષિણ તરફ) નાળએરના તોફાને કુવામાં નાખી મુકે છે. એટલે તમાં પાણી પુષ્કળ મળવાથી ફણગો વહેલો ફુટે છે. તો તે પ્રમાણે કરવા જેની ઇચ્છા હોય તણે પોતાના માલકીનાજ કુવામાં નાળીએરના તોફા નાખી ઉછેર કરવો સાર્વજનિક કુવામાંથી કોઇ કાઢી લઇ જશે એવી શકા રહે છે તે પોતાના કુવામાં રહેશે નહિ. અને તેમ કરવાથી જલદી ફણગો ફુટી નીકળે છે, માટે તેમ કરવું વધારે ફાયદા કારક છે.

ઉપરનો લેખ સમાપ્ત કરતાં મારા ખેડુત બંધુઓને આગ્રહપુર્વક ફરીથી વિનવીશ કે તેઓ પોતાના ચોવાડ ખેતરમા નાળીએરીનો ઉછેર કરશેજ. ઇતિ શિવમ્ !

લેખક,
આધુસિંહ નથ્થુસિહજી સોલકી,
હેડ માસ્તર.
લો. બો સ્કુલ, રણીઆર (ઝાલોદ)

---

## ખેડીઆ ઘઉં (પુસા નંબર ૪) વિષે કંઈક.

લેખક:—પરાગજી રણછોડજી દેસાઇ–ખેતીવાડી ઓવરશીઅર–અમદાવાદ

મોડાસા મહાલમાં ધનસુરા, બુટલા, લેસવાડા, શાયરા, સાકરીઆ, દેત્રેઇ વીગેરે ગામે વાજીઆ ઘઉનુ રવી વાવેતર ચોમાસામા મકાઈ અગર બાજરીના પાક લીધા બાદ બહોળા પ્રમાણમાં કરવામાં આવે છે. ધનસુરા વાળા ભાગમા તેમજ સાકરીઆ લેસવાડા ગામે જમીન ઘણે ખરે ભાગે કાળી અને બેસર છ બા ભાગમા કુવા પથ્થર નજીકમા હોવાથી પહોળાં ખોદેલા હોય છ જેથી પાણીના સગ્રહ રહી શકે શાયરા અને દેત્રેઇ વાળી જમીનનો કેટલોક ભાગ રતાળ છે અને વધારે ફળદરૂપ છે.

ધનસુખ વાળા ભાગમા એ વરસ થયાં બોડીઆ ઘઉ (પુસ. નંબર ૪) નુ વાવેતર દાખલ કરવામા આવ્યુ છે ચાલુ સાલે ધનસુખ, મનકપોર, દેત્રોજ ખુખવ (મોડાસા તાલુકાના) ગામમા તેમજ સ્થોદ અને આણીજ (ધોળકા તાલુકાના) ગામમા તેમજ ખસગ્રાની (ગેમણુ દશક્રોઇ તાલુકાના ગામમા વાવેતર કરવામા આવ્યુ હતુ

ઘઉ ઘણા ખરા ખેડુતને સારા પાકયા છે અને આ ઘઉનું વાવેતર હવે વધે એમ છે માટે નાચેનુ નીરીક્ષણ ખેડુત વર્ગને ઉપયોગી જણાશે.

(૧) બોડીઆ ઘઉને જયારે વાવેતર થાય ત્યારે જમીનમા ભીનાશ અંગ ભેજ વાજીઆ ઘઉ કરતાં વધાર જોઇએ છે કે જેથી બરાબર ઉગી નાકળે. વળી વધુ તાપ પડતો હોય તે અગાઉ એનુ વાવેતર થવુ ન જોઇએ કારણ કે ઘઉ એવા વખતમાં ઉગ્યા પછી સુકાઇ જાય છે અને આછા પડી જાય છે બોડીઆ ઘઉ વાજીઆ થાય છે (ના એના દાણા સારો હોવાથ તેમજ ગેરૂ નો રોગ થોડા પ્રમાણમા હોવાને લીધે ખેડુત લોકોને ફાયદાકારક જણાય છે. કીમત વધુ આવે છે અને એ સાલના ઉપાડ પહેલો થાય છે, ખાવામા પણ સારા છ

૨ વાજીઆમા ગેરૂનો રોગ વધારે જણાય છે ગેરૂ આવે એટલે ખેડુત લોક પાણી પાવાનુ બંધ કરે છ બોડીઆ ઘઉમા કંઠી વહેલી આવતી હોવા થા એની અસર ફક્ત પાતગ પર જણાય છે અને થી કરી બોડી આ ઘઉ મા એક બે પાણી વધુ પાવા પડે છે ગઇ સાલ પાકેલા ત ઘઉ ધનસુખ વ વેલા અને આ સાલ દાહોદ ફાર્મપરથી બોડીઆ ઘઉનુ બી મગાવેલુ પણ એઉમા ગેરૂનો રોગ કંઇકજ્યાજ જણાયો હ । પણ નુકશાન થયુ હતુ નહી

થાય છે એમ અનુભવ કહે છે વળી આ ઓડીઆં વકામા ગેરુનો ભય હોતો નથી તેથી એનુ મોડું વાવેતર થયુ હોય પણ ગેરુથી ભય રહેતો નથી

પ્ર. મોડાસાગામના ભાગમા ૨૩ ગુઠે બે મણ ઘઉ વવાય છે અને છ ખાત પાણી પાકતા સુધી પાવા પડે ? જમીનની મગદૂરના પ્રમાણ,ગા. ૨૩ ગુઠે વધુ પાક મોસમના અનુકુળતા પ્રમાણે આસરે મણ ૪૦ અને ઓછામા ઓછા વાજીઆનો પાક પાંચ મણ થાય છે તેવીજ રીત ઓડીઆ ઘઉને મા ટે પણ સમજવુ પણ ગેરવાળા વરસમા વાજીઆમા નુકશાન થતુ હોવાથી ઓછો પાક થાય છે જ્યારે ઓડીઆમા નુકશાન થતુ ન હોવાથી વધુ પાક થાય છે

આ સાલના ઓડીઆ ઘઉના પાકના આંકડા ખેડુતની ખબર પ્રમાણે નીચે પ્રમાણે છે

| ગામનુ નામ | તાલુકાનુ નામ | એકર ની વાવેલુ મણ | એકર પાક મણ | રીમાર્ક |
|---|---|---|---|---|
| ધનસુરા | મોડાસા | ૫૯ | ૪૫૩ | આ પૈકી ઘણા ભાગ |
| ટીંટોઈ | ,, | ૨૫ | ૨૦૦ | વાવેતરમા આવતી |
| તલોદ | ,, | ૧૦ | ૯૦ , | સાલમા વપરાશે અને |
| પ્રાંતીજ | પ્રાંતીજ | ૧ | ૧૯ | થોડા ખાવામા જશે |
| અસલાલી | દસ્ક્રોઇ | ૩૦॥ | ૩૦૦ | |

૬ (ઓડીઆ ઘઉનુ બી દાહોદ ફાર્મના સુપ્રીન્ટેન્ડન્ટ સાહેબને લખવાથી ભાવ વીગેરે હકીકત મંગાવી શકાશે)

મોડાસા વાળા ભાગમા ઘઉ જે બીને માટે રાખેલા હોય છે તે વધારે પ્રમાણમા સળી જાય છે માટે બી સાચવી રાખવા આ સાલ ધનસુરા તેમજ ટીંટોઇ ગામે નીચે પ્રમાણે અખતરા કરેલા છે માટીના કોઠીન સાફ કરી છાણ માટીને ગાળ કરી માટે મોરથુથાનુ પાણી નાખી તે વતી લીંપી નાખી સુકા ઇ બાદ ચુનાને પાણીથ ધોળી નાખી સુકવી છે ઘઉને ત્રણ ચાર દીવસમા તાપમા નાખી સાફ કરી ઠંડા પડયા બાદ સવારના પહોરમા ઉપલી કોઠીમા ભરી ઘઉના વજન પ્રમાણે દર ૨૦૦) રતલે એક આઉંસ કારબન બાઇ સલ્ફાઇડ નામની પેવાળી દવા મુકી ઉપર ટાટ ઢાંકી તે પર રેતીનુ પડ આગરી ઝાડપાં કુચનુ નાખી ઉપરથી ઢાંકણુ ઢાંકી છાણ માટીની ગાળ કરી તેનાથી ફ્રીથી કોઠીને પણ બહારથી લીંપી નાખી છે કે જેથી ફાટતુટ રહે નહી અને બહારની હવા અંદર ન આવે અને અંદરની હવા બહાર ન જઇ શકે આગળના અનુભવ (બીજી જગ્યાના) એમ સુચવે છે કે એ પ્રમાણે કરવાથી બી સારી રીતે રહી શકે એમ છે

૭ સરસવ કરતા રાઇનો પાક આગળ થાય છે તેમજ ભાવ પણ સારો આવે છે અને ઠંડકનો પણ ત્રાસ નથી રહે જ્યાં જ્યાં કાળી જમીન હોય અગર ભેજ રહેતા હોય ત્યા એનુ વાવેતર કરવા ભલામણ કરવામા આવે છે

# ચોર્યાસી તાલુકાના ખેડુતોની જાહેરસભા.

તા ૨૪-૩-૨૩ ને રોજે મજુરામા તથા ચોર્યાસી મામલતદાર કચેરી મા ખેડુતોની સભા બોલાવવામા આવી હતી. ચોર્યાસીના મામલતદાર, મી૦ મણીશાહ ગાડાભાઈ તથા સર્કલ ઇન્સ્પેકટર મી૦ છગનલાલ તથા મી૦ મણી ભાઈ હાજર હતા મી૦ નગરશેઠ ડીસ્ટ્રીકટ એગ્રીકલ્ચર ઓવરસીયરે જુવાર મા આંજીઆ આવે છે તેને કેવા અટકાવવા તે માટે નીચે મુજબ ભાષણ કર્યું હતુ જુવારને કેવી રીતે મોરથુથુના પાણીમા બોળવી તે પણ કહી બતાવ્યુ હતુ

## જુવારમાં થતા આંજીયા અટકાવવાનો ઉપાય.

આપણા જીલ્લામા જે ત્રણ મુખ્ય પાક છે તેમાના એક પાક એટલે કે જુવારના પાકમા આંજીઆથી થતુ નુકશાન કેવી રીતે અટકે તે બાબત વીચાર કરવા ભેગા થયા છીએ

આ જીલ્લામા ૧,૧૩,૫૩૮ એકર જમીનમા જુવારનું વાવેતર કરવામાં આવે છે તેનુ તાલુકા દીઠ વાવેતર નીચે પ્રમાણે છે

| તાલુકા | એકર |
|---|---|
| ચોર્યાસી | ૧૭,૪૨૯ |
| ઓરપાડ | ૩૩,૧૧૫ |
| માંડવી | ૨૧,૫૮૬ |
| બારડોલી | ૧૦,૭૩૨ |
| વાલોડ | ૮,૮૪૬ |
| જલાલપુર | ૧૩,૬૮૫ |
| ચીખલી | ૪,૪૭૬ |
| વલસાડ | ,૧૪૫ |
| પારડી | ૮ |
| | ૧,૧૩,૫૩૮ |

આ જીલ્લામા કુલે વાવેતર લાયક જમીન ૭૭૪૪૫૬ એકર છે તેમા કપાસનુ વાવેતર ૧,૮૪૦૨૪ એકર છે બીજે નંબરે ૧૧૩૫૩૮ એકર જુવારનું વાવેતર છે ત્રીજો મોટો પાક ભાતનો છે તેનુ વાવેતર ૧૦૦૨૦૦ એકર છે

ઉપલા આંકડા ઉપરથી માલુમ પડશે કે જુવારનો પાક આ જીલ્લામા કેટલો અગત્યનો છે હવે આંજીઆથી થતુ નુકશાન લોકોના જોવામા આવે છે પણ તેને અટકાવવા માટે આપણા લોકોએ હજી સુધી કોઇ પણ પ્રયત્ન કર્યો

નથી ઘણે ઠેકાણે લોકોને પુછીએ છીએ તો કહે છે કે એને કાંઇ "કેવા" મર્યો છે અગર તો વા ફરી ગયો છે કોઇ કહે છે કે હવાને લીધે આંજીઆ આવે છે એમ લોકો ફક્ત અનુમાન બાંધી ફાવે તેવા તુર્ક ઉઠાવે છે કોઇએ પણ પુરેપુરી ચોકસી કરી નથી અને કોઇપણ આપણામાંનો ખેડુત એને માટે ચોકકસ શું ઉપાય કરવો તે બાબત જવાબ દઇ શકતો નથી

આ બાબતમાં ખેતીવાડી ખાતા તરફથી શોધખોળ કરવામાં આવી છે અને તેને પરીણામે એવુ માલમ પડયુ છે કે "આજીઆ" એક પરોપજીવી વનસ્પતી છે, "પરોપજીવી" એટલે કે પોતાના ખાવણ માટે મહેનત ન કરતાં બીજાઓએ જે તઇયાર કર્યુ હોય તે પોતે ચોરીને લેવુ અને તેના ઉપરજ જીવવું. દાખલા તરીકે માંકડ ફક્ત માણસના લોહી પરજ જીવે છે એ બીજો રોજગાર ખાતો નથી ને પોતાનો ખોરાક તઇયાર કરવા તસ્દી લેતો નથી એમ ત્રેલી જે રસ્તા પર અને વાડીઓમાં ઝાડોપર પડેલી માલુમ પડે છે તે પણ તેનો રસ ચુસી લે છે ને તેની ઉપર પોતાનુ ગુજરાન કરે છે આમ થવાથી જે ઝાડ પર તે પડે છે તે ઝાડને તે મારી નાખે છે આંબા ઉપર જે વાંદો પડે છે તે પણ આવીજ જાતની પરોપજીવી વનસ્પતી છે તમાકુ તથા વેગણના ખેતરમાં આગીઓ પડે છે તે પણ આ પ્રકારના છે ઉપર દાખલા આપ્યા છે તે પરથી માલુમ પડશે કે "પરોપજીવી" પ્રાણી અગર વનસ્પતિ પારકા પર જીવન ગુજારે છે ને જેના ઉપર જીવન ગુજારે છે ને જેના ઉપર જીવન ગુજારે છે તેને મારી નાખે છે, આજીઓ પણ એવાજ પ્રકારની વનસ્પતી છે

હવે આપણે "આંજીઆનું જીવન કેવી રીતે ચાલે છે તે વીષય પર ચાલીયે

આંજીઆનું બી હોય છે તે બી એટલે કે જે કાળો મેશ જેવો પદાર્થ "આજીઆ" આવેલા કુંબુસલામાંથી નીકળે છે તે છે આના રજકણો ઘણાજ બારીક હોય છે અને તેથી તે હવામાં ઉડી શકે છે અને ઉડીને બીજી જુવાર જે તેજ ખેતરમાં અગર આજુબાજુના ખેતરામાં ઉભી હોય છે તેમાં જાય છે અને જુવારમાં ચોરીમાં ભરાઇ રહે છે મંસલવી વખતે આ આંજી રજકણો જુવારના દાણાને સખત ચોટી જાય છે અને તે જો થોડા પ્રમાણમાં હોય છે તો ખુલ્લી આંખે બીલકુલ દેખાઇ શકતાં નથી વધુ પ્રમાણમાં હોય છે તો જુવારની ઉપર કાળો રંગ ચઢાવ્યો હોય એમ લાગે છે ને તે હાને પણ લાગે છે હવે દેખીતો આંજીઓ લાગેલો હોય છે તેને માટે તો ખેડુતો કાળજી નાખીને જુદા લણે છે ને બાના કામમા ઉપયોગ કરતા નથી પણ બાજી જુવાર જેમા આંજીઓ દેખાતા નથી તેને માટે તે કાંઇ કરી શકતા નથી આવી રીતે આંજીઆનું રહવું આ જુવારના બી સાથે જમીનના વાવેતર વખતે ઓરૂવામા આવે છે.

હવે આપણે ઉપર કહી ગયા છીએ કે આંજીઆ એ પરોપજીવી વનસ્પતિ છે અને તેના ગુણધર્મ પ્રમાણે તે પોતે ઉગવાને કોઇપણ પ્રકારનો પ્રયત્ન કરતો નથી પણ જુવાર ઉગવવાને માટે જે જે રસો તઇયાર કરે છે તેમાનો થોડો રસ તઇયાર થયેથી ચુગીને ઉગવાની શરૂઆત કરે છે.

હવે જેવી રીતે માણસોને તથા જનાવરોને આદતો હોય છે, તેવી આંજીઆને પણ આદત હોય છે. ઉધાઇ તો આપે જોઇ હશે ઉધોઇ ઘરના છાપરા સુધી કામ કરે છે. ને લાકડાને કોતરી ખાય છે પણ તેને કામ કરતી કોઇએ જોઇ છે નહી કારણ કે તે એક માટીનુ પડ પહેલા કરી લે છે ને પછી તે પડની અંદરથીજ જાણે કે સુરંગમાને સુરંગમાજ કામ કરતી હોય તેમ અંધારામાજ કામ કરે છે ! અને જ્યારે આપણે માટી ખસેડી નાંખીએ છીએ ત્યારેજ તેની નીચેનો ઉધાઇએ ખાધેલો ભાગ માલુમ પડે છે તેવીજ રીતે આંજીઓ ઉગવા માડે છે પણ તે અજવાળામા અગર દેખીતી રીતે ઉગી શકતો નથી. પણ જુવારના થાડા (રાડા) ના અંદરના ભાગમાથી ઉગે છે તે આપણાથી જોઇ શકાતુ નથી પરંતુ તે જ્યારે જુવારનુ કણસલુ નીકળે છે તે વખતે તેની સાથેજ પોતાના ફૂળફૂળ બહાર પાડે છે અને તે વખતેજ ખેડુતની દ્રષ્ટીએ પડે છે અને ત્યારેજ ખેડુત બાપડો જાણે છે કે એની જુવારમા આંજીઆ પઠયા પછીથી તે બીચારો ઉપાય શોધે છે પણ જડતો નથી.

ઉપર પ્રમાણેનું આંજીઆનુ જીવન છે હવે તેને મારેનો 'ઉપાય શું' છે તે વીષય પર આવીએ.

જુવારને જો મોરથુથાના પાણીમા નાખીને ધોઈ નાખી હોય તો તે આંજીઆના બીને નાશ કરે છે અને તે ખેતરમાં તે વર્ષ આંજીઆ થતા નથી મોરથુથાનાં પાણીમા ધોવાની રીત તથા પ્રમાણ નીચે મુજબ છે.

માટીના કુંડામા અગર લાકડાના ટબમા રાા શેર પાણી એટલે કે સોડાલેટ ભરવાને માટે બાટલાઓ વાપરીએ છીએ તેવી બે બાટલી પાણી લેવુ અને તેમા બે તોલા મોરથુથુ ખાંડી ભૂકો કરીને નાખવુ અને સારી રીતે ગીશ્રણ કરવુ. આ મીશ્રણમા જુવારને ધોવાની બે રીત છે એક તો એક એકરને માટે જેટલુ જોઇતુ હોય તેટલુ બી લઇ એક કપડાની કોથળીમા ભરવું ને તેને કોથળી ઉપરના મીશ્રણમા ૧૦ મીનીટ સુધી ટાગી રાખવી અને બી ને ચોલવુ જેથી કરીને અંદર દાણેદાણો ભીંજી જાય બીજી રીત એવી છે કે જુવારનુ બી એમને એમજ ઉપરના મીશ્રણમાં નાખવુ ને સારી રીતે બે હાથે

## Strychnine Hydrochlor.

### Poison—ઝેર.

## કોહલા યા શિયાળવાં મારવા માટે.

વાપરવાની રીતઃ—નવટાંક ઘઉંના લોટ અગર સોપરી ગના દાણાનો ભુકો લેવો ને તેમાં આ નાના પડીકામાંનું ઝેર નાંખી ભેળી દેવું ત્યાર પછી અધોળ ને આશરે ગોળ ભેળી સ્હેજ પાણી લઇ એક ગોળી બનાવી સવી સાંજના દોરના પેર આવ્યા પછી ખેતરમાં કોહલાનાં આવવાના રસ્તાપર, તેમજ નુકસાન કરતા વેલની આગપાસ મેલવી, ને સવારે તે જગ્યાએ પાછા આવી તપાસ કરી ગોળી ન ખાધી હોય તો ઉપાડી લઇ સાંજના ફરી પાછી મેલવી. એ પ્રમાણે ગોળીઓ ખાઇ જાય ત્યાં સુધી મેલવી. વાસી ગોળીઓ ત્રણેક દીવસ મેલી જાનવર ન ખાય તો તેને જમીનમાં ઉંડો ખાડો કરી દાટી દેવી. વઘરકું નાના પડીકામાં રહેલું ઝેર એક કોહલાનો નાશ કરવા માટે પુરતું છે.

૨. કોહલાને માસ વધારે ભાવે છે ને તેની વાસથી ખેતરમાં જે ખુણે તે મેલવામાં આવ્યું હોય ત્યાં તે જઇ તે ખાઇ જાય છે. માટે માસ ધંગાવી પડીકામાં રહેલું ઝેર ભેળી મેલવામાં આવે તો તેનો જલદી નાશ થાય છે.

સાવચેતીઃ—ઢોર, બચ્ચાં વગેરેના ખાવામાં આ ઝેરની ગોળીઓ ન આવે તેની પુરતી કાળજી રાખવી.

દવા માટે—મે. આસીસ્ટંટ એન્ટોમોલોજીસ્ટ,

સરકારી ફાર્મ, સુરતને લખો.

શ્રી ગુજરાત

# ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગ.

ત્રિમાસિક.

વર્ષ ૧૦ મું. ] જુલાઈ-૧૯૨૩. [ અંક ૨ જો.

## માંતીજ તાલુકાના સલાલ ગામે ભરવામાં આવેલા પ્રદર્શન વખતે અપાયલા ભાષણનો હેવાલ.

લેખક:—પરાગજી રણછોડજી દેસાઈ.
ખેતીવાડી ઓવરશીઅર—અમદાવાદ.

સદ્‌ગૃહસ્થો અને ખેડુત ભાઈઓ.

આજ અત્રે ભરવામા આવેલા ખેતીવાડીના પ્રદર્શનમાં આપને ખેતીના લગતા ઓજારો, ખેતીમા થતા જુદી જુદી જાતના પાકના છુડાના નમુના, વિગેરે બતાવી, સુધરેલી ઢબના હથીઆરો ચલાવી તેનાથી થતા કામો બતાવવામા આવ્યા છે એટલે ખેતીના ધંધા વિષે કંઈક માહીતી તમને મળી એમ ગણી શકાય આ તાલુકામાં આ ગામે આજથી લગભગ છ વરસ પર આનાથી મોટું પ્રદર્શન થયેલું પણ વખતને માન આપી આજરોજ તમો નાનુ પ્રદર્શન તમો જુઓ છો.

તમારા તાલુકાની ખેતીવાડીની દ્રષ્ટિએ સર્વે હજુ થઈ નથી એટલે એની દ્રષ્ટિએ ગૃપ હજુ પાડેલાં નથી. તોપણ આટલું તો કહી શકાય કે આ તાલુકાના આ ભાગમા મોટી મગફળીનું વાવેતર હાલમાં પાંચ છ વરસમાં ઘણું વધ્યું છે જ્યારે ૧૯૧૨ ની સાલમાં એનું વાવેતર બીલકુલ હતું નહી. ખાસ વાળી જમીન કે જ્યાં બાજરી મઠનું વાવેતર નિર્માલ્ય જેવું થાય છે ત્યાં એનું વાવેતર સારૂં થાય છે એ તમે સારી રીતે જાણો છો. એટલે પહેલી વખતના ખેતીવાડી પ્રદર્શને તમને એ મોટો લાભ કરેલો છે એમ કહી શકાય. સામાન્ય દ્રષ્ટિએ તમારા ભાગમા ખેતીમાં કયાં સુધારો થઈ શકે તે હવે હું જણાવીશ.

(૧) કપાશનું વાવેતર ઘણું નજીક કરવામાં આવે છે. ૧ાા થી ૨ાા ફુટને અંતરે વાવવામાં અગર થાણવામાં આવે છે તેની જગોએ ૨ાા થી ૩ ફુટને છેટે કરવામાં આવે તો સારૂ. ખડ પણ સહેલાઈથી થોડા ખરચે કાઢી શકાય છે. કપાસ વીણતી વખતે કાળજી રાખવામાં આવતી નથી. આખા દીવસ કપાસ ન વીણતાં સવારમાં પડેલા ઝાકળનું શરૂં કરી બાર વાગ્યા પછી વીણવાનું કામ કરવામાં આવે તો પાતરાં વીગેરે કચરો ઓછો થાય એમ છે. સુરત તરફના સીલેક્શન નં એ નામના કપાસીઆ આ સાલ પ્રાંતીજ ગામે વવરાવેલા છે અત્યાર સુધી કપાશની સ્થીતિ સારી છે આ કપાશનો ભાવ સારો આવે એમ છે. કપાશ પછી કપાશનું વાવેતર કરતા અગર નવરા માફ લેવામાં આવે તો ઠીક પડે છે. કપાશમાં ઉધઈનો રોગ રેતાળ જમીનમાં વધારે માલમ પડે છે. ઉધઈનો ત્રાસ કાળી જમીનમાં તેમજ જ્યાં ખાર હોય ત્યાં ઓછો જણાય છે આ વરસે પ્રાંતીજમાં ૧૨ વીઘે મણ મોહું કપાશમાં ઝરપી આપતી વખતે નાખી જોવાથી ઉધઈનો ત્રાસ કંઈક ઓછો જણાયો હતો.

આ તાલુકામાં ઢોરની સંખ્યા વધુ છે એટલે જો ખેડુત કપાશનું વાવેતર વધારે પ્રમાણમાં કરવા જાય તો ઘાસચારાની તંગાસ પડે એમ છે. માટે ઢોરને ઘાસચારો મળે એવા તુવર, બાજરી, જાર વીગેરે પણ કરવા ઉત્તમ છે. તમારા તાલુકાનાં કઠોળનો પાક સારો થાય છે એ સારૂ છે કઠોળના તુવર લેવાથી જમીનની ફળદ્રુપતામાં વધારો થાય છે જે જમીનમાં કપાસમાં ઉધઈનો ત્રાસ બહુ જણાતો હોય તો દીવેલાનું વાવેતર કર્યું હોય તો ઠીક. રીંગણ અગર વતાકની માફક મરચીનું વાવેતર પણ છેટે કર્યું હોય તો સારૂં.

(૨) જ્યાં જ્યાં વરી નામનું ડાંગર છાંટીને કરવામાં આવે છે ત્યાં જો કમોદ અગર તો કમોદ નજીક સારીઆને બદલે થતું ડાંગર વાવવામાં આવે તો ચોખા સફેદ મળે એમ છે સુતર સાલ કમોદ વીગેરે ડાંગરને રોપીને કરવામાં આવે છે. એના ધરૂને તૈયાર થતાં લગભગ ૨૨ થી ૨૫ દીવસ લાગે છે. તે દરમ્યાન જો ડાંગરની કીઆરીમાં સણ છાંટી ડાંગર રોપ્યા પહેલા ખેડ કરે તો ખાતર સારૂં થાય એમ છે. એ તમો સારી રીતે જાણો છો અને તમારામાંના કેટલાક આ પ્રમાણે કરે છે. તો પણ જો બધા એ પ્રમાણે કરે તો ઠીક. જે જમીનો ધરૂ નાખવાનું હોય તેમાં જેઠ મહીને દાબ લાગી પછી ખાતર નાખી વરસાદ થયે ડાંગર છાંટી ધરૂ ઉછેર્યું હોય તો ખડ ઓછું થાય અને ધરૂં ઝપાટાબંધ વધી સારૂં થશે.

(૩) આ તાલુકામાં મોહુદ અમુક ગામોમાં ડાંગરની કીઆરી બહુ છે

ત્યા ઉપરી ક્યારી અગર ટીંબાની જમીનમા બાજરી મઠ વીગેરે લીધા પછી બીલકુલ ખેડ તરફ ધ્યાન અપાતું નથી. ઉનાળામાં રાંપ વીગેરે ફેરવાતા નથી તેમજ ઉંડા ખડવાળા ખેતરમાં સારી ખેડ થતી નથી અને તેથી વરસાદ થયે એવાં ખેતરો બહુજ ખડવાળા થઇ જાય છે. તેથી એવા તુલ સારાં થતાં નથી. માટે એવા મેલા ખેતરમાં શીયાળે બી. ટી ૮ અગર સી. ટી. ૯ હળથી ખેડ કરી હોય તો જમીન સાફ થાય છે. ખડ ઓછા અને આછાં થાય છે અને વરસાદ પછી જેતું વાવેતર કર્યું હોય તે ઠીક થાય એમ છે. નીચી ઉંચી જમીન હોય તો યાસચેયુ અગર લેવલુ ર થી કામ કરી ઓછા ખરચે સરખી કરી શકાય છે.

ખોજારની રૂપે નામદાર સરકાર તરફથી પ્રાંતીજમા મે૦ મામલતદાર સાહેબની કચેરીની નજીકમાં રાખેલી છે ત્યાં એક કામગાર કે જે તમને જાતે આવી હળ વીગેરે ફેરવી બતાવે છે. માટે એનો ઉપયોગ જેમ વધુ થશે તેમ સારૂ. સોનાસણવાળા ખેડુત સારી ખેડથી થતા લાભ જાણે છે. તેથી એ લોકે કેમ્બ્રીજન નામના સુધરેલી ઢગના હળ વેચાતાં લીધેલાં છે તો પણ હજુ એ ગામમા એનો પ્રચાર વધે એમ છે. અને ક્રીસ્તીસ્ટર કંપનીનું કૈકને નામનું હળ તેમજ મેસ્ટન હળ રાખેલા છે તે દેશી હળ કરતા સારું કામ કરે છે. જમીનને ઉથલાવી નાખે છે. તથી ખડ વીગેરે ઓછાં થાય છે અને કીમતમા રૂા૦ ૧૦ અને રેલ્વે ખરચ જુદો આવે એમ છે. માટે એ જેને જોઇતુ હોય તે મંગાવશો. ખેડની સબંધમા જેટલી કાળજી રાખીએ તેટલી ઓછી છે. વળી લાકુડી કુળબ અગર રાપ પણ ઠીક કામ આપે છે પોગરૂ ગામે રાંપ અને રાંપડી બે વરસ થયાં બનાવવામાં આવ્યાં છે. પણ અત્રે ભરૂચમાં અને સુરતમાં જે રાંપ અને રાંપડી થાય છે તેને મળતી બહું નથી. તેથી પાસ વાડાવાળી રાખી હોય તો કામ સારૂ થાય એમ છે. માટે પાસનો નમુનો જોઇ, એવી કરાવવા તરફ લક્ષ દોરશો.

અત્રે ચાર જાતના દેશી ચવડાં રજુ કરેલાં છે.

(અ) દાબડીઆ હળનું ચવડું. જે જમીનમાં દાબડો થયો હોય તેમાં એ ઉપયોગી થઇ પડે એમ છે. (બ) વાલ અને દીવેલા ઓરવા માટે એ વપરાય છે. (ક) રેતાળ જમીનમાં સુરત તરફ એનો ઉપયોગ થાય છે (ડ) કપાસની કરાંઠીને કાઢવાને સારૂ વરસાદ થયા બાદ કાળી જમીનમાં એનો ઉપયોગ થાય છે. જે જમીનમાં સારો રસો રહેતો હોય તેમાં ઉન્હાળામાં પણ એનાથી ખેડ થઇ કપાસની કરાંઠી કપાઇ જવા સંભવ છે.

આ ભાગમાં બળદને હાંકવાને માટે ખેડ કરતી વખતે નાનો દંડુકો

વેંપરાય છે સુરત તરફ પરાણો વપરાય છે અને છેડે અરતી રાખેલી હોય છે. અરતીથી માટી, ખડ વીગેરે જે હળના ચવડા વીગેરે સાથે એકઠુ થયું હોય તેને છુટું પાડી શકાય છે.

(૪) આપણે જ્યા એકઠા થયા છીએ તેનો આજુબાજુનો પ્રદેશ ફળદ્રુપ છે. પાણીની સગવડ સારી છે સારી માવજત હોય તો બાગાયતી તુચો જેવાં કે શેરડી, આદુ, હળદર, રતાળુ, સુરણ, બટાકા, પપૈયા, કેળ લીંબોઇ, દ્રાક્ષ, અંજીર, સંતરા, કલમીઆ આંબા, પીંડી, ચીકુ, ફણસ, ગલકોલ, તેમજ કોબી મોટા વેગણ, ટામેટા, દુધી, કોળા વીગેરે શાકભાજી સારાં થઇ શકે એમ છે. પણ એ કરવાને ઉત્સાહી મહેનતુ અને અનુભવી માણસની જરૂર છે. આ પ્રદેશ બગીચો થઇ રહે એમ છે ગુલાબ, મોગરા, જાઇ વીગેરે ફુલના છોડ તેમ જ ઝાડ થઇ શકે એમ છે. આંબાના છાયડાની નીચે ઠંડકવાળા ભાગમા લીંડી પીપર થાય એમ છે આ ખરૂ છે કે કેટલાક નીચાણવાળા ભાગમા નહેરને લઇ પાણીથી હવા પાણીનો બીગાડ થયો છે સોનાસન ગામે કુવાના પાણી સારા નથી અને વસ્તીમા જોઇએ તેવો વધારો નથી વધારાના પાણીનો જેમ બને તેમ કહાડ અગર ખાસ યોગ્ય યોગ્ય અંતરે મુકી નીકાલ થવો જોઇએ. અગર તો કુવા ખોદી કુવાના પાણીથી પીતના તુલ લેવાની શરૂઆત તેમજ વધારો થવો જોઇએ.

(૫) આ તરફ લોક જેમ બને તેમ જાડુ ઓરવાનો પ્રયાશ કરે છે. તેને બદલે ઓછુ બી વાવી છેટે પધ્ધતિસર વાવેતર કરવામા આવે તો માલ સારો થાય એમ છે ઘઉંનુ પણ વાવેતર ઘણુ જ ઘટ થાય છે જ્યા સરસવ થાય છે ત્યા રાઇ અને અળશીના વાવેતરના આંતરા કરવા જોઇએ.

જ્યા જ્યા (એટલે જીંજવા, વાઘરોટા, વદરાળ, આગીઓલ, આકોદરા, આમોદરા, આસરોટા, બાઉસર, છાડરડ, હલપુર, ફતેપુર, નાનપુર, સાકરોડીઆ, ઘડી, અમોતપરા) વાજીઆ ઘઉંનુ વાવેતર કુવાના પાણીથી થાય છે ત્યા ત્યાં ખોડીઆ અગર પુસા નંબર ૪ ના ઘઉં વાવવા હોય તો દર વીઘે ઓછામા ઓછા રૂપીઆ ૭ નો ફાયદો થાય એમ છે. આ સાલ પ્રાંતીજ ગામે તેમજ તલોદ ગામે એનુ વાવેતર કરાવેલું છે અને એ સારા થયા છે એને ગેરૂનો રોગ બીલકુલ થતો નથી. ગઇ સાલ ધનસુરા ગામે એનું વાવેતર કરેલુ અને આ સાલ લગભગ ૬૦ મણ ઘઉં ધનસુરા તેમજ મણ ૨૪ ડેમાઇ ગામે અને મણ ૧૦ તલોદ ગામે વાવેલા છે અને સારા થયા છે. માટે એનું વાવેતર અવશ્ય વધારશો. (વાજીઆનો દાણો નાનો હોય છે જ્યારે ખોડીઆનો દાણો મોટો હોય છે. એક તોલામાં વાજીઆંના દાણા ૩૨૫ થી ૩૮૦ થાય છે ત્યારે

બોડીઆના ૨૫૦ થી ૨૯૦ હોય છે) મોડાસા તાલુકાના સાયરા, શાકરીઆ, ટેમેઈ, જુગાલ તેમજ ઇડર સ્ટેટ બાયડ ગામે આ ઘઉનો ફેલાવો થાય એમ છે. જયા, બાજરી, જુવાર અંગારીઓ અગેર આજીઆનો રોગ થતો હોય તેને માટે મોરથુથાની દવાનો ઉપયોગ કરવો એ સારૂ છે એક પઈકામા નવટાંક મોરથુથા (નવટાંકને ૧૨।। શેર પાણીમા ઓગાળીને) ના પાણીમા જુવારના બી ને ઝબોળી દશ મીનીટ રહેવા દઇ છાયડે સુકવી એ બીને ઓરવાથી આં જીઆનો રોગ બીલકુલ થતો નથી જુવારનુ વાવેતર તમારા તાલુકામાં અહે મદપુરા, ભાભાવાડા, જાલીયુશા, દાહરડા, ધડી, હરમોલ, કમાલપુર, ડેરોલ, ફતપુર, ખેરોલ, માધવગઢ, નવાનગર, પ્રાંતીજ રાસલોડ, સાદોલીઆ, આગી ઓલ આકોદરા, છાદરડા, ફતેહપુર, સાકરોડીઆ ગામે થાય છે આ ગામમાં વધુ પ્રમાણમાં જુવારનુ વાવેતર થતુ હોવાથી એમના ખેડુત લોકે મોરથુથા ની દવાનો ઉપયોગ ખાસ કરવો એ લાભકારક છે. વળી બારીઆ જયા ગોરાડા હોય ત્યાં વીગેરેથી સાફ રાખી ખાડા પુરી સરખા કર્યા હોય તો ઘાસ કાપ વાના સંચાથી કામ થાય એમ છે આ સંચાથી છારોડી તેમજ આંબલીરોડ સ્ટેશન નજીક શાયરડા ગામે પાંજરાપોળની જમીનમાં ઠીક કામ આપે છે. વળી ક્યારીઆ છૂટે છૂટે બાવળનુ વાવેતર કર્યું હોય તો ૭–૮ વરસે સારી પેદાસ થવા સંભવ છે.

હવે અનાજ વીગેરેના ભાવ બેસવા માંડયા છે અને મજુર તે પ્રમાણે સસ્તા દરથી કામ કરશે તેમજ ખેતીમા ખેડુતને પગવડશે માટે જે પાસ છ વરસ થયા ઉંચા ભાવને લઇ પૈસા મળવાથી આળસ થયુ હોય તને તીલાંજલી આપી ખેડુતે જાતે મહેનત કરવાની જરૂર છે અને મજુર પર જેમ ઓછો આધાર રખાય તેમ સારૂં માટે ઉપરની ટાપટીપ મોજ મજાહ છોડી દઇ દરેક ખેડુત કામ કરવા લક્ષ આપશે એવુ ઇચ્છુ છુ.

(૬) માલ જેવી રીતે સારી રીતે પકવવામાં કાળજીની જરૂર છે તેમ એને વેચવામા પણ ભાવ તાલની ખબર કઢાવી વેચાય તો બે પૈસા વધારે મળે એમ છે માટે દેશ દેશાવરના ભાવથી વાકેફ રહેવાની જરૂર છે માલ ચોખો હોય તો કીમત સારી ઉપજે છે આ ભાગમા માલ કસોંજો બહુ હોય છે માટે માલ જેમ ચોખો થાય તે તરફ લક્ષ આપવુ વળી માલ સંઘરી રાખવાને માટે પણ કાળજી રાખવી જોઇએ કેટલીક વખત ધઉ વીગેરના જ યો સળીજતો માલમ પડે છે જો એને રીતસર સુકવી, ઝાટકી, કોઠીન સાફ કરી, રીતસર ભરી, દવાનો ઉપયોગ કરવામાં આવે તો નુકશાન બહુ ઓછુ થાય છે દવા વીગેરેની તજવીજ હમે કરી આપશુ તેમજ પાકમા રોગ જ જુવે હમને ખબર આપવાથી યોગ્ય તજવીજ કરશુ.

(૭) આ તાલુકામાં જુવાર, બાજરી વીગેરેનું બી પસંદ કરી રાખવા માં આવતું નથી સારા ખરાફ કણસલાં અગર કઠી પસંદ કરી જુદાં મસળી, બીને ચાળી, સારૂં દરેક ખેડુત પોતાને જોઈતું સંગ્રહી રાખે તો ઠીક. સુરત તરફ આ પ્રમાણે કરે છે અને સારા ખેડુત બીને માટે દુકાનદારપર આધાર રાખતા નથી જયારે અત્રે એથી ઉલટીજ વાત છે ઘણા ખરા ખેડુત બજારમાં થી જેવું મલે તેવું બી લાવી વાવી દે છે. એમ કરતાં દરેક ખેડુત પોતાને જોઇતું બી સંગ્રહી રાખે તો ઠીક.

(૮) ઢોરની સ્થીતી તમારા તાલુકામાં કંઈક ઠીક છે. તો પણ ભેંસને કપાસીઆ બહુ પ્રમાણમાં આપવામાં આવતા નથી. અને તેથી ઘી ઘણું સારૂં થતું નથી. (ડાળીના ખોળથી દુધ તેમજ ઘી સારાં થતાં નથી.) તમારા બળદ ને બાજરીના પુળા, જુવારની ખસલી. ગોતું ઘાસ વીગેરે અવર નવર પ્રમાણ સર આપવામાં આવે તો એની સ્થિતીમાં સુધારો થાય એમ છે. તલનું કચ રીયું ગુંવાર, તલનો ખોળ વીગેરે નીયમસર આપવામાં આવે અને બરફાથ લેવામાં આવે તો હજુ સ્થીતિ સુધરે એમ છે. ઢોર અને બળદ સારા અને મજબુત હોય તો થોડા હોય તો પણ કામ ચાલે એમ છે. અને દુકાળ વખતે પુષ્કળ ઢોર હોય તો ઘણું જ મુશ્કેલ થઇ પડે છે. તેના ત્રાસથી આપણે થોડા બચીએ. વળી ઢોરને ખોરાક સારો આપીએ તો એના છાણ મુતરમાંથી સારૂ ખાતર મળે છે. વળી ખાતર સંગ્રહવામાં પણ કાળજી રાખવી જોઇએ છાણાં નો બળતણ તરીકે ઉપયોગ થવો જોઈએ નહીં. અને મુતરનો પણ સંગ્રહ થવો જોઇએ. ખાતરના ઉકરડા સારી જગોએ હોવા જોઇએ અને શીઆળે ઉનાળે ખાતર કહોવડાવવા જોઇતું પાણી આપવું જોઇએ તળાવમાંથી માટી અગર મંદોડાના પુરાણથી પણ ખાતરની ગરજ સારે છે. એરંડીનાં ખોળનો ઉપયોગ કરવાથી ઉધઇનો ત્રાસ ઓછો થાય છે. અને ખડ પણ ઓછું થાય છે. વેગણ, મરચી, શેરડી, ડાંગરના ધરૂ વીગેરેમાં એરંડીનો ખોળ સારો ફાય દો આપે એમ છે. બનાવટી ખાતર આવે છે પણ તે હાલની કીંમતે આપણા ખેડુતને પરવડી શકે એમ નથી. પાણીને માટે કુદરતના પર આધાર રાખવો પડે છે તો પણ જમીનને સારી ખેડ કરી હોય તો અને નીયમસર રાંપડી આપી હોય તો ભેજ સાચવી રખાય છે. કુવામાં બોરીંગ વીગેરે કરાવવાથી પાણીનો જથ્થો વધારવા તરફ પ્રયાસ થાય તો ઠીક

(૯) ઉપર જણાવ્યું તે પ્રમાણે સારી ખેડથી અવશ્ય ફાયદો થાય છે.

(૧૦) તમો જાણો છો કે પ્રાંતીજ તાલુકાનું તમો લોકોએ ઉભું કરેલું ખેતીવાડીનું મંડળ છે એમાં વારસીક સભાસદોની સંખ્યા લગભગ ૬૦ ની

છે. એ મંડળમાં જેટલા મેમ્બર વધે અને જેટલું ભંડોળ વધે તેટલું સારૂં. એ ફંડ તમારૂંજ છે. અને તમારા ભલાને ખાતર એ પઇસાનો ઉપયોગ થાય છે પણ એમાં જોઇએ તેટલી રકમ નથી. અનુભવ સિદ્ધ કરવાને અખતરા કરી જોવાની જરૂર છે અને તેમા પૈસાની જરૂર છે. તો મને આશા છે કે આમા દરેક ખેડુત પોતાથી બનતી મદદ આપશે અને જો એ ભંડોળ રૂપીઆ ૧૦૦૦ સુધી વ્યાજ આપે તેટલું થાય અને તમો તે રકમ ખરચવાને તૈયાર થાવ તો નામદાર સરકાર એમાં રૂપીઆ ૧૦૦૦ એક હજાર આપશે. દશ પંદર ગામ વાળા ખેડુત આ કામ ઉપાડી લે તો એ તમારૂં મંડળ સ્થપાશે અને એ રકમનો ખેતીવાડીમાં સુધારો કેમ થાય તે સંબંધેજ વપરાશે એ બાબતની પુર્ણ માહીતિ અત્રે આવેલા મહેરબાન ગુલાબભાઇ સાહેબે તમને આપી છે. એટલે એ બાબતમાં વધુ વિવેચન કરવાની જરૂર નથી

(૧૧) તમારા ભાગમાં આંબા સારી રીતે ઉછરે છે. સુરત તરફના ગોટલા લાવી રોપવામા આવે. આંબા નીચે ખેડ અને ગોડ થાય, ૫-૭ વરસના થાય ત્યારે મીઠું ખાતર તરીકે આપવામાં આવે તો ફળ મોટાં અને સ્વાદિષ્ટ થવા સંભવ છે. આંબાના ઝાડ પર દાંડા હોય તેને કાપી સાફ રાખવા જોઇએ.

વળી તમારા તાલુકામાં જંગલી ખાટી બોરડીની ઝુડ કેટલીક જગોએ માલમ પડે છે તેને ફાગણ ચૈત્ર માસમાં કાપી ફુટી નીકલતા રોપમાંથી બે ત્રણ સારા ભરાવાદાર ગખી બાકીનાને કહાડી નાખી જેઠ માસમાં અજમેરી બોરડીની આંખ ચઢાવવાથી સારી જાતના બોર થાય છે. કેટલીક વખત બોર માં સળો માલમ પડે છે. બોરડીની આજુબાજુએ ગોઠવવી જોઇએ અને ચો માસામા દરેક ઝાડ દીઠ મીઠું પુરાવું જોઇએ. કેટલીક વખત ઝાડપર જીવ જંતુ માલમ પડે છે Mask માટે ઇન્ડોઆસે પોલ નામની દવા છાટવાથી એનો ઉપદ્રવ ઓછો થાય છે. ખેતીવાડી સંબંધી માહીતિ જોઇતી હોય તો હમને લખી જણાવાથી હમે પુરતી તજવીજ કરશું.

---

# ઢોરના રોગ.
## અને
# તેના ઉપાય.



(૧) આફરો ચઢે તો પેટ ફુલી જાય છે, પુષ્કળ હાંફે છે, મોઢેથી ફીણ પાળે છે, અને મરજે છે. તેને માટે

૧૦ તોલા દારૂ (પીવાનો)
રાા તોલા સુંઠ વાટેલી
૧ાા તોલા મરીઆં વાટેલા

ઉપર મુજબની ચીજો આશરે બશેર પાણીમા મેળવીને તે વાસની નાળ માં ઘાલી પાવું. બીજું કંઈ ખાવાનું આપવુ નહિ. ભુસુ આપવું. પાણી પાવુ નહિ.

(૨) ખરવાલ કે ખરસાલ.

આ રોગ પગની ખરીમાં માલમ પડે છે. તેથી ઢોરથી ચલાતું નથી. આમ થાય ત્યારે ઢોરને એકજ જગાએ બાંધી મુકવું નહિ, પરંતુ પુષ્કળ દડવાલ યા રેતાલ જમીનમાં બપોરના સમયે ચલાવવુ, અને તે વખતે મોઢે ફીણ આવતું માલમ પડે કે તરતજ તેલ પાઇ દેવું. આરંભમાજ જો દરેક ઢોર દીઠ આશરે પોણો શેર, શેર સુધી તેલ પાઈ દેવામાં આવે તો આ રોગ લાગુ પડતો નથી. ખરીઓ આગળ વધારે કોવાણ માલમ પડે તો બોરીક એસીડ ભભરાવવો.

(૩) બળીઓ આવવું.

આ ચેપી રોગ છે તે ઢોરને લાગુ પડતાંજ ખાવાનું બંધ કરી દે છે, મોઢે ફીણ છુટે છે, ધ્રુજે છે. અને ઉભુ રહી શકતુ પણ નથી આ રોગ ચેપી હોવાથી એક ઢોરને લાગુ પડે કે તરત તેને બીજાં ઢોરથી જુદુ રાખવું. પાણી પાવાનુ પણ જુદું રાખવું. આ રોગને માટે ફટકડીના કોગળા કરી તેના મોઢામો ફુંકારવા. ભુસું ખાવાને આપવુ, અને તાત્કાલીક ઢોરના દાક્ટરને જઇ મળવું.

ઘણી વેળા ચામડીઆ લોકો ઝેર ખવાડે છે તેથી અથવા દીવેલીનાં પાંદડાં યા દીવેલી ( Castor Seed ) ખાવાથી તથા શીયાળુ જુવાર ખાવાથી ઢોરને મોળો ચડે છે. આને માટે નીચે પૈકીનો ગમે તે ઇલાજ કરવાથી આ રામ થશે. આવા ઢોરને પાણી પાવુ નહીં.

ઉપાય—(૧) આમલી શેર ાા
છાસ શેર ૧
ગોળ શેર ૧
સરેડાનાં બી શેર ૦ા

ઉપર મુજબનું એકઠું કરી એકરસ કરી પાઇ દેવું. તેમાં પાણી આશરે બાશેરેક રેડવુ. ( વાંસની નાળથી પાવું ઠીક પડશે. )

ઉપાય—(૨) ખોરાકમાં ભુસુ આપવુ, અને

ગોળ શેર ૦ા
એલીઓ તોલા ૧ાા
મીઠું શેર ૦ા
સુંઠ તોલા ૧ાા

ઉપર મુજબ આશરે અશેર અઢીશેર પાણીમાં મેળવીને પાઇ દેવુ. આથી આરામ થઇ જશે.

લેખક,
મણિસિંહ નથુસિંહજી સોલંકી,
હેડ માસ્તર,
લો૦ બો૦ સ્કુલ, ગણીઆર (ઝાલોદ)

---

# ખેતીનો ધંધો ઉત્તમ કેમ ગણ્યો તે બાબત શાસ્ત્રના તથા વિદ્વાન લેખકોના પુરાવા

હિંદ ભુમિના આર્ય લોકોના વ્યવહારિક કાર્યોમા પળે પળે પ્રાચીન ઋષિ મુનીઓએ રચેલા રીતરિવાજ, બધારણ વગેરે અદ્યાપી પર્યંત જોવામા આવે છે તે રિવાજોના બધારણના મુળ પુસ્તકને મનુસ્મૃતી કહે છે, અને તેના આધારેજ આપણો હિંદુ ગ્રહસસાર ચલાવવામા આવે છે અટલે મનુસ્મૃતી નો આધાર લઇ ખેતીનો ધધો ઉતમ છે, કે કેમ, પ્રાચીન છે, કે કેમ તેની પ્રતીતી કરવા આ લેખ લખવામાં આવ્યો છે,

હિંદુ જ્ઞાતિમા રિવાજ છે, કે પુત્ર પરણે છે તે વેળા વર કન્યાને ઘેર લાજના સંપ્રદાય મુજબ પુખણુ કરવામા આવે છે તમા મુસલ સાબેલું વગેરે સુધી પ્રથમ જુસરૂ બતાવવામા આવે છે, તેનો એક અર્થ એમ સુચવે છે કે આજથી ગૃહસસારનો બોજો તમારે શિર આવ્યો વળી બીજો હેતુ એ સુચવે છે, કે તમારૂ પોષણ કરવામાં જુસરૂ યાને ખેતી એજ મુખ્ય સાધન ગણજો. નોકરી યા બીજુ નહિ. (મનુસ્મૃતિ)

મેગેસ્થિનીસ નામે એક ગ્રીક મુસાફરે ઈ. સ. પુર્વે ૩૦૦ વર્ષ ઉપર હીંદના રીતરીવાજ વીષે પુસ્તક લખ્યુ છે, તમા લખે છે કે હીંદમા લોગ પ્રથમ નબરે વીદ્વાનને અને બીજે નબરે ખેડુતને માન અપાય છે. લડાઇ

વેળા પણ હોય ખેડુતને નુકશાન કરતું નથી. તેમ દેશના કન્યાના બાપને બળદની જોડ આપી કન્યા લેવાનો રીવાજ હતો આમા મત ઘણુ સમાયેલુ હતુ કન્યાના બાપને બળદની જોડ આપી કન્યાના બાપને તેના ઘરનું એક સાધન કર્યા થતા તેને ખેતી માટે બળદ આપતા (નાણુ નહિ) કારણ કે બળદથીજ ખેતી થાય છે વળી ખેતી યા તો બળદ એજ દ્રવ્ય ગણાતુ.

વળી કેટલાંક જુનાં પુસ્તકો વાંચતા પણ જણાય છે, કે પ્રાચીન સમય મા ઋષિ મુનીયો પણ પોતાના નિર્વાહાર્થે ખેતી કરતા (વશિષ્ઠ ઋષીએ જુવાર પેદા કરી છે વગેરે દાખલા મળી આવે છે.)

વળી એક અંગ્રેજ લેખક લખે છે, કે " Agriculture is Mother " એ સત્ય છે, કે સર્વ હુન્નરની માતા ખેતીજ છે સબબ કે સર્વે ચીજો ખેતી થીજ પ્રાપ્ત કરી શકાય છે * * * * *

ઉપલી હકીકતથી પ્રમાણમહ કહી શકાશે, કે ખેતી એ પ્રાચીન ધંધો છે, એટલુજ નહીં પણ મનુષ્ય જીવનનુ મુખ્ય સાધન પણ ખેતીજ છે. માટે જે ખેડુત ભાઇઓ પોતાના ધંધાને હલકો ગણે છે તેમજ તથા નોકરીઆત કે અન્ય ભાઇઓ પઇકી જેઓ ખેતીને હલકો ધંધો ગણી ખેડુતને હલકા ગણે છે તે હવેથી મનુષ્ય જીવન પોષનાર ઉતમ ધંધાર્થે ખેડુત તરફ આગી દ્રષ્ટીએ જોશે, એટલુજ નહી પણ તમને બનતી મદદ કરશેજ. વળી કહ્યુ કે

કણબી પાછળ કરોડ, કણબી કોઇ પાછળ નહી;
કરે ખેડથી હોડ, ભરે પેટ પાદશાહ તણા.

ઉપલી ટુક તરફ જે ખેડુત ભાઇ લક્ષ આપી તે ગૌરવ પાછુ મેળવવા ઇચ્છતા હોય તેણે પોતાના ખેતીના ધંધાને માટે પુર્ણ માહીતગારી મેળવવી અને પોતાનાં છોકરાને ખેતીવાડીનુ શીક્ષણ આપવા ચુકવુ નહી. ખેતીવાડીનું શીક્ષણ આપવા હાલમા નામદાર સરકારે ખેતીવાડી સ્કુલો ( Agri Schools ) ખોલવા માંડી છે આવી એક સ્કુલ ગોધરા પાસે અમાલી ગામે પણ ખોલી છે વળી બીજા જીલ્લાઓમા પણ નીકળવા સરકારે ઠરાવ કર્યો છે તેનો હેતુ પણ એજ છે કે ખેડુતના બાળકોને ખેતીનું વ્યવહારીક શીક્ષણ આપી ખેતી કાર્ય પુર્ણ લાયક બનાવવા તો નવી શાળાઓમાં પોતાના છોકરાઓને મોકલ વા એ પણ શ્રેયસ્કર છે. ઇત્યલમ્!

લેખક,
માધુસિંહ નથ્થુસિંહજી સોલકી.
હેડ માસ્તર,
લો. બો. સ્કુલ રણીઆર (ઝાલોદ)

# પ્રાંતીજ ખેતીવાડી મંડળ તરફથી સને ૧૯૨૨-૨૩ ના સાલમાં થયલા કામનો હેવાલ.

લેખકઃ— પરાગજી રણછોડજી દેસાઈ.
ખેતીવાડી ઓવરશીઅર—અમદાવાદ.

પ્રાંતીજ તાલુકાને ખેતીવાડી ખાતાને લઇ સારો લાભ થયલો છે એ નિર્વિવાદ વાત છે. મુગફળીનું વાવેતર સને ૧૯૧૨ ની સાલ પછી સારા પાયા પર વધ્યું છે. જંગલી ખાટી બોરડીને કાપી અજમેરી બોરની આંખ ચઢાવવાથી સારી જાતનાં બોર આવે છે. અને એની પેદાશ પણ ઠીક આવે છે. સોનાસણ તેમજ સલાલ ગામના ખેડુતે મોનસુન નામના હળ વેચાતાં લઇ એક તરફ પણ સારૂં ધ્યાન આપ્યું છે. આ પ્રમાણે ઉત્સાહી કાળમાં પ્રાંતીજ તાલુકામાં એક ખેતીવાડીનું મંડળ સ્થપાયલું અને ફંડ પણ એકઠું થયલું ગયા પાંચ વરસમાં એ ફંડમાં કંઈ વધારો થયો નહીં. જે ફંડ હતું તેમાંથી સને ૧૯૨૨ ના જુન માસમાં મીટીંગ ભરાઇ ત્યારે ખેતીવાડીના અખતરો કરવા રૂપીઆ ૪૦ ખરચવા ઠરાવ થયો. આ રૂપીઆ ૪૦ નો નીચે પ્રમાણે ઉપયોગ કરવામાં આવ્યો.

| વિગત. | | | | | | વપરાયલી રકમ. |
|---|---|---|---|---|---|---|
| બોરથુયાના પડીકા નંગ, | વાકલપુર, | પાપરેશી, | પ્રાંતીજ | ક્યાલપુર | | રૂ. આ. પા. |
| | ૧૦૨ | ૨૫ | ૨૨ | ૧૫ | ૧૧ | ૭-૧૫-૬ |
| | અને સોનાસણ | ૧૯ | | | | |
| કપાશ, જુવાર પેટે | | ૭-૦-૦ | | | | |
| બીડી પીપર | | ૩-૧૦-૦ | | | | |
| ગાદી ઘડે અને બોડીઆ ઘઉં બી પેટે ૬-૧૨-૯ | | | | | | ૧૭-૬-૬ |
| ખાતર, સોડીયમ નાઇટ્રેટ ૧૬૦ રતલ તથા રેલવે નુર વીગેરે | | | | | | ૧૪-૯-૯ |
| | | | | | | ૪૦-૦-૦ |

ઉપર પ્રમાણે પૈસાની વ્યવસ્થા થઇ. કામની વીગત નીચે પ્રમાણે છે. સીલેકશનવન એ નામનો કપાસ ઉજરા સાંકલાને ત્યાં સારો થયો અને એક એકરે ૭૬૪ રતલનો પાક થયો જ્યારે દેશી કપાશનો સારામાં સારો પાક નદીકના ખેતરમાં ૭૨૦ રતલનો થયો. આ ઉપરથી લોકને આ કપાશ ઠીક પસંદ પડયો છે, અને એનું બી જો મળે તો એનુ વાવેતર પ્રાંતીજ ગામે

વધે એમ છે. બોડીઆ અગર પુસા નંબરનાં ઘઉ પરસોતમ મોહનને ત્યા દર એકરે ૨૬૪૩ રતલ પાકયા અને બક્ષી ઘઉં ૧૬૬૮ એકરે થયા વળી બોડીઆ ઘઉંમાં ગેરૂ જણાયો નહી. ખેડુતે બીને માટે બેઉ ઘઉં રાખ્યા છે અને ઘઉંના ઓરાણ વખતે બોડીઆ ઘઉનું વાવેતર વધે એમ છે.

### સોડીઅમ નાઈટ્રેટ ખાતર.

ડાંગરના ધરૂમાં નાખવામાં આવ્યું હતુ. દર બે મણ ડાંગરે ૨૦ રતલ ખાતરનો ઉપયોગ કરવામાં આવ્યો હતો જયારે એરડાનો ખોળ બે મણ વાપરવામાં આવે છે. એરડીના ખોળ કરતાં સોડીઅમ નાઇટ્રેટનો ગુણ સારો જણાયો હતો. પણ વખતસર પુરતો વરસાદ અગર તો પુરતું પાણી જોઇએ છે. નહીં તો ધરૂ દાઝી જવા સંભવ.

ભગા સાંકલાને ત્યા વેગણમા ખાતર નાંખતા દર એકરે ૧૦ મણ પાકનો વધારો થયો હતો. ચુનીલાલ કેવળદાશને ત્યાં વેગણમા તેમના ખરચે ખાતર મંગાવેલું અને ઉપયોગ કરેલો પણ બ્રાહમણી નાથી જવાથી વેંગણનો બીજ જેવો પાક થયો હતો. રોગને લઇ ખાતરનો ગુણ જણાયો નહી.)

ડાંગર વગેરેમાં નીચે પ્રમાણે પાક થયો હતો.

| ખેડુતનું નામ તથા ગામનું નામ | પાકનું નામ | બીન ખાતર ના ભાગમા એકરે પાક | સોડીઅમ નાઈટ્રેટ ખા. વાલા ભાગમાં | રીમાર્ક |
|---|---|---|---|---|
| જેસંગ ચતુર પ્રાંતીજ | સુતરસાલ ડાંગર | ૧૪૪૦ | ૧૬૦૦ | ૬૦ રતલ ખાતર એકરે |
| ભગા સાંકલા પ્રાંતીજ | ,, | ૧૫૧૦ | ૧૭૬૦ | ,, |
| હરીભાઇ હીરદાસ સોનાસણ | જીરાસાલ | ૨૦૮૯ | ૨૮૮૦ | ,, |
| પરસોતમ મોહન પ્રાંતીજ | બોડીઆ ઘઉં | ૨૬૪૩ | ૨૯૮૩ | ,, |
| જેઇતા રણછોડ પ્રાંતીજ | બક્ષી ઘઉ | ૧૬૬૩ | ૧૮૮૩ | ,, |

આ પ્રમાણે ખાતરથી પાક વધુ થાય છે. પણ ખાતરની પુરતી કીમતે એમાં કંઇ નફો જણાતો નથી જો ખાતર સસ્તુ થાય અને બ્હોળા પ્રમાણમાં જ્યારે જોઇએ ત્યારે દરેક જગોએ મળી શકે તોજ એનો પ્રચાર વધે એમ છે. હાલના ભાવે તો એ ખાતરનો ઉપયોગ બહોળા પ્રમાણમા થાય એમ દેખાતું નથી.

લોક આ તરફ લક્ષ આપશે તો એ ગામને ખેતીવાડીની દ્રષ્ટિએ સારૂં કામ થશે. કારણ કે હવે નવી યોજના પ્રમાણે તાલુકા ડેવલપમેન્ટ કમીટી સારૂં ફંડ થયા પછી સ્થપાય અને નામદાર સરકાર તેમા દર વરસે રૂપીઆ ૧૦૦૦ ની મદદ આપે તો ખેતીવાડીની દ્રષ્ટિ એ તાલુકાની સરવક્ષ થાય અને દરેક જગોએ કેટલું થયુ છે શુ શુ થાય એમ છે તેનો રીપોર્ટ ખાતાના અનુભવી માણસ મારફતે થાય અને પછી સુચનાઓ અમલમાં મુકાય સોના સણુવાળા પર્ગણાના આગેવાન ખેડુત આ બાબત ધ્યાનમાં લેશે અને આજુ બાજુના ગામના આગેવાન સાથે મળી એક તાલુકા ડેવલપમેન્ટ કમીટી સ્થાપે અને સારૂં ફંડ ભેગું કરે તો પછી ખેતીવાડી સુધારાનું કામ એ તાલુકાનું હાથ પર લઇ શકાય ગયા વરસમાં જો ફંડ એકઠું કર્યું હોત અને રોગ સંબંધી ખબર વખતસર મળી હોત તો આંબામા મધીઓ અગર ચાકરીઓ નામનો રોગ જણાયો હતો તો તેને માટે સ્પ્રેયર વતી દવા છાટી સારા પાયા પર આ તાલુકામા અખતરો કરી જોયો હોત કમોદ ડાગરમા કમોડી નામનો રોગ થાય છે તેનો પણ અભ્યાસ થાત વિગેરે સારૂં કામ થઇ શકે એમ છે.

---

## મે, જુન, અને જુલાઇ માસમાં ખેડુતને ઉપયોગી ખેતીના કામની નોંધ

લેખકઃ—પનાગજી રણછોડજી દેસાઇ.
ખેતીવાડી ઓવરશીયર—અમદાવાદ

### મે માસ—વેશાખ માસ.

પ્રાંતીજ, માડાસા અને દસક્રોઇ તાલુકા માટે

(૧) ખેતીના ઓજાર જેવા કે હળ, ફડકા (વાવણીઓ,) કરપી કરબ, અગર રાપ, નાડુ, ચાડું વિગેરે ઓજાર સુથાર પાસે દુરસ્ત કરાવી તૈયાર રાખવા. તે પ્રમાણે જોઇતા દોરડાં, જોતર વીગેરેની પણ તજવીજ રાખવી. રાપ અને કરબની પાસ ટપેરાની ઉપયોગમા લેવાં.

(૨) ખેતરોમાં કરબ ફેરવવા ખેતરમાં કચરૂ દરાંડી પુંપરા હોય, તેમજ વગેરે વસ્તુઓ પહેલા કચરૂં કાઢી નાખી અગર બાળી નાખી ખેતરને સાવ ... માટે લોકો રાખવું નેરી હાથે ઘાસીયા અગર અરણુવાળા વાડા

માથી છુપલા બામટા હોય તેને ખોદી ઢગલો કરી બાળી મુકવા અને ખાડા હોય તે પુરી સરખા કરવા. જ્યાં જમીનમા રવો હોય અને દાભડો નામનું ખડ વધુ હોય ત્યા સુરત તરફનુ દાબડીયુ હળ ફેરવવુ. આડુ ઉભું ફેરવવું. ક્યારીમા જવાસા હોય તેને ખોદી સાફ કરવા.

(૩) ખેતરોને વાડ હોય તે દુરસ્ત કરવી. કચરો હોય અગર નકામાં વેલા અગર ખડ હોય તેને કાપી સુકાયે બાળી મુકવા

(૪) ખેતરમા માટી પુરવી ખેતરમા નીચાણુ ઉંચાણવાળા ભાગમાં ચેણુ અગર પટારો ફેરવી સરખા કરવા.

(૫) આદુ, હળદર, રતાળુ તથા સુરણના વાવેતર કરવાની મોસમ એટ લે તેના વાવેતર કરવા. ચોમાસુ ભીંડા, ગુવાર, તુરીઆ માટે એનાં બી વાવવાં ગેરડીના પાકને પાણી પાવુ. તેમજ નાગકીટ નામનો રોગ માલમ પડે તો ચરેલા ગાભાને નીચેથી કાપી એકઠા કરી ખાડો કરી દાટી દેવા અગર બાળી મુકવા. જો આજુબાજુએ જુવાર વાવી હોય તો અને તેમા સળો માલમ પડે તો એવા છોડ કાપી દાટી દેવા અગર બાળી મુકવા.

(૬) એરંડીનો ખોળ શેરડી, રીંગણ, મરચી માટે લાવી ભાગી ભુકો કરી રાખી મુકવો તેવીજ રીતે કપાશીઆ, જુવાર, બાજરી વીગેરેના સારા બી ચુંટી રાખવા અનાજના બીને તાપમા તપાવી ઠંડા થયે કોઠીને સાફ કરી તેમા ભરી દવાનો ઉપયોગ કરી ભરવા અને કોઠીને રીતસર બાંધ કરવી.

(૭) ચોમાસુ પાક માટે મરચી રીંગણના ધરૂ તઇયાર કરવા. તેના બી ધરૂ વાડીઆમા વાવવા ધરૂ માટે પાળ પર વવાય તો છોડ સારા થાય છે. અને નીંદવાનુ કામ સુતર થાય છે. એરંડાનો ખોળ તથા સોડીઅમ નાઇટ્રેટ અગર શકરીની લીંડીનો ઉપયોગ કરવાથી ઉધઇનો ત્રાસ ઓછો થાય છે અને છોડ ઠીક વધે છે તેથી ધરૂ મોડુ નાંખ્યુ હોય તો પણ ચાલે. ધરૂ વાડીઆ મા રાખનો ઉપયોગ કરવાથી ધરૂ ઉખડેલા સુગમ પડશે.

(૮) આંબા પરની કેરી ઉતારી લીધા પછી વાંદા હોય અગર સુકાઇ ગયેલી ડાળ હોય તેને કાપી નાખી ઉપર ડામર ચોપડવો.

(૯) ચોમાસાના બળતણ માટે લાકડા, કરાંઠી, ખુપરા વિગેરે ભરી રાખવા કોઢીઆ માટે ચોમાસામા જોઇતી માટી ગાડામા ભરી ઘર આગળ રાખી મુકવી જયા ઢોર બાંધાતા હોય ત્યાની માટી એકથી દોઢ ફુટ ખોદી તેને ખેતરમા ખાતર તરીકે ઉપયોગ કરવો અને તેને બદલે કોઢા-મા નવી માટી પુરવી. ચોમાસામા જોઇતા ઢોરને માટે ઘાસ ચારો અને દાણો રાખવો.

(૧૧) ઉછરેલાં અને ઉછરતા શાક ભાજીને પાણી આપવું શાયરા ગામે (મોડાસા મહાલમાં) મકઇ, ચીણો વીગેરેને પાણી આપી પરી પકવ થયે લણી લેવું.

(૧૨) ખાટી બોરડીને ફાગણ ચૈત્રમાં કાપેલી હોય અને નવીન ગુચ્છા ફુટી નીકળ્યા હોય તેમાંથી દરેક જગોએ બે ત્રણ સારા ખારાવાદાર અને મજબુત શેપા રાખી બીજાને કહાડી નાંખવા. મોટા બોરડીના ઝાડની આજુ બાજુ એ ગોઠ આપી ઘાસ વિગેરે સાફ કરી આજુબાજુ ચોખ્ખું રાખવું બોરડી પર જીવ જંતુ જણાતા હોય તો તેનું નિરીક્ષણ કરી ચાપતા ઇલાજ લેવા

(૧૩) જ્યાં પાણી ભરાઇ રહેતું હોય ત્યાં કામ અગર કહાડા ખોદાવી પાણીનો માર્ગ સુગમ થાય એમ કરવું. કાસ હોય અને પુરાઇ ગયલા હોય તેને ખોદાવી રીપેર કરાવવા.

(૧૪) કપાસની કરાઠી ખોદતી વેળાએ ખાસ ધ્યાનમાં રાખવાનું કે રોગની ગાંઠો વાળી કપાસની કરાઠીઓ જુદી કરી બાળી દેવી. કારણ કે સુકારા નામના રોગના કીડા સુસ્ત અવસ્થામાં આવી જગ્યાએ પડી રહેલા માલમ પડે છે અને કપાશ ખોદી લીધા પછી આવા ખેતરમાં વારંવાર અવર નવર કરબ ફેરવવો. જે જમીનમાં ગુંદ ઊ વધુ હોય તેમાં પણ અવર નવર કરબ અગર વારે રાપ ફેરવવો

(૧૫) આ વખત તાપનો હોવાથી કેટલીક જગોએ જવા (Ticks) કોઢારમાં ઘણા જણાય છે. સુરત ફારમ પર નીચેનો ઉપાય ઠીક જણાયો હતો.

૨ શેર કોલટાર અગર ડામર
૦॥ શેર ગંધકનો ભુકો
૫ શેર અળશીનું તેલ
૧૧ શેર ગ્યાસતેલ
૦૧ ફીનાઇલ

આ બધી ચીજને ઉપલા પ્રમાણમાં લઇ સારી રીતે મેળવવાં અને પછી જ્યાં જ્યાં જવા (Ticks) જણાય ત્યાં ચીથડાં વતી લગાવવાથી એના ઉપદ્રવ ઓછો થાય છે. ગમાણ, તબેલા, કોઢાર વીગેરેને સારી રીતે સ્વચ્છ કરવાં જોઇએ.

(૧૬) બટાટાને ગુણમાં ભરી એક સ્વચ્છ હવાવાળા ઓરડામાં રાખવા કોથળા સાથે સુંધી ભરવા ભરેલા કોથળા એક બીજાથી છેટે રાખવા, અને એકેકના ઉપર રાખવા નહીં કોથળા ઉભા રાખવા અને જે જગોએ રાખવામાં આવે તેના ભરપુર હવાનો આવ જાવ હાવો જોઇએ. અને ગરમીના વખતમાં

બારણા આગળ કેનવાસના પડદા લટકતા રાખવા અને આ પડદા નેતાપના કણતનાં પાણીથી ભીંજેલા રાખવા. એક મહીનામા ઓછામા ઓછા એક વ ખત ગુણમાંથી બટાટા બહાર કાઢી નાંખવા અને તે વખતે જે બટાટાને રોગ લાગ્યો હોય તે કાઢી નાંખવા અને બાકીના સારા બટાટાને ગુણમાં ભરી એક દમ ગુણ ગાંધી લેવી. દરેક વખતે એક અથવા બેજ કોથળા ઉઘાડવા કે જે થી કરીને એક કોથળામાંના કીડા બીજામા જાય નહીં. એક કોથળામા આશરે ૧૨૦ રતલ બટાટા રહે છે. લીલા બટાટા હોય તેને સારા બટાટા સાથે ભેગા એક કોથળામાં ભરવા નહીં. નહીં તો લીલા બટાટામાથી કીડા બહાર આવી સારા બટાટામા, પ્રવેશ કરશે.

(૧૭) શાક ભાજીનાં બી મગાવી રાખવા.

## જુન માસ જેઠ.

(૧) શાક ભાજી, બાગાયતી તુલોને પાણી આપવાં.

(૨) કીઆરીમાં જમીનમા દવ દેવાની મોસમ-કીઆરીઓ સાફ રાખવી. ધરૂવાડીઆમાં જમીનને દવ દેવો. પછી ખાતર વીગેરે નાંખી વરસાદ થયે ખેડ કરી પુરતા વરસાદે રાંગરનું ધરૂ નાખવું. કીઆરીમા ખાતર નાંખવું વેરવુ તથા વરસાદ થયે હળ વતી ખેડ કરવી.

કીઆરીમાં અસલાલી વીગેરે ગામોમાં રત્નના બી વરસાદ થયે એક બે ખેડ કરી પછી છાંટવા.

(૩) વેગણ મરચીના ધરૂ ઉછેરવા.

(૪) ઘર કાછાની વાડો દુરસ્ત કરવી. ચરણ (ઢોર બળદને ચરવાને) માટે વાડાઓ સાફ કરવા અને તેની વાડો દુરસ્ત કરવી.

(૫) સારાં ચોખ્ખાં બી તૈયાર રાખવા. વરસાદ થયે ખેડ કરી કપાસી આ વાવવાં. અને સારી ખેડ કરી બાજરી વાવવી. રેતાળ જમીનમાં વરસાદ થયે અવર નવર સારી ખેડ કરી કપાસ ૨॥ થી ૩ ત્રણ ફુટને છેટે ચાલુએ દાલી જમીનમાં રાંપ ફેરવી શકુથી ચાર ફુટને છેટે કપાસ વાવ્યો. જેઠ છાશીઓ અગર દુમરો નામનો રોગ (કપાસના કુમળા પ... ચર ધોળી રૂવાંટીના આકારમાં કરોળીઆની જાતના જતુઆ ... આલમ પડતો હોય તો કપાશીઆને મરક્યુરી પર કલોરાઇડ નામના દવામા દશ ભીનીટ સુધી પલાળી પછી વાવ્યા હોય તો એ રોગ ઓછો જણાય છે એમ સુરતનો અનુભવ છે. દવાનું પ્રમાણ ૦-૨ ટકાનુ રાખવું. દરેક ... ના બી ધોઇ વાપરી દેરે વાવેતર કરવું.

( ૬ ) ઓરડીપર આંખ ચઢાવવાનુ કામ—ઓરડીની આજુબાજુએ ગોડ આપવાનુ કામ-કાસ રીપેર કરવાનુ કામ-અગર તો પાણીના માર્ગ રીતસરના કરવાનુ કામ.

( ૭ ) બળદને ગુવાર ખોળ વીગેરે પુષ્ટિકારક ખોરાક આપવો કે જેથી વાવેતર વખતે ખેડ વીગેરેનું સાફ કામ આપે વરસાદ થયે હલકા ધાન્યની વાવણી કરવી. ચહેરની આજુ બાજુ શાક ભાજી-ભીંડા, ચોળી, ગુવાર, દુધી, તુરીઆં, ગલકા વીગેરેનુ વાવેતર.

( ૮ ) આંબા વીગેરે ફળાઉ ઝાડોને ગોડ આપવી આંબાપર વાદા હોય તો કાપી નાખવા. તેવીજ રીતે લીબોઇમા સુકાઇ ગયલા ડાળ, થડ, વીગેરે ને કાપી નાખવા ગોડ કરી બકરીની લીંડી વીગેરે ખાતર લીબોઇને આપવુ, કેરીમા થતી માખ—આ માખ સારી જાતની કેરીઓ પસંદ કરે છે તે માખ ઘરની માખ કરતા બહુ મોટી હોતી નથી તેના શરીરપર પીળા ને બુખરા પટા હોય છે તે માખ મોટા પાકા ફળપર ઈંડા મુકે છે તેનો કીડો કેરીના ફળમા જાય છે ને તેને ખાય છે ને ફળને નકામુ કરે છે. તેની જીંદગી ટુંકી છે. થોડા વખતમા એક પછી એક એમ પાચ છ વખત તેઓ પોતાની જીંદગી પુરી કરે છે સઉથી પહેલા સડેલા ફળ નીચે પડે છે અને કીડો જમીન માંજ શાંત પડયો રહે છે બીજી વખતે પેદા થયેલા જીવડા ૧૫થી ૨૦ટકા નુકશાન કરે છે માટે પડેલા ફળ વીણી લેવા અને ઉંડી જમીનમા દાટી દેવા તેમજ એક એક પાકી કેરી તપાસી દરેક કીડાનો નાશ કરવો જો આ પ્રમાંણે બરોબર સંભાળ લેવામા આવે તો બે વરસમા તે જીવડાનો નાશ થાય-લોકો આવી બગડેલી કેરીને ઝાડ નીચેજ રાખે છે અને તેથી ભવિષ્યમાં થતા નુકશાનની શંકા પણ તેમના મનમા હોતી નથી તુળસીના પાનને પાણીમા ઉકાળી તેના સત્વ રહીત બનાવી અગર તો રકાબીમા રાખવાથી માખીનુ એ તરફ ખેચાણ થાય છે અને પછી મરી જાય છે —આંબાપર થતા જીવડા (હોપર ) કેટલાક વાડીઆમા આ બહુ નુકશાન કારક થઇ પડે છે. તે મોર ને નુકશાન કરે છે અને તેને લીધે નાના મરવા ગરીને ખરી જાય છે તેનો ઉપાય એજ કે જયારે તે જીવડા માલુમ પડે ત્યારે ઝાડ ઝેરથી છાટવા, વખતે આ સાલ જુન માસમા એ જીવડા જણાવાનો સંભવ છે માટે એ ઉપાય આપવો જરૂરનો લાગે છે કુડઓઇલ ઇમલશન નામનુ ઝેર બહુ સારૂં છે આ છાંટવાનુ યંત્ર(પીચકારી જેવુ) પીપને બેસાડી શકાય અને પીપને બે પંઇડા બેસાડવા જોઇએ એટલે તેને સહેલાઇથી ફેરવી શકાય આ યંત્રને એક લાંબી રબ્બરની નળી ઘાલવી નળીને એક મોંઢીયુ હોય છે આ નળીને લીધે ઝાડની

ટોચ પણ છાટી શકાય. મોર આવવાનો વખત થાય અને ત્યારે જીવડાં જણાય તો આ છાટવાનું કામ મોર ખીલે તે પહેલા કરવુ જોઇએ નહીતો કેરી બરો બર જવતી નથી. —રત્નાગીરી જીલ્લામાં પ્રીશ-ઓઇલ-રોઝીન સોપ નામની દવા આ જીવડાંને નાશ કરવામાં ઘણી ઉપયોગી જણાઇ હતી. ૧૦૦ રતલ પા ણીમા ૧॥ શેર પ્રીશ-ઓઇલ-રોઝીન સોપની વાનો ઉપયોગ કરવામા આ વ્યો હતો-૨૦ફુટની ઉંચાઇએ તેમજ ૫૬ર ફુટની લંબાઇ એ દવા સંચાથી છાટી શકાઇ હતી. બે માણસ દરરોજના આઠ કલાક કામ કરેતો ૧૬થી ૨૦ ઝાડ પર દવા છાટી શકે છે. એક વખત દવા છાંટવાથી જીવડાંનો તદન ના શ થઇ શકતો નથી પણ પાંચ છં વખતે જયારે જયારે જીવડાં જણાય ત્યારે છાંટવી પડે છે તે ધ્યાનમા રાખવુ. વળી મહિઅર-આ એક જાતનું બીટ લ જીવડુ છે તેનો કીડા થઇને કોચી ખાય છે. ઉંડા છાલની તરફમા મુકવા માં આવે છે અને તેમાંથી નીકળતો કીડા થઇને કાણુ પાડી અંદર જાય છે જો આવા કીડા ઘણા હોય તો ઝાડ મરી જાય છે માટે બધાં સુકાં ઝાડ કે ડાળ કે જેમાં આ કીડા ઉછરે છે તેને બાળી મુકવા. આ સુકા કીડાને એક વરસથી બીજા વરસ સુધી જીવતાં રાખે છે.—વરસમા ગમે તે વખતે ઝાડના થડને ગોડળ ફ્લુઇડ નામની દવા લગાડવી ગોડળ ફ્લુઇડની બનાવટઃ—

| | | |
|---|---|---|
| ટીકામાળી | ૧ ભાગ | આ બધાનો ભુકો કરી પાણીમાં નાખવો અને થોડા દીવસ રહેવા દેવો. અને જયારે લાઇ જેવુ થાય ત્યારે થડ પર ચોપડવુ. |
| હીંગ | ૨ ભાગ | |
| ગુગર | ૨ ભાગ | |
| દીવેલીનો ખોળ | ૨ ભાગ | |

ઉધઇના ઘર ખોદી ને ઉધઇ મારી નાખવી. ગોંડળ ફ્લુઇડથી પણ નુક શાન અટકે છે. સીમ્પલેક્સ નામનુ છાટવાનું યંત્ર અમેરીકાની ડીમીંગ કંપ નીનું બનાવેલું મુંબઇ ઓરીએન્ટલ બીલ્ડીંગસમાં વીલકીન્સન હેવુડ અને કલાર્ક ને ત્યાં બધા સરસામાન સાથે મળે છે પીચકારી ની સાથે બે રબર ના નળીઓ બે મોઢાંઆ અને દાંડાના બે આડબંધ પણ મળે છે આ ઉપરાંત એક નાની ગાડી તેને ફેરવવા જોઇએ તથા પીપ પણ જોઇએ.

જો કપાસના ડીંડવામાં સળાનો રોગ જણાતો હોય તો ખેતરમાં કપાશી આ સાથે ભીંડા વાવવા કારણકે એ કીડા ને ભીંડાં વધારે ભાવે છે તેથી એ તેના તરફ ખેંચાશે.

(૧૦) ચોમાસા માટે ઘાસ ચારો તેમજ જોઇતો દાણો વિગેરે ઘરમાં ભરી રાખવો. તેમજ વાવણી માટે જમીન તઇયાર કરી રાખવી.

# જુલાઈ માસ અષાઢ માસ.

(૧) બાજરી, મકઇ, કપાશની વાવણી જેમ ઓછુ વાવેતર થાય તેમ સારૂ

(૨) વવાયલા ખેતરમા નીદવાનુ કામ તેમજ રાપડી અગર કરબડી ફેરવવાનુ કામ

(૩) ડાંગર રોપવાનું કામ ડાંગર રોપવા પહેલા સણુનો પડવાશ પાડી હળથી લાવલ કરી રોપવા માટે જમીન તઈયાર કરવી જોઇએ. સુતર સાલ તથા જીરા સાલની રોપણી અને અનુકુળતાએ કમોદનુ ધરૂ તઈયાર કરવુ.

(૪) મરચીનુ રોપાણ—મરચીનુ રોપાણ છેટે હોય તો ઠીક. મરચી ગેપ લાગ્યા બાદ સારો વરસાદ થયા પછી એરડીનો ખોળ વાપરવો દરેક ખામણે એકેક મુઠી બહુ થઇ જશે.

(૫) બોરમા સળો માલમ પડતો હોયા તો જુલાઇ માસનો સારે વરસાદ થયા બાદ દરેક છાડે ગીહુ શેર ૫ થી ૭ ઝાડના કદના પ્રમાણમા આપવુ.

(૬) કપાશ સધરી ગયો હોત તો દરેક ખામણામાથી નબળા અને પાત ળા છોડ ઉખેડી લેવા જો કપાશના છોડની કુમળી કુપળો કરમાઇ જતી દેખા ય તો એને તોડી એકઠી કરી બાળી દેવી. અને વાવેલા બીડામાં પણ એ પ્રમાણે જો રોગ માલમ પડે તો ચુટી વીણી એકઠા કરી બાળી મુકવા

(૭) શેડા પર નકામા છોડ ઉગ્યા હોય તો નવરાશ હોય તો ઉખેડી લેવા.

(૮) ડાંગરની ક્યારીમાથી પાણી ચાલ્યું ન જાય તેની દેખરેખ રાખવી.

(૯) બાજરી, મકઇ, વીગેરે પાકના જોઈતી ખેડ આપવી. અને કપાશ માં નીદાવી અનુકુળતાએ દાપ અને રાપડી ફેરવવી.

(૧૦) અનુકુળતાએ વેગણનું રોપાણ શેરડીમા ખોળ મુકવાનું કામ તેમજ વેગણ રોપ લાગે ત્યારે આગષ્ટની શરૂઆતમા ખોળ મુકવો.

(૧૧) કોષ તથા ચામડાના દોરડાને દીવેલ ચોપડી મુકી રાખવાં.



## જાહેર ખબર.

ખબર આપવામાં આવે છે કે સુરતમાં તા. ૨૪ માહે જુન ૧૯૨૩ થી ખેતીવાડાની સ્કુલ ખોલવામાં આવી છે તે સ્કુલના ધારા ગોધરા ખેતીવાડી ગુજરાતી સ્કુલ પ્રમાણે છે જે આ મંડળ તરફ થી નીકલતાં શ્રી ગુજરાત ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગ ત્રિમાસીક એપ્રેલ સને ૧૯૨૩ ના અંકમાં પાન ૨૭ માં છાપેલાં છે. આ સ્કુલ માં દાખલ થવાની જેની મરજી હોય તેણે પોતાની અરજી મહેરબાન ડેપ્યુટી ડાયરેક્ટર ઓફ એગ્રીકલચર સુરત તરફ મોકલી આપવી.

# ચોર્યાસી તાલુકા ખેડુત મંડળના પ્રમુખનું ભાષણ.

સદ ગ્રહસ્થો,

આ મંડલ ખેતીવાડી ખાતાના પ્રયાશથી ગયા જુન મહીનામાં સ્થાપવામાં આવ્યું હતું અને તેમાં ચોર્યાશીના મામલતદાર સાહેબ મી૦ મણીભાઈ દેશાઇ ની ઉલટ અને ઠાલણીથી ઘણી મોટી સંખ્યામાં મેમ્બરો જોડાયા હતા મંડલ ના જોડીઆ સેક્રેટરી મી૦ નગરશેઠ જેઓ મંડલના દરેક કામમાં ઉત્સાહ વાર્યો ભાગ લે છે તેઓ વારસીક હેવાલ રજુ કરશે. તે ઉપરથી આપ જોશો કે આ મંડલે નવ સાડા નવ મહીના દરમ્યાન સારૂં અને ઉપયોગી કામ કર્યું છે. જુવારમાં થતો રોગ " smut " આણીઓ અટકાવવા મોરથુથુના પાણીથી જુવારના બી ધોઈ વાવવાનું અગીઆર ગામના લોકને તેમને ગામ જઇ બતાવવામાં આવ્યું હતું. મંડલની સ્થાપના થઇ તે વખતે જુવાર વાવવા નો વખત પુરો થઇ રહેવા આવેલો હોવાથી એ બાબતમાં વધુ કામ કરી શકયા ન હતા. વેંગણના છોડને ભાટપોર ગામે બે પ્રકારના રોગ થયલા હતા તે દુર કરવાને દવા છાંટવાનુ બતલાવવામાં આવ્યું હતુ. સરકારી ફાર્મ ઉપર નવી ઢબના હળ વીગેરે કેમ વાપરવા તે દેખાડવાની ગોઠવણ કરી મેમ્બરોને જુદે જુદે દિવસે લઇ જવામાં આવ્યા હતાં. વીલાયતી ખાતર નાંખી તેની અસર શું થાય છે તે દેખાડી આપવા મરચી અને વેંગણના ખેતરોમાં ફીલ્ડમેને જાતે જઇ મદદ કરી હતી તે ઉપરાંત ડીસ્ટ્રીકટ એગ્રીકલચર ઓવરસીયરની મદદથી આખા તાલુકાની ખેતીને લગતી સરવે કરવામાં આવી હતી કે જેથી લોકોની હાજત અને જમીનની સ્થીતી કેવી છે તે માલમ પડે. એ સઘલું કામ ઘણું સંતોષકારક ગણવામાં આવે છે. હાલ જે મેમ્બરોની સંખ્યા છે તે ઘણી ખુશી થવા જેવી છે પણ વારસીક મેમ્બરોની ફી એકઠી કરવાની ઘણી મહેનત રહે છે અને સંખ્યામાં પણ ફેરફાર થવાનો સંભવ રહે છે. તેથી મંડલને સધ્ધર પાયા ઉપર મુકવા પેટ્રનો તથા લાઇફ મેમ્બરોની સંખ્યામાં વધુ સારો વધારો થવો જોઇએ.

ફીલ્ડમેન મી. પટેલે અત્યાર સુધી કામ કર્યું. પણ તેમને બીજી સારી નોકરી મલી એટલે આપણને છોડીને ચાલ્યા ગયા. આપણો પગાર ખાઇ આપણા ખરચે જે એમને અનુભવ મેળવ્યો તે આપણને નીરૂપયોગી થયો એ ખેદ ની વાત છે. હવે નવા ફીલ્ડમેન આવ્યા છે. તેમને મેમ્બરોથી તથા તાલુકાથી માહેતગાર થવું પડશે, અને તેમ કરતાં વખતની બરબાદી થશે અને સેક્રેટ

રી ગી નગરશેઠને તેમના પાછલ રોકાવું પડશે ફીલ્ડમેન ઘડી ઘડી બદલાય નહી ને અટકાવવા તેનો પગાર વગેરે એવું રહેવું જોઇએ કે તેને આપણી નોકરીમાં રહી આગલ વધવાની ઉલટ રહે. એ સારૂં નાણા વધુ જોઇએ અને નાણા વધુ મેલવવાનો એકજ રસ્તો છે કે મેમ્બરોની સંખ્યામાં વધારો થાય તેથી મારે આપને અરજ કરવાની કે આપના દોસ્ત આસપાસના થોડા સી પાડોશીને સમજાવી આ મંડલના લાઇફ મેમ્બર બનાવવા.

આપણા મંડલ જેવું મંડલ આખા ગુજરાતમાં એકજ છે અને તે હસ્તીમાં આવ્યું છે. તે આપણા લોકપ્રિય અને લાયકીવાલા ખેતીવાડી ખાતાના પ્રધાન મી. મીં ચુનીલાલ મહેતાની આ દેશની ખેતી સુધારવાની ઉલટ અને ઉમંગને આભારી છે. આવા મંડલના ઉપયોગી પણા બાબત તેમને ખાતરી છે અને મને પણ પુરી અને પાકી ખાતરી છે કે જો દેશની ખેતીની ખીલવણી કરવી હોય તો આવા મંડલ મારફતેજ સુધરેલી ઢબના ઓજારો, સારા અને ખાતરી લાયક બીયાં અને ઉપયોગી ખાતરોનો પ્રચાર કરી શકાય. સરકારી ફારમમાં સઘલા અખતરા કરવામાં આવે છે. પણ ખેડુતના ખેતરમાં જઈ તેને નવા ઓજારો કેમ વાપરવા, કયું ખાતર કેમ નાંખવું, એ સર્વે બતલાવ વામા આવે તોજ તે પોતાની ખેતીમા નવી નવી ચીજો દાખલ કરે અને તે સઘલું બતાવવા આવા મંડળની જરૂર છે કેમકે ખેતીવાડી ખાતાના સ્ટાફના થોડા માણસોને એ બધુ કરવાની તક ન મલે.

આપણા તરફ જુવારને વારવાર આંજીઓ નામનો રોગ લાગુ પડે છે અને તે રોગ ન થાય તે સારૂ સહેલો સસ્તો અને જાણીતો ઇલાજ છે, છતાં આખા મુંબઇ ઇલાકાના ખેડુતમાથી ફકત બે ટકા ખેડુત મોરથુથુનો ઉપયોગ કરે છે. મુંબઇ ઇલાકામાં ચાર લાખ સુધરેલી ઢબના હળ વપરાવાં જોઈએ તેને બદલે ફકત વીશ હજાર વીલાયતી ઓજાર વપરાય છે. આપણા તાલુકામાં કપાસના સારા બી થી અગીઆર હજાર એકર જમીન વાવવામા આવે છે. તેથી બીતા બીતા બોલતાં એક લાખ દશ હજાર રૂપીયાનો વધારો ખેડુતની આવકમાં થયો છે છતાં તાલુકાના મોટા ભાગમાં જમીન ઉપર હલકી જાતનું કપાસનું બી વાવવામા આવે છે. ઠેકાણે ઠેકાણે કુવા બનાવી તુલને પાણી પાવાની જરૂર છે. પણ કોઇ એવી યોજના ઉપાડી લેતું નથી. ઢોરની ઓલાદ સુધારવા સારા સાંઢ લાવી ઉપયોગ કરવો જોઇએ, પણ એક ગામમાં હમોએ ડ્રારોડીથી જુજ કીંમતે સાંઢ મેલવી આપવાની કોશીશ કરી તો ગામલોક એકમત નથી. એ ઉપરથી જણાશે કે કેટલા અગત્યના કામ આ તાલુકાની આ-ડીસ્ટ્રીકટની અને ઇલાકાની ખેતીની ઉન્નતી સારૂ કરવાના છે. અને તે સરવે આરંભવા આ મંડલ જેવી સંસ્થાની કેટલી જરૂર છે અને આવા મંડલને ટેકો આપવો એ કેટલું અગત્યનું છે.

કેટલાક સુધારા એક ખેડુત પોતાના એકલા હાથે ન કરી શકે જો બે પાંચ એકઠા થાય તો ભારે કીમતના ઓજારો લાવી શકે તેમજ સારા બીયા વગેરે લાવવાનું કામ બે ચાર સાથે મળે તો સહેલુ થાય એટલા અરથે જરૂર હોય ત્યા સહાયકારી મંડલી સ્થાપવાનુ અવશ્યનુ છે તે માટે આપણા મંડલ ને સહાયકારી મંડલોનો ફેલાવો કરવા મદદ આપવા સારૂ સરકારે એક અમલદારે ખેતીની લગતી આ તાલુકાની સરવે કરી છે તેમ તે સહાયકારી ચલવલને લગતી સરવે કરશે

એ ઉપરાંત આ મંડલનું કામ ઉપયોગી ધોરણે ચલાવવાની સલાહ આપવા સારૂ એક એડવાઇઝરી કમીટી નીમેલી છે, જેના ઘણા ખરા મેમ્બરો, ખેતીવાડી ખાતાના અનુભવી અને Export Knowledge વાળા અમલદારો છે.

ગયે વરસે મંડલના નીયમો ઘડવામા આવેલા. એક વરસના અનુભવ પરથી તેમાં કેટલાક ફેરફાર કરવાની જરૂર જણાઇ છે તે મુજબ આપ સન્મુખ ફેરફારની દરખાસ્ત મુકવામા આવશે મને જણાવવાને ખુશી ઉપજે છે કે જ્યારે ખેતીવાડીના પ્રધાન ઓન૦ મી૦ મ્હેતા અત્રે પધારયા હતા તે વખતે આપણા તરફથી માગણી કરેલી તે મુજબ અત્રેના ફાર્મ સાથે એક ખેતીવાડીની નીશાળ ખોલવાનુ નક્કી થયુ છે ને તેને સુરતની ડી૦ લો૦ બોર્ડે રૂ૦ ૨૫૦૦ નો મદદ આપવાનો ઠરાવ કર્યો છે

છેવટે મારે મહેરબાન ડીપ્યુટી ડીરેક્ટર, રાવ સાહેબ ભીમભાઇ તથા મી૦ નગરશેઠનો આ મંડળ તરફથી તેઓએ જે ચાલુ મદદ અને કીમતી સલાહ આપી છે તે મારે અંતઃકરણ પુર્વક ઉપકાર માનવાનો છે જે મંડળે સારૂ કામ કર્યુ છે તે એ સાહેબોની ઉત્સાહ અને કાળજીને લીધે છે.

---

## જાહેર ખબર.

આથી ખબર આપવામા આવે છે કે છારોડીથી જે Premium Bulls શ્રેષ્ટ આખલા આજદીન સુધી ખેડુતોને આપવામા આવતા હતા તેવા આખલા, આ સુરત ફાર્મ ઉપરથી પણ આપવાની ગોઠવણ કરવાની સરકાર તૈયારીમા છે સુરત ફાર્મ ઉપરના આખલા સંગ દુધ અને ઓલાદ વધારનાર જાતના છે. સુરતથી આખલા મંગાવવાથી ગેહવે નુરમા પણ ફાયદો થાય એમ છે

જેઓને સુરતથી મંગાવવાની ખાયેસ હોય તેને ખેતીવાડી ખાતાના ડેપ્યુટી ડાયરેક્ટર સાહેબ ગુજરાત મુકામ સુરત એ સરનામે પત્ર વહેવાર કરવો.

સહી

ડેપ્યુટી ડાયરેક્ટર ફોર એનીમલ બ્રિડીંગ.

## ચોર્યાસી તાલુકા ડેવલપમેન્ટ એસોસીએશન "ખેડુત મંડલ" નો વાર્ષિક અહેવાલ,—સુરત.

આ મંડળની પહેલી સભા તા. ૧૮ મી જુન ૧૯૨૨ ના રોજ મુંબઈ ઇલાકાના ખેતીવાડી ખાતાના ડીરેકટર સાહેબ, ડા. હેરોલ્ડ એચ. માન ના પ્રમુખપણા નીચે ભરવામા આવી હતી. આ મંડળનો તા. ૩૧ મી માર્ચ ૧૯૨૩ એટલે ૯ માસ અને ૧૩ દીવસની કામગીરીનો આ અહેવાલ છે.

### સભાસદો.

૧૯૨૨–૨૩ ની આખરમાં આ મંડળમાં નીચે પ્રમાણે સભાસદો હતા.

| વર્ગ. | સંખ્યા. |
|---|---|
| ૧. મુરબ્બીઓ | ૧૪ |
| ૨. જીંદગીના સભાસદો | ૪૮ |
| ૩. વાર્ષિક સભાસદો જેઓ રૂા ૧ પ્રમાણે ફી ભરે છે. | ૮૦૪ |
| ૪. વાર્ષિક સભાસદો જેઓ રૂા. ૦–૮–૦ પ્રમાણે ફી ભરે છે. | ૧૪૫ |

### હીસાબનું સરવાયું.

તા. ૩૧ મી માર્ચ ૧૯૨૩ સુધીનુ સરવાયું એટલે કે આવક જાવકના આંકડા નીચે પ્રમાણે છે.

આવક.

| | | | |
|---|---|---|---|
| ૧ | રોકેલા નાણાનુ વ્યાજ | | રૂા૦ ૦–૧–૦ |
| ૨ | સરકારી મંડળી તરફથી મળેલું લવાજમ તથા બક્ષીસ | | રૂા૦ ૦–૦–૦ |
| ૩ | ખાનગી સભાસદોનુ લવાજમ | | |
| | સભાસદો | ફી | |
| | ૧૪ મુરબ્બીઓ | ૨૬૨૫–૦–૦ | |
| | | | ૪૭૨૫–૮–૦ |
| | ૪૮ જીંદગી સુધીના સભાસદો | ૧૧૯૮–૦–૦ | |
| | ૯૪૯ વાર્ષિક સભાસદો | ૯૦૨–૮–૦ | |
| | | ૪૭૨૫–૮–૦ | |
| ૪ | ખેતીનાં ઓજારો ભાડે આપ્યા તેની આવક | | ૦–૦–૦ |
| ૫ | પરચુરણ આવક બક્ષીસ વી૦ | | ૧૭૮–૧–૩ |
| ૬ | સરકાર તરફથી મળેલી મદદ | | ૧૦૦૦–૦–૦ |
| | | કુલ | ૫૯૦૩–૯–૩ |
| | | ખર્ચ | ૧૨૮૭–૧–૮ |
| | | શીલીક | ૪૬૧૬–૭–૭ |

તા૦ ૩૧—૩—૨૩ ને રોજ

ખર્ચ.

| | | |
|---|---|---|
| ૧ નોકરના પગાર પેટે | | |
| "અ" ફીલ્ડમેનનો પગાર માસીક રૂ૦ ૬૦ લેખે માસ ૮ નો | ૪૮૦–૦–૦ | |
| "બ" સીપાઈનો પગાર માસીક રૂ૦ ૧૫ લેખે માસ ૧–૨૪ દીવસ | ૨૬–૯–૯ | |
| | | ૫૦૬–૯–૯ |
| ૨ નોકરના ભથ્થા પેટે | | |
| "અ" ફીલ્ડમેનને માસીક રૂ૦ ૩૦ પ્રમાણે જાયુ ભથ્થુ માસ ૮ નુ | ૨૪૦–૦–૦ | |
| "બ" સીપાઈને માસીક રૂ૦ ૬ લેખે જાયુનુ ભથ્થુ માસ ૧–૨૪ દીવસનુ | ૧૦-૧૦-૫ | |
| | | ૨૫૦-૧૦-૫ |
| ૩ ડીમોનસ્ટ્રેશન અને બીજા ખેતીની ખીલવણી આદીના કામોં માટેનો ખર્ચ | | |
| "અ" હથીઆર ઓજાર | ૧૬૪–૪–૬ | |
| "બ" મોરથુથુના પડીકા | ૦–૩–૯ | |
| "ક" પરચુરણ | ૧૨-૧૧-૩ | |
| | | ૧૭૭–૨–૬ |
| કંટીજંટ ખર્ચ | | |
| ટપાલ | ૭–૦–૦ | |
| છપામણ, ટાઇપીંગ | ૧૧૨–૦–૦ | |
| સ્ટેશનરી | ૭૮–૧–૦ | |
| ફર્નીચર | ૧૦૩–૯–૦ | |
| આવકારનુ ખર્ચ તે પેટે રૂ ૫૦ બક્ષીસના આ કામને માટે મળ્યા હતા. | ૫૨–૦–૦ | ૩૫૨-૧૦-૦ |
| | કુલ રૂ૦ | ૧૨૮૭–૧–૮ |

ઉપરના આંકડા ઉપરથી જણાયે છે કે મંડલના નીયમ ત્રીજા પ્રમાણે સુ-રબ્બીઓ તથા વાર્ષિક સભાસદોની ફી રૂ. ૩૭૯૮–૦–૦ તથા ૩ા ટકાની રૂ૦ ૨૦૦ ની જી. પી. નોટ અને બક્ષીસ તરીકે મેળવેલો ૫ વીઘાનો ટુકડો રીઝર્વ ફંડ તરીકે રાખવામાં આવ્યા છે. રૂ. ૯૦૨–૮–૦ વાર્ષિક સભાસદોની ફી ના આવેલા છે. રૂ ૧૦૦૦ સરકાર તરફથી ગ્રાંટ મલેલી છે. રૂ. ૧૦૦ બક્ષીસ તરીકે મલેલા છે અને મે ચોર્યાશી તાલુકાના મામલતદાર સાહેબ કે જેમણે લુંડ મારવા વાસ્તે ફંડ ભેગું કરેલુ તેમાથી રૂ. ૭૮–૧–૩ વધેલા તે તેમણે આ

મંડલ તરફ મોકલાવી આપ્યા છે કો-ઓપરેટીવ સોસાયટી તરફથી કાંઇ પણ રકમ બક્ષીસ તરીકે અથવા તો ફી તરીકે આવી નથી. ફીક્સી મુડીનું વ્યાજ એપ્રીલ માસમાં આવશે તેથી તે આવતી સાલના એટલે ૧૯૨૩-૨૪ ના હીસાબમાં જમે કરવામાં આવશે. ગઇ સાલમાં ખેતીના ઓજારો લોકોને પ્રયોગ તથા ઉત્તેજન ખાતરજ મફત આપવામાં આવ્યા હતા. અને તેથી ભાડે આપવામાં આવ્યાં ન હતાં.

ખરચની બાજુ તપાસતાં જણાય છે કે લખેલું ખરચ ફક્ત માસ ૯ા નું છે જ્યારે ગઇ સાલ બજેટમાં ૧૨ માસનું ખરચ ગેણવામાં આવ્યું હતું તેથી બજેટના આંકડા કરતાં કરેલુ ખરચ ઓછું છે. જો કે આખા વરસ દરમ્યાન બને તેટલી કરકસર કરવામાં આવી છે. વધારેમાં વધારે પઇસાનો બચાવ, ખેતીના ઓજારો ખરીદવામાં થયલો છે અને તેનું કારણ ફક્ત એટલુંજ છે કે લગભગ રૂા. ૨૫૦ ની કીમતના ઓજારો મી૦ એદલજી કુંવરજી પટેલે તરફથી અને રૂા. ૩૦૦ ની કીમતના ઓજારો ખેતીવાડી ખાતા તરફથી મંડલને વાપરવા માટે મળેલાં છે.

રીપોર્ટના સાલમાં મી૦ એ૦ એમ૦ પટેલ, બી૦ એજી. ની ફીલ્ડમેન તરીકે નીમણુંક તા. ૧-૭-૨૨ થી કરી હતી. તેમની પારડી તાલુકામાં કોઇ ખાનગી ફાર્મમાં મેનેજર તરીકે નીમણુક થવાથી અત્રે તા. ૧૯-૩-૨૩ ને રોજ રાજીનામું આપ્યું હતું. અને તા. ૧૮ મી એપ્રીલ ૧૯૨૩ ને રોજ છુટા કરવામાં આવ્યા હતા. તા. ૮-૧-૨૩ થી એક ખેડુતને પટાવાલા તરીકે નીમ્યો છે. એઓ બને જણે ઘણું ઉપયોગી અને સારૂં કામ કીધું છે.

## આ વરસમાં કરેલા કામની યાદી વીશે.

"અ" જુવારને મોરથુથુના પાણીમા ડુબાડવા આ કામ મંડલના ફીલ્ડમેને તેમની નીમણુંક થયા પછી તરતજ ઉપાડયું હતું પણ ચોમાસાની રૂતુ તે પહેલાં શરૂ થયેલી હોવાથી તે ફક્ત ૧૧ ગામમાંજ તે કામ દેખાડી શકયા હતા અને તેના અંગે ૧૩૧ પેકેટ વહેંચ્યા હતા. આનું પરીણામ એ આવ્યું, કે ગોહની અને ટીંબરવા ગામના ખેડુતોને મોરથુથુ વાપરવાથી થતા સારા ફાયદા બાબત પુરતી ખાતરી થઇ છે અને હવેથી દર સાલ તેઓએ તેનો ઉપયોગ કરવાનો નીશ્ચય કર્યો છે.

"બ" ખેતીના ઓજારોનું ડીમોનસ્ટ્રેશન;—તાલુકામાં કેટલાક ગામે સુધારેલી ઢબના ખેતીના ઓજારો ચલાવી બતાવવામાં આવ્યાં હતાં. કુંભારી ગામના લોકોને એક નાની પારટીના રૂપમાં અઠવાના સરકારી ફાર્મ પર લઇ

જવામાં આવ્યા હતા અને ખેતીના ઉપયોગી ઓજારો કેમ વપરાય છે તે બાં બતે સમજુત આપવામાં આવી હતી ને તે તેઓને કામ કરી દેખાડવામાં આવ્યા હતાં. આનું પરીણામ એ આવ્યું હતું કે તેઓએ ફાર્મમાંથી કેટલાક ઓજારો તેજ વખતે વાપરવાને લીધાં અને પોતાના ખેતરોમાં અજમાયશ કરી જોયા. એક વીનેઆર "ઉપણવાનું ઓજાર" મોહની, ટીંબરવા અને બીજા ગા મોમાં લઇ જવામાં આવ્યું હતું અને તેનાથી એકંદર ૬૫ ગાલ્લી જુવાર ઉપણવામાં આવી હતી અને ટીંબરવાના રા. રા. નથુભાઇ મકનજી પટેલે તો એક દીવસમાં ૧૮ ગાલ્લી જુવાર ઉપણી હતી. આથી તેઓ ૧૯૨૩ ના ફેબ્રુઆરી માસના વરસાદને લીધે પોતાનો પાક નુકશાન માંથી બચાવી શકયા. અને તેથી તેઓને ભાવ પણ થોડોક વધારે આવ્યો હતો.

ખેતીના સુધરેલી ઢબનાં નીચે પ્રમાણેના ઓજારો દાખલ કરવામાં આવ્યા છે.

૩ કોસની લોઢાની ચકલીઓ.
૧ લોઢાનો કોસ.

નીચે લખેલાં ખેતીના ઓજારો માટે માંગણી થઇ છે અને તે મંગાવી આપવાનો બંદોબસ્ત કરવામાં આવ્યો છે.

| | |
|---|---|
| ૧ બી. ટી. ૨ | હલ |
| ૧ માળવા | હલ |
| ૧ સરદાર | હલ |
| ૧ કોકન | હલ |
| ૧ પ્લેનેટ જયુનીઅર હેડહલ | |
| ૧ ,, ,, વ્હલક હલ | |
| ૨ નાગ કોશ | |

"કુ" તુલ ઉપર પડતા રોગો ઉપર કરેલા ઉપાયો.—ભાટપુરમાં વેંગણ નાં પાક ઉપર બહુજ ચેકીરાનો રોગ "ગાંતો" પડયો હતો. તેથી "ઠકોસો પોસ" નામનું ઔષધ છાંટવામાં આવ્યું હતું અને રાખોડી અને ઘાસતેલ ભેગું કરી ભભરાવવામાં આવ્યું હતું. રોગ લાગુ પડયા પછી ઘણા લાંબા વખતે આ ઉપાય કરવામાં આવ્યો હતો. તેથી જેવી જોઇએ તેવી સારી અસર થઇ ન હતી તેથી આ મંડલ સરવે ખેડુત લોકોને વિનંતી કરે છે કે તેઓએ ખેતીના કામમાં કોઇપણ જાતની મુશ્કેલી શરૂ થાય કે તુરતજ આ મંડલને ખબર આપવી જેથી તે શકયો ઉપાયો કરી ઘણી ઉપયોગી સેવા ખરી વખતે બજાવી શકે.

"ડી" લે ટકોને જોવાને માટે નીચેના પ્રયોગ રાખવામાં આવ્યા હતા.

| નંબર | ખેડુતનું નામ | ગામ | પાકનું નામ. | | ક્ષેત્ર ફળ |
|---|---|---|---|---|---|
| ૧ | હગખાભાઇ પરભુભાઇ | પીપલોદે | મરચી | ચરકીનું ખાતર અને એરડાનો ખોલ | એક એકર |
| ૨ | પરસોતમ ભીખુભાઇ . | બહ્ચાના | રીંગણી | સુપર ફોસફેટ હ. ના પોટ નાઇટ્રેક ના | ૧ાા એકર |
| ૩ | સી ખી. નાણાવટી | નવાગામ | કારેલા અને ગુવાર | ચરકીનુ ખાતર અને મહુડાનો કચરો | ૬ ગુંઠા દરેક |

પ્રયોગ ક્ષેત્રો ઉપર પાક હજુ ઉશા છે. પ્રયોગથી કેટલો ફાયદો અગર નુકશાન થયું તે અત્યારે કહી શકાય એમ નથી તે આવતી સાલના રીપોર્ટમાં જણાવવામાં આવશે.

"ઇ" દેશી બોર ઉપર આંખ ચઢાવવા વીશે અથવા કલમો વીશે–લગભગ ૪૨૫ બોરડીઓને આંખો ચઢાવવા માટે કાપવામાં આવી છે. તેઓએ હાલનાં નવાં ડાળાં નાંખ્યાં છે અને આખ ચઢાવવાને લાયક આવતા પખવાડીયામાં તે બધા ફણગા તઇયાર થશે. આ કામ નવા ફીલ્ડમેન જેઓ નીમામા છે તેઓ કરશે.

"એફ" બી ની વહેંચણી–શાકભાજી અને પીલાયતી ઘાસના બી ની માંગણીઓ આવી હતી અને તે પ્રમાણે બી પુરા પાડવામા આવ્યા હતા ફાર્મની નીપજના ચોકખા કપાસીઆનું આખા ગામોમાં વાવેતર કરવામાં આવે એ બાબત પ્રયત્ન કરવામા આવે છે અને તેના અંગે ઓરડરો નોંધાય છે. અને આશા છે કે જો દરેક આખુ ગામ ઉપર પ્રમાણેનું ચોકખુ ફાર્મનું બી લઇ આ કાર્ય ઉપાડે તો તેઓ એકજ જાતનો માલ નીપજાવી શકે તેથી તેમને તેમના માલનો ભાવ પણ સારો અને વધુ ઉપજે અને આખા તાલુકાનો પાક તેથી સુધરી જઇ આ તાલુકાના માલની કીર્તિ વધે.

"જી" કપાસને પાળા ઉપર ઉગાડવાની રીતઃ—સુરત ફાર્મના ત્રણ વરસના અનુભવ ઉપરથી એમ માલુમ પડયું છે કે પાળા ઉપર કપાસ વાવવાથી

પાક ઘણો સારો ઉતરે છે અને વાવ્યા પછીથી વધારે અગર ઓછા વરસાદ થી બીલકુલ નુકશાન થતુ નથી તેથી લોકોને આ પધ્ધતીથી કપાસ ઉગાડવા ની સલાહ આપવામા આવે છે લગભગ ૪૫ એકર ઉપર આ પધ્ધતીથી જમીન તઇયાર કરવાના માટે "રીજીગ પ્લાઉ એટલે પાળા પાડવાનુ હલની માગણી કરવામા આવી છે

'એચ' ઓજારોની ડીપો—એક "રીજીગ પ્લાઉ" એ તેને લાગનારી સાકલો જુસરા વીગેરે સામાન ખરીદવામા આવ્યો છે શ્રી ગેલુપુરના મી૦ એદલજી કુવરજી પટેલ જેવો આ મડલના એક મુરબ્બી છે તેમણે આ સન્સ્થાને લગભગ રૂ૦ ૨૫૦ ની કીમતના, નીચેના ઓજારો લોકોને ઉપયોગમા આવે એટલા માટે લોન ઉપર આપી આ મડલને આભારી કર્યું છે

૩ બી ટી ૨ હલ
૧ હીદુસ્તાન હલ
૧ ચોક કટર

ખેતીવાડી ખાતાએ લગભગ રૂા ૩૦૦ ની કીમતના નીચેના ઓજારો વાપરવા માટે મડલને આપ્યા છે

૧ સી ટી ૧ હલ બે સાકલો સાથે એક નાની અને એક મોટી
૧ અમેરીકન સોઇલ સ્કુપર એટલે કેન અગર પેટારી
૧ ઓહીઓ પોની ચોક કટર ન. ૧૦॥ કડબ કાપવાનો સચો
૧ લોઢાનો કોસ

આ મડલ મી એદલજી કુવરજી પટેલનો તેમજ ખેતીવાડી ખાતાનો તેમની ઉપલી મદદને માટે આભાર માને છે એક હોશીયાર ખેડુતને પગારવાલા તરીકે રાખ્યો છે તે ઓજારો લઇને ગામે ગામ બતાવવા જાય છે અને જે લોકોને વાપરતા ન આવડતા હોય તેમને શીખવે છે અને લોકોને ખેતીના કામમા જોઇતી મદદ આપે છે ફીલ્ડમેન પણ જ્યારે ગામડાઓમા જાય છે ત્યારે લોકોની સાથે છુટથી હલીમલીને કામ કરે છે અને તેઓની મુશ્કેલીઓ દુર કરવા પ્રયત્ન કરે છે

"આઇ" ચોર્યાસી તાલુકાની ખેતીવાડીની સરવે—ખેતીવાડી ખાતા તરફથી મી૦ નગરશેઠે ચોર્યાસી તાલુકાની ખેતીવાડીની સરવે કરી હતી અને આ એસોસીએશનના ફીલ્ડમેન મી૦ પટેલ પણ તેમની મદદમા હતા આ તાલુકાના બધા ગામોની હાલતનો ખેતીવાડીની પરીસ્થીતીની નોધ લેવામા આવી હતી અને ખેતીવાડી ખાતાના મે ડેપ્યુટી ડીરેક્ટર સાહેબે તે અનવયે મડલના ફીલ્ડમેનને નીચેના કામ કરવા બાબતની સુચના આપી હતી.

(૧) આ મંડલના અંગે મુરબ્બીઓ તેમજ સભાસદો બને તેટલા વધારવા.

(૨) ફીલ્ડમેન જ્યારે જ્યારે ગામડામાં ફરવા જાય ત્યારે ત્યારે ગામો ની મુલાકાત લે અને મંડલના મેમ્બરોની ફી ઉઘરાવે.

(૩) મોન્ગુથાના પડીકાના ઓરડરો મેલવવા અને માર્ચની આખર સુધી માં કેટલાં પડીકા જોઈશે તેનો રીપોર્ટ કરવો.

(૪) કપાસ અને જુવાર માટે "રીજીંગ પ્લાઉ" વાપરવા માટેની માંગણી ઓ આણવી.

(૫) "૧૦૨૭ એ" જાતના કપાસીયા લોકોને વહેંચવા વ્યવસ્થા કરવી અને આખા તાલુકામા સુધારેલા કપાસનું બી વપરાય તેવો બંદોબસ્ત કરવો.

(૬) મંડલના ફીલ્ડમેને પોતાની દેખરેખ નીચે સુધારેલી જાતનો કપાસ ઉગાડવા તજવીજ કરવી જેથી તે ખેતરોનો માલ જુદો રાખી તેનું બી આવતે વરસ બીજા ખેડુતોને આપવાનું બની આવે.

(૭) કપાસ વેચવાની અને ખેતીના ઓજારો અને બી ની સોસાઇટીઓ ઉભી કરવી.

(૮) કો-ઓપરેટીવ સોસાઇટીઓ પાસેથી લવાજમ ઉઘરાવવું.

(૯) ખેરની કલમો કરવાની તજવીજ કરવી.

(૧૦) બી ને માટેની ડીપો અઠવા અને મોહીની ગૃપ શીવાયની બીજી જગ્યાઓ "કોટન સ્ટાફ" ને સુચવવી જેથી કરી કપાસીયા પુરા પાડવાને "સીડ ડીપો" ઉઘાડવા તજવીજ કરવામાં આવે.

જે. પ્રદર્શન અને પ્રાત્યક્ષીકો.—મંડલે આ વરસ દરમ્યાન એકે પ્રદર્શન ભર્યું નથી અને આ પહેલું વરસ હોવાથી ઘણો વખત પુષ્કળ જાતની તૈયારીઓ કરવામાં ગાલવો પડયો હતો છતાએ આખા તાલુકાના ખેડુતોને વીસ વીસ ખેડુતોની ટુકડીએ ચાર દીવસ સુધી ફાર્મ પરના પ્રદર્શનમાં બોલાવવાનો બંદોબસ્ત કર્યો હતો અને એકંદરે ૬૫ ખેડુતોએ આનો લાભ લીધો હતો.

ઓફીસ અને ડીપો.—મંડલની ઓફીસ અને ડીપોના માટે રા૦ સા૦ ભીમભાઇ એમ. દેસાઇ ગુજરાત વીભાગના ડેપ્યુટી ડીરેક્ટર સાહેબે ડીસ્ટ્રીક્ટ એગ્રીકલચરલ ઓવરસીયર, સુરત, ની ઓફીસમા જગ્યા આપી તેના માટે મંડલ રા૦ સા૦ ભીમભાઈનો આભાર માને છે.

મીટીંગો—આ વર્ષ દરમ્યાન મેનેજીંગ કમીટીની ચાર સભાઓ બોલાવવામાં આવી હતી.

મુલાકાતો.–ઓનરેબલ મી૦ સી૦ વી૦ મહેતા, એમ. એ. એલ. એલ. બી. જેઓ મુંબઈ સરકારના ખેતીવાડી ખાતાના પ્રધાન છે તેઓએ મેનેજીંગ અને એડવાઈઝરી કમીટીના મેમ્બરોને અને મંડલના મુરબ્બીઓને તા. ૨૩–૧–૨૩ ના રોજે મળવાને તસ્દી લીધી હતી. આ મીટીંગનો એહવાલ ટેબલ ઉપર મુકવામાં આવ્યો છે. મી. એફ. જી. પ્રેટ ઉત્તર વીભાગના કમીશનર સાહેબ અને મી. એ. એમ. મેકમીલન સુરત જીલ્લાના કલેક્ટર સાહેબે પણ આ મીટીંગમાં હાજરી આપી હતી.

૧૯૨૨–૨૩ ના માટે ચુંટાયલા અમલદારોએ આ વર્ષ દરમ્યાન ઘણું ઉત્સાહ પુર્વક કામ કર્યું છે. આ પહેલુંજ વર્ષ હોવાથી મંડલને ઘણી મુશ્કેલીઓમાંથી પસાર થવું પડયું હતું. તેઓ બધા આજે રીટાયર થાય છે અને મંડલના કાયદાની ૧૭ મી કલમ પ્રમાણે આજરોજ નવા અમલદારો ચુંટવા આપને વિનંતી કરૂં છું રીટાયર થતા દરેક સભ્યોનો તેમણે આ મંડલમાં ઉત્સાહ ભર્યો ભાગ લીધો છે તે બદલ તેમનો આભાર માનવાની આ તક લઉં છું અને તેઓને હું વીનંતી કરૂં છું કે ભવીષ્યમાં પણ તેઓ એટલીજ કાલજી અને ઉત્સાહથી મંડલને મદદ કરશે. રીટાયર થયેલા મેમ્બરો ફેરી ચુંટાવા લાયક છે.

વર્ષ દરમ્યાન મેનેજીંગ કમીટીએ કરેલા કામ સબંધી જનરલ સભાની પરવાનગી મેળવવા વીશે:—આ મંડલના સભાસદોની જાણને માટે મેનેજીંગ કમીટીના કાર્યક્રમનો અહેવાલ ટેબલ ઉપર મુકવામાં આવ્યો છે. જોકે મેનેજીંગ કમીટીએ નીયમોને અનુસરીનેજ કામ કર્યું છે છતાં પણ મંડળના ૨૧ માં કાયદા પ્રમાણે તેઓના દરેક કામ બાબત આ સભાની મંજુરી મેળવવી જોઇએ, અને હું આશા રાખું છું કે તમો બધા તે કામો તપાસી મંજુર કરશો.

ગઇ સાલ તમોએ આ મંડળનું નામ ચોરાસી તાલુકા ખેડુત મંડળ રાખ્યું હતું પણ આવા મંડલો સંબંધમાં એક સરકારી ઠરાવ થયો છે ને તે પ્રમાણે આ મંડલનું નામ તમારી સંમતી મલશે એવી આશાથી, ચોર્યાસી તાલુકા ડેવલપમેન્ટ એસોસીએશન "ખેડુત મંડલ" સુરત એવું રાખવામાં આવ્યું છે. અને હું આશા રાખું છું કે તમો બધા તે બાબત મંજુર કરશો.

કાયદાઓમાં ફેરફાર–કામ કરતી વખતે મેનેજીંગ કમીટીને એવું માલમ પડયું હતું કે કાયદાઓમાં અમુક અમુક બાબતમાં કેટલાક ફેરફાર કરવાની જરૂર છે અને તેના અંગે વીચાર કરવા માટે તમારા આગલ પ્રોગ્રામ પ્રમાણે જુદી દરખાસ્ત મુકવામાં આવશે.

મે સુરત જીલ્લાના કલેકટર સાહેબ મી૦ એ૦ એમ૦ મેકમીલન.આ.ઈ સી. એસ ને તેમની લાગણી ભરેલી મદદ આપવા બદલ તેમજ મંડલના કાર્યમા જે ઉત્સાહ ભરેલો ભાગ તેઓ લે છે તેના બદલ, હુ આ મ ડલ તરફથી તેમનો આભાર માનુ છુ ખેતીવાડી અને કો-ઓપરેટીવ ખાતાના અમલદારોનો પણ હું આભાર માનું છું. કારણ કે તેમણે તો આ મ ડલે કઈ કઈ બાબતોમા પ્રવૃતી કરવી તે નક્કી કરી અને તેને પરીપુર્ણ કેવી રીતે કરવી તે બાબતમા અતીશય શ્રમ લીધો છે અને આ જગ્યાએ મારે કહેવુ જ જોઇએ. કે આ વરસના કાર્યક્રમના ફતેહનો મોટો ભાગ તેમનેજ આભારી છે ચોર્યાસી તાલુકાના મામલતદાર સાહેબ મી૦ મણીભાઇ ગાડાભાઈ દેશાઇ, સરકલ ઇન્સ પેકટર મી૦ છગનલાલ નરોતમદાસ અને મામલતદારની ઓફીસના કેટલાક કારકુનો તથા તલાટીઓએ સભાસદોની ફી વસુલ કરવામાં મ ડલને ઘણી મોટી મદદ કરી છે તેથી મ ડલ તેમનો અ તઃકરણ પુર્વક આભાર માને છે સુરતની ડીસ્ટ્રીકટ લોકલબોર્ડે ૧૯૨૩-૨૪ ની સાલ માટે મ ડલને રૂા. ૩૦૦ ગ્રાંટ આપી છે તે બદલ બોર્ડનો આભાર માનું છુ. તમો બધાએ અમુલ્ય વખતનો ભોગ આપી અત્રે હાજરી આપી છે તેના માટે પણ હું આપ સર્વેનો આભાર માનુ છુ. છેવટમા કેટલાક સભાસદ અને બીન સભાસદો પછી તે આજે હાજર અથવા ગેર હાજર હોય તેઓ બધાનો તેમણે આજદીન સુધી મ ડલને જે જે મદદ કરી છે તે બદલમા આભાર માનુ છુ અને તેમને વીનતી કરૂ છુ કે આની માફકજ મ ડલ પ્રત્યે તેઓ કાયમ લાગણી રાખશે અને ભવીષ્યમા મ ડલને દરેક રીતની મદદ કરશે.

સુરત તા. ૧૧ મે ૧૯૨૩

## ૧૯૨૩-૨૪,

### અ દાજ આવક.

| | | |
|---|---|---|
| ૧ | રોકેલા ફંડનુ વ્યાજ | ૨૫૦-૦-૦ |
| ૨ | સરકારી મ ડલ તરફથી બક્ષીસ | ૨૦૦-૦-૦ |
| ૩ | ખાનગી સભાસદોનુ લવાજમ | ૧૨૦૦-૦-૦ |
| ૪ | ખેતીના ઓજારોના ભાડાની આવક | ૨૫-૦-૦ |
| ૫ | પરચુરણ આવક બક્ષીસ વી૦ | ૭૦૦-૦-૦ |
| ૬ | મગફળી ગ્રાંટ | ૧૦૦૦-૦-૦ |
| ૭ | લોકલ બોર્ડની ગ્રાંટ | ૩૦૦-૦-૦ |
| | કુલ | ૩૧૭૫-૦-૦ |
| | ગઇ સાલની સીલીક | ૪૫૦૫-૫-૭ |
| | કુલ | ૭૬૮૦-૫-૭ |

અંદાજ ખર્ચ.

| | | |
|---|---|---|
| ૧ નોકરના પગાર પેટે | | |
| "અ" ફીલ્ડમેનનો પગાર માસીક રૂ૦ ૬૦ પ્રમાણે | ૭૨૦–૦–૦ | |
| "બ" પટાવાલો રૂ૦ ૧૫ પ્રમાણે | ૧૮૦–૦–૦ | |
| | | ૯૦૦–૦–૦ |
| ૨ નોકરના ભથ્થા પેટે | | |
| "અ" ફીલ્ડમેનને માસીક રૂ૦ ૩૦ પ્રમાણે | ૩૬૦–૦–૦ | |
| "બ" સીપાઈને રૂ૦ ૬ પ્રમાણે | ૭૨–૦–૦ | |
| | | ૪૩૨–૦–૦ |
| ૩ | | |
| "અ" બીનુ ખર્ચ | ૫૦–૦–૦ | |
| "બ" ખાતર | ૫૦–૦–૦ | |
| "ક" ઓજારો | ૫૦૦–૦–૦ | |
| (ડ) પરચુરણ | ૨૦૦–૦–૦ | |
| | | ૮૦૦–૦–૦ |
| ૪ કંટીજંટ ખર્ચ | | ૪૦૦–૦–૦ |
| | કુલ | ૨૫૩૨–૦–૦ |
| | તા૦ ૩૧—૩—૨૪ ને રોજ | ૫૧૪૮–૫–૭ |
| | કુલ સરવાલો | ૭૬૮૦–૫–૭ |

## ચોર્યાસી તાલુકા ડેવલપમેન્ટ એસોસીએશન,—સુરત.

૧૯૨૩-૨૪ સાલનું કાર્યક્રમ.

નીચે મુજબના હથીઆરો ચલાવી બતાવવા.

"અ" લોખંડી હળ.

સી. ટી. ૨ બી. ટી. ૯ મોનસુન, આઈ. એન. ડી. વોકીંગ પ્લાઉ ન. ૮ રીજીંગ પ્લાઉ

"બ" લોખંડી કોશ અને ચાક "ગરગડો"

"ક" ચાફ કટર "કડબ કાપવાનો સંચો"

"ડ" વીનોઅર્સ "ઉપણવાના સંચા"

"ઇ" પ્લેનેટ જુનીયર હેંડ હો

"એફ" પ્લેનેટ જુનીયર બુલક હો

"જી" જુવાર મસલવાનો પથરનો રોલર

"એચ" નોરાગ થરેસર

"આઈ" નોરકોસ

"જે" ડીસ્ક હેરોઝ

૨ નીચેની ચીજો દાખલ કરવી અને પુરી પાડવી.

"અ" શાક તરકારીનુ બી—સ્વીટ પીઝ, પીઝ "વટાણા" ફરેન્ચ બીન "કઠુસી" અને બીજી બીનસ અને બીજા ચોમાસું ઇંગ્લીશ શાક તરકારીના બી.

"બ" નવા પાક—ચરોત્રાબાજરી, ૧૦૨૭ એતુ કપાસ બી સરકારી ફાર્મનુ સારી જાતનુ જુવારનુ બી. મુગફલી અને ભાતની સારી જાતોના બી

"ક" સારી જાતના આંબા અને ચીકુની કલમો.

"ડી" ખાતર—કપાસ અને જુવારની હારોમાં સણના લીલા ખાતર તરીકે ઉગાડવાનો પ્રચાર કરવો

"ઇ" ખેતીવાડીના સુધરેલી જાતના ઓજારો ભાડે અને વેચેથી આપવા,

"એફ" મોરથુથાના પડીકા પુરા પાડવાં

"જી" બોરની કલમો કરવી

"એચ" કપાસને જુવારનુ પાલીઆ ઉપર વાવેતર કરવાની પધ્ધતીનો પ્રચાર કરવો અને તેના અંગે રીજીંગ પ્લાઉ પુરા પાડવા.

૩ લોકોને ખજુરી તથા તાડના રસમાથી ગોલ બનાવવા માટે સલાહ તથા મદદ આપવી.

૪ આ તાલુકામા જુદી જુદી જાતની જુવાર જુદી જુદી જાતની જમીનમાં તાલુકામા કયા કયા ઉગે છે તેની તપાસ કરવી

૫ તાલુકામા લોકો બીનો સગ્રહ કેવી રીતે કરે છે તે બાબત તજવીજ કરવી.

૬ જુવાર વહાડી લીધા પછી ખેતરોમાં કરબ ફેરવી ખુ પરા કાઢી નાંખવા લોકોને સમજુત આપવી જેથી જુવાર અદર ગાડરી નામનો કીડો. પડે નહીં.

૭ જંતુનાશક ઔષધીઓનો પ્રચાર—જુવારને મોરથુથાના પાણીમાં આથીઓ

અટકાવવાને ધોવી. મોવા પડે છે તેને માટે કેરોસીન ઇમલશન વાપરવું. મરચીને કોકડાનો રોગ આવે છે તેને માટે ચુનો અને ગંધકનું મીશ્રણ વાપરવું. ડુક્કરો તથા શીયાળોનો નાશ કરવા ઝેરનો ઉપયોગ કરવો. ફીનકોસોપોલ અને રોઝીન વોશ ખાટાં લીંબુ ઉપર મોલ્ડીવાગ્સ નામનો રોગ પડે છે તેના માટે વાપરવાં.

૮ ઘર ગથુ ઉદ્યમ એટલે કે હાથે કાંતવાનો તથા વણવાનો ધંધો શીખવવા પ્રયત્ન કરવો.

૯ ઢોરની ઓલાદ સુધારવી.

૧૦ પ્રદર્શનો તથા પ્રાત્યક્ષીકો ભરવાં.

૧૧ બીને માટે ડીપો ખોલવી જેથી કરી ચોકખાં કપાસના તથા બીજા બી પુરાં પાડવાનું બની શકે.

૧૨ તાલુકામાં જુદી જુદી જગ્યાએ એગ્રીકલચર સરવે તથા ચોડવાઇઝરી કમીટીની સલાહ મુજબ ખેતીવાડીની ખીલવણી અંગે, નોન ક્રેડીટ સહકારી સોસાઇટીઓ, જેવી કે, શાક ભાજી વેચવાની સોસાયટી, બી ખાતર તથા હથીઆર પુરા પાડવાની સોસાઇટીઓ, રૂ તથા કપાસના વેચાણ માટે સોસાઇટીઓ સ્થાપન કરવી.

૧૩ લોકોને નડતી અડચણો દુર કરવા વીશે–ઢોરને પાણી પીવા માટે તથા તુલને ઉપયોગમાં આવે તેવા તળાવો દુરસ્ત કરાવવા તજવીજ કરવી. તાપી પારના આ તાલુકાના ગામના લોકોને માલ લાવવા લઇ જવા માટે નદી ઓળંગવા સપાટ તલીઆવાળી હોડીઓનો ઉપયોગ કરવા તજવીજ કરવી. ખેડુતોને મજુરો સંબંધી પડતી અડચણો દુર કરવા પ્રયત્ન કરવો.

૧૪ સારી જાતના આંબા ચીકુ તથા બીજી જાતના ફલ તથા ફુલોના ઝાડની કલમો બનાવવા માટે એક નરસરી કાઢવા પ્રયાસ કરવો.



# વેદમાં ખેતી.



શ્રી ગુજરાત ખેતીવાડી અને હુન્નર ઉધ્યોગ ત્રિમાસિકના પ્રેમી પાઠકો ની સેવામાં ખેતી અને સહકાર્ય સબંધી ભિન્ન ભિન્ન વિષયો અનેક વિદ્વાન લેખકો તરફથી આજ સુધીમાં ઉપસ્થિત થયલા છે. તે પૈકી શ્રીયુત ચીમનલાલ હરદેરામનું શુભ નામ અને સાન્નુ થયા સવાય રહેતુ નથી. આ ભાઇએ ત્રૈમાસીકની પ્રારંભિક અને યુવાવસ્થામાં જે અનન્ય સેવા બજાવી છે તે કદી વિસરી શકાય એમ નથી અને આજ વૃધાવસ્થાને લીધે એમની સેવાની પડેલી ખોટ હજી સુધી પુરી શકાઇ એમ નથી એમ મારે જાહેર કરવું પડે છે.

રા૦ ચીમનલાલભાઇએ ત્રિમાસીકના જાનેવારી ૧૯૧૬ ના અંકમાં "યજુર વેદ અને કૃષિ વિદ્યા" એ વિષય ઉપર એક ટુંક પણ મનન કરવા યોગ્ય પ્રસ્તાવ લખેલો છે. એમની ઇચ્છા એવી હતી કે સસ્કૃત પુસ્તકો ઉપર થી કૃષિ શાસ્ત્ર ઉપર જેટલું અજવાળુ પાડી શકાય તેટલું પણ ઓછુ છે. સસ્કૃત ગ્રંથોમાં કોઇ પણ શાસ્રીય ( Teleintific ) વિષય ઉપર શુદ્ધ રૂપે ( Elementary ) ઉલ્લેખ કરેલા જોવામા અવશ્ય આવે છે. કૃષિ વિદ્યા ઉપર પણ વિસ્તૃત સસ્કૃત સાહિત્યમાંથી અભ્યાસી વર્ગને યોગ્ય વાચન મળી આવે છે. એ રા૦ ચીમનલાલના લેખ ઉપરથી તેમજ હવે પછી જે લખવામાં આવશે તે ઉપરથી પાઠકવૃંદના લક્ષ્યમાં આવ્યા સીવાઇ રહેશે નહીં.

રા૦ ચીમનલાલભાઇના સદરહુ લેખમાં નીચેના વાક્યો ઉધૃત કર્યા સીવાય ચાલે એમ નથી—"યુરોપ અમેરીકાના કૃષિ શાસ્ત્ર તરફ હાલમા ઘણો આધાર રાખવો પડે છે. તેની સાથે આપણા પુરાણા ગ્રંથોમાં સમાયલું આ શાસ્ર બ્હાર લાવવામા આવે તો આ દેશને ઘણુ અનુકુળ થઇ પડે, એટલુંજ નહીં પણ લોકોના મન ઉપર તેની છાપ જલદી પડે. માટે સંસ્કૃત ના ઉત્તમ જ્ઞાનવાન વીદ્વાનોને ફરી વીજ્ઞાપન્ન કરવામાં આવે છે કે આપણા ગ્રંથોમાંથી કૃષી વીધાનો સંગ્રહ કરી પ્રજાના ઉપયોગ માટે બહાર લાવવા તેઓ તરફથી બનતો પ્રયાસ થશે તો પ્રજા ઉપર મોટો ઉપકાર થશે."

રા૦ ચીમનલાલભાઇની આ ઇચ્છાનો અમલ આજ સુધીમાં ત્યાર બાદ કરવામાં આવ્યો હોય એમ જણાતું નથી. એનું કારણ કદાચ એમ હોય કે હાલમાં આપણા કૃષી વીધાના ગણાતા નીષ્ણાતોનું લક્ષ પ્રાચીન પુસ્તકો તરફ નથી પરંતુ મને તો એમ આવશ્યક જણાય છે કે એ ભાઇની સેવાનો બદલો આપણે એમનો સ્તુત્ય પ્રયાસ ચાલુ રાખીનેજ ઉત્તમ રીતે આપી શકીએ

છીએ તેમા વળી જ્યારે મારી છેલ્લી મુલાકાતમા એમના ઉદગારો સાભળ્યા ત્યારે તો એમજ લાગી આવ્યુ કે એ બાબત મારે પ્રથમ હાથ લેવી.

આટલુ પ્રસ્તાવ રૂપે નીવેદન કરવાનુ ઉચીત લાગ્યુ તેથી લખવુ પડયું છે અને હવે આપણે મુળ વીષય ઉપર આવીશુ.

પ્રથમ મારે જણાવી દેવુ જોઇએ કે હુ પોતે સસ્કૃત જાણતો નથી. એટલે આ વીષય ઉપર સ્વતંત્ર રીતે ચર્ચા કરવાને હુ અશક્ત છુ જેમ રા૦ ચીમનલાલભાઇ ફીલ્મીનોષ્ટ સ્વામીશ્રી નીત્યાતીર્થના ઋણી છે તેમ હું પણ હવે જે લખીશ તેને માટે શ્રી પડીત શ્રીપાદ દામોદર સાતવલેકરના મુળ હીદી લેખનો અત્યત આભારી છુ

## (૧) ખેતીનુ મહત્વ

"ભુમી" હમારી સર્વેની માતા છે એ માતાની ઉપાસના કરવાનુ નામ "ખેતી" છે. ખેડુત સાલભર પોતાની માતૃભુમીની સેવા કરે છે તેથી માતા પ્રસન્ન થઇ એને વીવીધ પ્રકારનુ અન્ન અને પેય ( Food & Drink ) આપે છે આ માતા અને પુત્રનો સબધ વેદમા પ્રસીધ્ધ છે.

માતા ભૂમિ પુત્રો હ પૃથિવ્યા અથર્વ ૧૨ | ૧ | ૧૨

" ભુમી મારી માતા છે અને હુ એનો પુત્ર છુ " આ ભાવ વેદમા સ્પષ્ટ છે મનુષ્ય સેકડો વ્યવસાય ( Profession ) કરે છે પરતુ "ખેતી કરવી" એ વ્યવસાય મનુષ્ય માટે ઉતમ છે કારણ કે આ વ્યવસાયથી ખાદ્ય અને પેયની ઉત્પતી થાય છે અને વસ્ત્ર આર્વણનુ મુળ સાધન કપાસ પણ એ ખેતીમાથીજ મળે છે તાત્પર્ય "અન્ન અને વસ્ત્ર 'નુ સાધન કૃષીમા છે મનુષ્ય માત્રને માટે અન્ય પદાર્થ મળે કે નહી મળે પણ એને માટે સૌથી પ્રથમ અન્ન અને અન્ન પ્રાપ્ત થયા પછી લજ્જા નીવારણ માટે વસ્ત્ર જોઇએ ખેતીથી આ વસ્તુઓની પ્રાપ્તી થાય છે આટલા માટે મનુષ્યની અસ્તિત્વની દ્રષ્ટીએ પણ ખેતી પ્રધાન વ્યવસાય છે સજ્જન લોક કહે પણ છે કે "ઉતમ ખેતી મધ્યમ વ્યાપાર, અને કનીષ્ટ નોકરી" જો કે પરતત્રામા નોકરનુ સન્માન અધીક માનવામા આવે છે પરતુ સ્વતત્ર મનોદશામા નોકરીનો કનીષ્ટ દરજ્જો ગણાય છે. આ પ્રમાણે ખેતીનું મહત્વ છે તો ખેતીના વીષયમા વેદ શું કહે છે એનો વીચાર કરવાનો છે. જુઓ વેદ આજ્ઞા આપે છે કે,—

## (૨) જુગાર અને ખેતી.

અક્ષૈર્માદી વ્ય : કૃષિમિત્કૃષસ્વ,
વિ તેરમસ્વ બહુ મન્ય માન ઋ ૧૦-૩૮-૧૩

(૧) અક્ષૈ માદીવ્ય—જુગાર નહીં ખેલ.
(૨) કૃષિમિત્ કૃષસ્વ—ખેતી નિશ્ચય પણે કર.
(૩) બહુ મન્યમાન વિત્તેરમસ્વ—આ પ્રકારે પ્રાપ્ત કરેલું ધન ઘણું માની આનંદ કર.

અર્થાત્ જુગાર ખેલવાથી ઘણું મળશે, એટલું ધન ખેતીમાં નહી મળે એવા ખ્યાલથી ખેતી કરવી છોડી જુગારમાં ધ્યાન નહીં લગાવ એવો વેદનો આદેશ છે જુગાર સટ્ટો રમવો વિગેરે દુષ્ટ વ્યસનોમાં ઘણા લોક પોતાનો નાશ કરે છે એ ઘણું ખરાબ છે. માટે કોઇ જુગાર ન રમે પરંતુ સર્વ લોક દુષ્ટ વ્યસનોથી દુર રહે અને ખેની કરી જે મળે એમાં સંતુષ્ટ રહે. તાત્પર્ય એ કે જે કાંઇ સીધા વહેવારથી મળે એમાજ આનંદ માની પ્રેમથી રહો ઉપલા મંત્રમા

"કૃષિ કૃષસ્વ"

"ખેતી કર" આવી આજ્ઞા વેદ આપી રહયા છે. તથા વિશેષમાં જુઓ.

કૃષન્નિત્ ફાલ આશીર્ય કૃણોતિ,
યન્ન ધ્વાનમ પવૃકતે ચરિત્રૈ. | ઋ ૧૦–૧૧૭–૭

(૧) ફાલ કૃષન્ ઇત્ આશિત કૃણોતિ | હલનુ ફાર ભુમિની ખેડ કરી ભક્ષ્ય અન્ન ઉત્પન્ન કરે છે.
(૨) યત્ ચરિત્રૈ અધ્વન અપ વૃકતે | ચાલવા વાળોજ પોતાના પગ વડે માર્ગ સમાપ્ત કરે છે.

આ પ્રમાણે પુરૂષાર્થની શ્રેષ્ઠતાનું વર્ણન કરતાં વેદ કહે છે કે "હળ ચલાવી ખેતી કરવાથીજ ધાન્ય મળે છે" આવું ખેતીનું મહત્વ છે. આટલા માટે કહયું છે કે;—

(૮) કલ્યાણ કારક હળ

શુન ન ફાલ વિકૃષન્તુ ભૂમિ,
શુન કીનાશા અભિયન્તુ વાહૈ ॥
શુન પર્જન્યો મધુના પયોભિ.
શુન ગીરા શુન મસ્માસુ ધત્તમ્ ॥ ઋ. ૪–૫૭–૮

(૧) ફાલા ન ભૂમિ શુન વિકૃષન્તુ | હળ હમારી ભુમીની ખેતી સારી રીતે કરે.
(૨) કીનાશા વાહૈ શુન અભિયન્તુ | ખેડુત બળદની સાથે ખુશીથી ચાલે.
(૩) પર્જન્ય મધુના પયોભિ શુન | પર્જન્ય ઉતમ પ્રકારની વૃષ્ટિ કરી હમારૂં કલ્યાણ કરે.
(૪) શુના સીરૌ અસ્માસુ શુન ધત્ત | તાત્પર્ય હળ અને ફાર અમારી અંદર આહ્લાદ ધારણ કરે.

આ મંત્રનો શુન શબ્દ જેવી રીતે હળનો વાચક છે તેવીજ રીતે "પવિત્રતા, કલ્યાણ, સુખ, આનંદ, ઉન્નતિ, વિજય, મંગળ, પ્રગતિ (Success, Welfare, Prosperity) નો વાચક છે. જે શબ્દનો અર્થ હળ થાય છે એનોજ અર્થ કલ્યાણ થાય છે. આ એકજ વિશેષતાનો વિચાર કરવાથી સુગમતાથી માલમ પડી આવે છે કે વેદના મત પ્રમાણે ખેતીનું મહત્વ કેટલું છે મનુષ્ય જાત નું જો કોઈ પણ રીતે સાચુ કલ્યાણ થઈ શકતુ હોય તો તે માત્ર ખેતીથી અગર હળથીજ થઈ શકે છે. આ હેતુથી પુર્વોકત મંત્રમાં કહયું છે કે "હળ નું ફાર ખેતી કરી મને આનંદ આપો, ખેડુત બળદની સાથે ખેતીમાં કામ કરી સુખી રહે, પર્જન્ય મીઠા પાણીની વૃષ્ટિ કરી મનુષ્યને સુખી કરો, અર્થાત હળ અને ફાર એ બે દેવો મનુષ્યને સુખી કરે. તાત્પર્ય મનુષ્યને સાચુ સુખ દેવા વાળા આ બે દેવો હળ અને ફાર છે. આ મંત્ર યજુર્વેદ માં નીચે પ્રમાણે છે

શુનં સુફાલા વિકૃષન્તુ ભૂમિં શુનં કીનાશા અભિયન્તુ વાહૈ.
શુના સીરા હવિષા તોશમાના સુપિપ્પલા ઔષધી કર્તનાસ્મૈ ॥ યજુ ૧૨ | ૬૯
શુનં સુફાલા વિતુદન્તુ ભૂમિં શુનં કીનાશા અનુયન્તુ વાહાન્ અથર્વ ૩ ૧૭ | ૫

(૧) ઉત્તમ ફાર ભુમીની ઉત્તમ ખેતી કરે.
(૨) ખેડુત બળદોના સાથે આનંદથી ખેતી કરવા જાય.
(૩) હળ અને ફાર હવિથી સંતુષ્ટ થઈ એને માટે ઉત્તમ ફળવાળી વનસ્પતી આપે.

આ મંત્રમા હળ અને ફારની સાથે મનુષ્યના કલ્યાણનો સંબંધ સ્પષ્ટ તા પુર્વક બતાવવામાં આવ્યો છે.

(૪) કૃષિની ધુંદ

કૃષિ શ્ચ્છંદો હિરણ્યં છંદો ગૌશ્ચ્છંદો જાશ્ચ્છંદો શ્વશ્ચ્છંદ યજુ=૧૪ | ૧૯

"કૃષી, સુવર્ણ ગૌ, બકરી, ઘોડા છંદ છે." અર્થાત્ મનુષ્યોને આ છંદ હીવા નાદ રહે છે, આવી ધુંદ રહે છે કે (૧) પઈસા, ધન, સોનુ આદી પો તાની પાસે રહે (૨) ઘોડા, ગાયો અને બકરીઓ ઉત્તમમાં ઉત્તમ, પોતાની પાસે રહે (૩) અને ખેતી કરીને પુષ્કળ ધન, ધાન્ય પ્રાપ્ત કરે અર્થાત આવી રીતે હુ સુખી થઈ જાઉ એવી મનુષ્યોને છંદ રહે છે. મનુષ્ય એમ કહે છે કે

કૃષિશ્ચમે વૃષ્ટિશ્ચ મે જૈત્રમચ ઔદ્ભિદ્યચમે યજ્ઞેન કલ્પન્તામ્ ॥ યજુ ૧૮ | ૯

"મારી ખેતી, વષ્ટી, વીજય, અને ઉન્નતીઓ સર્વે યજ્ઞ વડે વધો." મનુષ્યને આવી ઇચ્છા હોવી તદન સ્વભાવીક છે, માટે કહયુ છે કે:—

સુગ્યા. કૃષિ કૃષિ ... યજુ ૧૪ | ૧૦ ॥

"ઉતમ ફલ અથવા ધાન્ય યુકત ખેતી કર" અર્થાત એવી ખેતી કર કે જેના વડે ઉત્તમ ધાન્યજ ઉત્પન્ન થાય, તાત્પર્ય તમાકુ ભાગ, અફીણુ આદિની ખેતી કરી પોતાનો અને બીજાનો નાશ કરવા વાળા પદાર્થ ઉત્પન્ન ન કર અને જગતના સંહારનો હેતુ ના બન આ પ્રમાણે વેદની આજ્ઞા છે કારણુ કે ખેતી મંગળ કરવા વાળી હોવી જોઇએ નહિ કે નાશનો હેતુ જુઓ,

શુન વાહા શુનં નરઃ શુનં કૃષતુ લાંગલ | શુનં વરત્રા બધ્યન્તાં શુનમષ્ટ્રા મુદિંગય ॥
અથર્વ ૩ । ૧૭ । ૬

"બળદ, ખેડુત, અને હળ આનંદથી ખેતી કરે, આનંદ પુર્વક હળ જોડે, અને આનંદથી ચાબુક ચલાવે" સઘળુ કામ આનંદથી એટલા માટે તમાકુ, ભાંગ, અફીણ, ગાંજા આદિની ખેતીમાં ઉત્પતિ કરવી એ બહુજ ખરાબ અને પાપમય છે. કારણુ કે આ પદાર્થોથી આખરમાં મંગળ થતુ નથી. જે લોક આ પદાર્થોનુ સેવન કરે છે તેઓ પોતાના સંતાન સાથે ક્ષીણ અને રોગી થઇ જાય છે.

## (૫) રાજાનું કર્તવ્ય.

રાજા પોતાના રાષ્ટ્રમાં ઉત્તમ પ્રકારની ખેતીમાં વધારો કરે એ વિષયમાં નિચે મંત્ર જુઓ:—

નો રાજા નિ કૃષિં તનોતુ । અથર્વ ૩ | ૧૨ | ૪

"હમારા રાજા કૃષિને વિશેષ પ્રકારે વધારે અર્થાત જે પદાર્થ મનુષ્યના આરોગ્ય માટે લાભદાયક હોય છે એવા પદાર્થની ખેતી વધારવા માટે રાજા પોતાની પ્રજામા ઉત્સાહ ઉત્પન્ન કરે કારણુ કે ધાન્યાદિ પદાર્થજ મનુષ્યનુ જીવન છે એટલા માટે જીવનનેજ વધારવા વાળા પદાર્થજ જેવા કે ફળ, ફુલ, કંદ, મુળ, ધાન્ય આદી કૃષિથી વધારવા યોગ્ય છે. જુઓ:—

## (૬) કૃષિમાં આત્મિક જીવન શક્તિ,

સોદક્રામત સા મનુષ્યાં ના ગચ્છત્
તાં મનુષ્યા ઉપાહ્વયન્તે ગત્વન્યે હીતિ ॥ ૯ ॥
તસ્યા મનુ વૈ વસ્વતો વત્સ આસીત્ પૃથિવી પાત્રમ્ ॥ ૧૦ ॥
તાં પૃથી વૈન્યો ધોક તાં કૃષિં ચ સસ્યં ચા ધોક્ ॥ ૧૧ ॥
તે કૃષિં ચ સસ્યં ચ મનુષ્યા ઉપ જીવન્તિ ॥ ૧૨ ॥ અથર્વ ૮ | ૧૦ | ૪

"(૧) એની ઉન્નતિ થઇ, પશ્ચાત્ એ શક્તિ મનુષ્ય પાસે આવી ગઇ.
(૨) એને મનુષ્યોએ હાકલમારી અને કહ્યુ કે "હે (ઇરા-વતિ) અની યુકત શક્તિ, અહીં અમારી પાસે આવો.

(૩) વઇવસ્વત મનુ એનો પુત્ર હતો અને પૃથિવી દુધ દોહવાનું પાત્ર હતું.

(૪) આ શકિતનું દોહન વઇન્ય પૃથુએ કીધુ, એનું જ દોહન કરી એણે ધાન્ય આદિ ઉત્પન્ન કર્યું.

(૫) આજ કૃષિ અને ધાન્ય ઉપર મનુષ્ય જીવિત રહે છે.

જે શકિત વિકાસને પ્રાપ્ત થઇ રહી છે, તે ધાન્ય રૂપથી હમને મળી રહી છે. મનુષ્ય કૃષિ કરીને ભુમીનું દોહન કરે છે અને ફળ, ફુલ, ધન્યાદી પ્રાપ્ત કરીને જીવીત રહે છે. એટલા માટે મનુષ્ય ને ઉચીત છે કે એ આ ધાન્યાદીને સાધારણ જડ દ્રષ્ટીથી ન જુએ અને એવી દ્રષ્ટીથી ધાન્યાદી ઉત્પન્ન કરે અને એવીજ દ્રષ્ટીથી ધાન્યાદીનુ સેવન કરે. જયારે મનુષ્યમાં આવી દ્રષ્ટી જીવીત અને જાગ્રત થઇ જશે ત્યારે ભાંગ ગાંજાદી ઘાતક પદાર્થ કોણ શા માટે અને કોને માટે ઉત્પન્ન કરશે. આ વઇદીક સભ્યતા ( Civili sation ) છે જે કહે છે કે ધાન્યાદી ઉત્પન્ન કરવાનાં સમયમા પણ એક વીશેષ દ્રષ્ટી ધાર્મિક રાખો. આ દ્રષ્ટી દ્વારા પણ વઇદીક સભ્યતા જનતામાં શુભ મંગળમય ભાવ સ્થિર કરવા ચાહે છે તાત્પર્ય ખેતી કરવાના વખતે સર્વે જગતના હિતની ભાવના મનમા જાગૃત રહેવી જોઇએ અને આવીજ દ્રષ્ટીથી યોગ્ય પદાર્થની યોગ્ય રીતિથી ઉત્પત્તિ કરવી જોઇએ. આ વિષયમાં વધુ જુઓ:—

## (૭) ભુમીનું દુધ.

યદ શ્નાસિ યતિ બભિધાન્ય કૃષ્યા પય ૧
યદા ધ યદના ધુ સેર્વં તે અન્ન મવિષ કૃણોમિ ॥ અથર્વ ૮ | ૨ | ૧૯

જેવું ખાય છે અને જેનુ પીએ છે, તે ધાન્ય કૃષિનું જ દુધ છે જે ભક્ષ્ય અને અવક્ષ્ય તારૂં અન્ન છે તે સઘળુ હું વિષ રહીત કરૂં છું આ મંત્ર માં સ્પષ્ટ કહેવું છે કે જે કોઇ મનુષ્ય ખાય છે અને પીએ છે તે આ ભુમીનુજ દુધ છે આ ધાન્ય આ સમયે ખાવાના કામમાં આવે કે ન આવે એ સઘળું વિષ રહીત હોવુ જોઇએ અર્થાત જે પદાર્થ ભુમીમાંથી કૃષિદ્વારા પ્રાપ્ત કરવામાં આવે તે વીષ રહીત હોવો જોઇએ ઉત્પન્ન કર્યા પછી એને એવી રીતે રાખવા જોઇએ કે જેથી એમાં વીષ ઉત્પન્ન ન થાય તથા પાછળથી જ યારે એને ખાવા માટે રાધવામા આવે ત્યારે પણ એવી યોગ્ય રીતીએ સં-સ્કાર થવા જોઇએ કે એમાં વીષ ઉત્પન્ન ન થાય ખાનપાન દ્વારા વિષ શરીરમાં જાય છે. અને વીવીધ રોગ ઉત્પન્ન થાય છે. એટલા માટે વેદ આ પ્રમાણે સાવધાનીની સુચના દરેકને આપી છે. તાત્પર્ય ભુમી રૂપી ગઉનું દુધ એજ ધાન્ય છે. એને યોગ્ય રીતીથી ઉત્પન્ન કરી, સાચવી, મનુષ્ય માત્રનું

સુખ વધારવુ જોઈએ તથા અફીણ, ગાંજાદી વીષ રૂપ પદાર્થ ઉત્પન્ન કરવા કદાપી યેગ્ય નથી કારણ કે આ વીષ રૂપ પદાર્થોથી મનુષ્ય માત્રની બીમારી વધે છે. મનુષ્ય જે ભુમીને પ્રાપ્ત કરે છે અને કૃષી આદી કરે છે એ પોતાની ઉન્નતી માટેજ છે આ વીષયમા વેદ આગળ કહે છે કે.—

(૮) કૃષિના ગણુ.

આયુરે ત્વા વર્ચસે ત્વા કૃષ્યૈ ત્વા ક્ષેમાય ત્વા | યજુ ૧૪ | ૨૨ |
કૃષ્યૈ ત્વા ક્ષેમાય ત્વા ઉર્જે ત્વા પોષાયત્વા ॥ યજુ ૯ | ૨૨

"હે ભુમી! હમે સર્વ તને પ્રાપ્ત કરી કૃષી કરી રહયા છીએ તે દીર્ઘ આયુ, તેજ, ક્ષેમ, અર્થાત સુખ, પુષ્ટી અને ધન પ્રાપ્ત કરવા માટેજ છે. આ મંત્રમા કૃષીમા સહચારી ગણુ જોવા યોગ્ય છે. "કૃષી, આયુ, વર્ચ, પોષ, રયી," એ કૃષી ગણુ છે. આથી ધ્વનીત થઈ શકે છે કે પુષ્ટી, તેજ, નીરોગતા, અને દીર્ઘ આયુ જેના વડે પ્રાપ્ત થઈ શકે છે એવા ધાન્યાદી પદાર્થ કૃષીમા ઉત્પન્ન કરવા જોઈએ. (અપુર્ણ)

કલ્યાણજી દેવાભાઈ નાયક.

---

# શાકભાજી તથા ફેલાઉ ઝાડના બગીચાથી થતા ફાયદા, અને ટુંક નોંધ.

(ગેનાંક જાન્યુઆરીથી ચાલુ)

ગયા અંકોમા કેટલાંક શાકભાજી તથા ફલાઉ ઝાડનુ વર્ણન આપવામાં આવ્યું છે તેના અનુસંધાનમા કેટલાકનુ વર્ણન આ સાથે આપવામા આવે છે.

## બટાટા.

બટાટાને માટે સારી કસદાર, ગોરાડુ જમીન જોઈએ ચીકણી જમીન મા સારા થતા નથી જે ખેતરમા બટાટાનો પાક લેવો હોય તે ખેતરમા પુષ્કળ છાણીઉ ખાતર નાખી હળ તથા કરવડીથી પુષ્કળ ખેડ કરી જમીન તઈયાર કરવી આ પાક કુવેતરનો હોવાથી તઇયાર કરેલી જમીનમા સરીઆ પાડી આશરે દશ ફુટ ચોરસ માપના કયારા કરવા તેમા હાથેથી અથવા પાવડાથી કયારાના માપનાજ નાના નાના પાળા કરવા

ભાદરવા-આસો માસમાં સારી જાતના બટાટા બી તરીકે પસંદ કરવા (બજારનું બી લાવવુ નહી કારણ કે તેમા જંતુ હોવા સંભવે છે.)

વેની આંખો પ્રમાણે નાના નાના કકડા કાપી કાઢવા, અને તે ક્યારાની અંદર પાડેલી નાની નાની પાળી ઉપર આશરે સાત આઠ ઈંચને અંતરે આવે એમ રોપવા પછી પાણી મુકવુ બટાટાની સારી જાતોમા ઇટાલીયન બટાટા ઠીક ગણાય છે તે મળે તો મેળવવું (ખેતીવાડી ખાતાના સરકારી ફાર્મમા પુછેથી ભાવની તથા મળશે કે નહી તેની ખબર મળશે) ઉગી નીકળ્યા બાદ પણ આઠવાડીએ અથવા હવાના ભેજ ઉપર આધાર રાખી દશ દીવસે પાણી આપવું બટાટાના પાકને રાખોડીનું તેમ સુરાખારનુ ખાતર ઘણુ ફાયદા કારક છે માટે તેનો ઉપયોગ કરવો તેમ કૃત્રીમ ખાતર (ગદુ ખાતર) ઘણુજ ફાયદા કારક નીવડેલુ છે. તો જે સ્થળે તે મળી શકે તેમણે ઉપયોગમા લેવુ અમદાવાદ જીલ્લામા બારેજામાં બટાટા ઘણા પાકે છે તે સ્થળના લોકો મેલુ ખાતર વધારે વાપરે છે. બટાટાના પાકનો બગડી નામનો રોગ લાગુ પડે છે તે છોડમા બટાટા બંધાએલા હોય તેમાના અમુક અમુક મુદતે તપાસી કાપી જોવાથી માલમ પડે છે તેમ થએલું લાગે તો પાણી સાથે ક્યારામાં ચુનો મુકવો. બટાટાનો પાક દર વીઘે ૭૦૦ સુધી લઈ શકાય એ આધાર જમીનના ખાતર અને જમીનની કેળવણી ઉપર રાખે છે વધુ માહીતી માટે દર જીલ્લે ખેતીવાડી ખાતાના ઓવરશીયર સાહેબ રહે છે તેમને યા કોઈ પણ સરકારી ફાર્મના સુપ્રીન્ટેન્ડેન્ટને મા મને લખવાથી આપવામા આવશે.

## શકરીઆં.

શકરીઆનો પાક ગમે તેવી જમીનમાથી લઈ શકાય છે આ પાક બાગાયત જમીનમાં લઇ શકાય છે, માટે આ જમીનને પુષ્કળ ખેડી તેમા દર વીઘે ૪૦-૪૫ ગાડા છાણીઉ ખાતર નાખવુ. અને પોચી કરવી પછી આશરે આઠ દશ ફુટને અંતરે ચાસ પાડી હાથથી ક્યારા કરવા. રોપવામા આગલા વરસના વેલા કામમા લેવાય છે તે વેલા ઘણા ખરા મોટા ગામોમા કાછીઆની વાડીએ મળી શકે છે. તે વેલાના દરેક કકડે ત્રણ ત્રણ આંખો આવે એમ ટુકડા કરવા થડમાનો કઠણ વેલો તથા ટોચનો કુમળો વેલો ઉપયોગમા લેવો નહી. પછી તે ટુકડાની બબ્બે આંખો જમીનમા દબાય એમ આશરે સાત આઠ ઈંચને અંતરે રોપવા અને પછી પાણી મુકવુ. ઋતુ ઉપર આધાર રાખી છ દીવસે, આઠ દીવસે યા દશ દશ દીવસે પાણી મુકવું આને પણ રાખોડીનુ ખાતર ફાયદાકારક નીવડેલુ છે નાના ગામ પકીના ગામોના ખેડુત કે જેને કુવાનુ સાધન હોય તે જો શકરીઆનો પાક લે તો ગામડામા આને ફાયદો સારો મળે, કારણ કે ઘણીવાર શિવરાત્રી ઉપર અથવા તે પહેલા અનાજને સાટે યા બે વાર અનાજ લઈ આપવામા આવે છે. આ ફાયદો રોકડ

નાણાં કરતાં વધી પડે છે. આ પાક ચોમાસામાં કરવો હોય તો જમીન રેતી મિશ્રિત (રેતવી) હશે તો ઠીક પડશે; કારણ કે વરસાદનું પાણી પણ પડેજ. અને તે વાનાં રહે તો વેલા કોહી જવા સંભવ રહે છે. વેલાના થડમાંથી છોડ પીળા પડી જઈ પાન પણ પીળાં થઇ જાય એટલે તરતજ શકરીઆં ખોદી કાઢવા, અને બજારમાં લઇ જઈ વેચવાં.

## હલદર.

હલદરનો પાક પણ કુવેતર હોઇ બાગાયત જમીનમાંજ લઈ શકાય છે. માટે પુષ્કળ છાણીઉં ખાતર (દર વીઘે ૪૦-૪૫ ગાડા) નાખી પુષ્કળ ખેડ કરવી, અને પાણી મુકી ઓરવવી. પછી કયારા કરવા. ૧૨'×૮' માપના કયા રા ઠીક પડશે. હલદરની ગાંઠો જેઠ માસમાં (અંગ્રેજી મે માસમાં) આશરે છ છ ઇંચને અંતરે રોપવી. દરેક હાર વચ્ચે પણ આશરે ૧૦ ઇંચ જેટલી જગા રાખવી.

પછી ગાંઠો રોપ્યા પછી પાણી મુકવું. કેટલાક બાગીચાવાળા આદુ અને હલદર ભેગી રોપે છે. એ પણ ઠીક છે, આ પાકને માટે રેતવી જમીન ઠીક ગણાશે. છોડ પીળા પડી જઇ પાંદડા સુકાતાં માલમ પડે એટલે હલદર ખોદી કાઢવી લીલી હળદર વેચવી હોય તો બજારે લઈ જવી. પરંતુ લીલી કરતાં ઘણીવાર સુકીનો ભાવ ઘણો સારો આવે છે. તો તેવે પ્રસંગે સુકી કરવી એ સારૂં છે. તે નીચે પ્રમાણે કરી શકાય

પાકી થએથી કાઢી લીધેલી હલદરને લોઢાના તાવડામાં નાંખી બાફી કાઢવી; પછી તેને નીતરવા દઇ (કોરી પાડીને) બજારની સુકી હલદર હળેલી હોય તે બાફેલી હલદર ઉપર છાંટી લાકડાના પાવડાથી ઉંચી નીચી કરવી. એટલે હલદરનો પીળો પટ બેસી જશે. તે સુકાતાં વેચવા લાયક થઇ ગણાશે.

## આદુ.

આદાને માટે પણ ઉપર પ્રમાણેજ જમીન તઇયાર કરવી, અને મે મા સમાં ગાંઠો રોપવી આદાનો પાક વધુ પાણીથી કોહી જવા સંભવ રહે છે, માટે પાણી પચી જાય એવી એટલે રેતવી જમીન પસંદ કરવી. તો પણ તે છતાં કાલી જમીનમાં પણ થઇ શકે છે એ યાદ રાખવુ. આદાનો પાક નાના ગામમાં પણ કર્યો હોત તો વેચાણ જલદી થઇ શકે છે માટે પાણીના સાધન વાળા ખેડુતે આદાનો પાક કરવો ફાયદાકારક છે.

લેખક,
માધુસિંહજી નથ્થુસિંહજી સોલંકી,
હેડ માસ્તર,
સો૦ બો૦ સ્કુલ, ….. (ગાયેદ)

# ખેડુતોને અગત્યની સુચના.

(૧) જમીન —

પાકનો મુખ્ય આધાર જમીન ઉપર રહેલો છે વરસાદ પુરતો હોય, બી બીયારૂં સારૂં હોય પરંતુ જમીન સારી ન હોય તો પાક નીષ્ફળ નીવડે છે. જે જમીનમાં રેતીનો ભાગ વધુ હોય, ક્ષારવાળા પદાર્થો વધારે હોય, તેમ પાણી વધુ ભરાઈ રહેતુ હોય તે જમીનનો પાક સારો થતો નથી.

રેતાળ જમીન હોય તેને સુધારવાનો ઉપાય એ છે, કે તેમા પુષ્કળ છાણીઉ ખાતર નાખવું. લીલા પાકનો પડવાસ કરવો. (શણ, ભીંડી, ગુવાર વગેરે તળાવમાની માટી (તરી) લાવી ખેતરમાં નાંખવી વગેરે છે

જે ખેતરમાં ક્ષાર (ઉસ) વાળો ભાગ વધુ હશે તેમાંનો પાક પણ નિ-ષ્ફળ નીવડે છે તેનો ઉપાય એટલોજ છે, કે ઉનાળામાં, શિયાળામા ક્ષારની પોપડીઓ બાઝે તે ઉઝરડી લઈ નાખી દેવી, અને પુષ્કળ તરી (તળાવના તલીઆની માટી) પુરવી. આવી જમીનમા કુવેતરનો પાક લેવો નહી.

અતિશય ભેજને લઈને પણ પાક બરાબર થતો નથી. તેવી જમીનની આસપાસ નીકો (કાંસ) ખોદી પાણીનો નીકાલ કરવો. આવી જમીનમાં ખાતર તરીકે ચુનો નાખવાથી તેમાંનો પાક સારો લઇ શકાશે, કારણ કે જમીનમાંનો પૌષ્ટીક ખોરાક વનસ્પતિને છુટો પાડવામાં ચુનો ઉપયોગી છે

જે જમીનમાં ભેજ વધારે મુદત ટકી રહેતો ન હોય તે ખેતરમા લીલા પાકનો પડવાસ કરવો, છાણીઉ ખાતર વધારે નાખવુ, અને તેને ફરતા મોટા મોટા પાળા બાધવા કે તેમા આવેલુ પાણી વહી જશે નહિ. કરવડી (રાપડી) દેવાથી પણ ભેજ વધુ મુદત ટકી શકે છે.

(૨) વનસ્પતિ —

ખેડુતોને ખેતીને અંગે ઓજારોની જરૂર પડે છે, તેમ બળતણને માટે પણ લાકડાંની જરૂર પડે છે, તો તેટલા માટે પોતાના ખેતરને છેડે ઝાડ ઉછેરવા આવશ્યક છે, વળી ખેતરને છેડે ઝાડ ઉછેરવાથી વાર્ષિક ઉપજ લેવાશે. બળતણ માટે ડાળા-ડાંખળાં કામમાં આવશે બળદ ઢોરને વિસામાનું સ્થાન થશે. ખળાને માટે, તેમ ખેડુતોને માટે બેઠકનુ સ્થાન બનશે નીચે લખ્યાં ઝાડ ખેડુતોને વધુ લાભ કર્તા છે માટે તે ઝાડ ઉછેરવા મારી ભલામણ છે.

(અ) આંબો—આ ઝાડથી વાર્ષિક ઉપજ થશે. ઢોરને માટે છાંયડો પણ સારો થશે, બળતણમા પણ ઉપયોગ આવે છે.

(બ) મહુડો—મહુડાં, ડોળીની ઉપજ (વાર્ષિક) થાય છે, તેમ બળતણું માં કામમાં આવે છે. છેવટે ઘરના પાટડા, જેતરીઓ બને છે.

(ક) રાયણ—વાર્ષિક ઉપજ (ફળની) ઉપરાંત લાકડાનો કોલુ બને છે.

(ડ) બોરડી—કલમ ચઢાવવાથી વાર્ષિક ઉપજ થાય છે, ડાળાં–ડાખળાં થી વાડનાં છીડા પુરાય છે. જાડું લાકડું હોય તો જુંસરૂં બને છે; પરંતુ મોટા બોરની કલમ–યા આંખ ચઢાવવી ન હોય તો બોરડી ખેતરમાં ઉછેરવી નહી.

(ઈ) બાવળ—હળ, ચવડાં, ગાડું વગેરે ખેતી ઉપયોગી ઓજાર બને છે ડાળાંથી વાડનાં છીંડા પુરાય, અને પાતળાં ડાળાં બળતણમાં પણ ઉપયોગી થાય. ઝાડ મોટું થએથી ગુંદર પણ થાય છે.

મેદાન કરતાં વનસ્પતિવાળા ભાગમાં વરસાદ વધારે પડે છે, એ પણ મોટામાં મોટો ફાયદો થશે. તે ઉપર લખ્યાં ઝાડ ખેતરને છેડે ઉછેરવાંજ કેટલાક એમ માને છે, કે ઝાડથી પાકને વસુંછો પડે છે, અને તેથી નુકસાન થાય છે, આ વાત સાચી છે, પરંતુ પાકને નુકશાન કર્તા જીવડાંને ઝાડ ઉપર રહેતા પક્ષીઓ નાશ કરે છે, એ મોટો ફાયદો છે.

(૩) પરચુરણ—

ખેતરને ચોમેર વાડ કરવી એ પાકની રખવાળીમાં મુખ્ય સાધન છે. થુવરની વાડ ખેતરને ઘણી ઉપયોગી છે, પરંતુ ફાફડીઆ થુવરની વાડ તેથી પણ સારી ગણાય માટે તેની વાડ કરવી, કારણ કે તે વાડમાં છીંડાં જલદી પડતાં નથી. એટલુંજ નહિ, પણ દુકાળ જેવા વખતમા ઘાસ–ચારાની તંગી વેળા ફાફડીઆ થુવરના કાંટા બાળીને ઢારને ખવડાવવાથી ઢોર જીવી શકે છે.

વધારે વરસાદથી ખેતરના છેડે કોતર પડે છે, અને જો તેનો તાત્કાલીક ઉપાય ન કરવામાં આવે તો જતે દિવસે મોટો કોતર પડી ખેતર નિરૂપયોગી બને છે, માટે તેવા કોતરોને છેડથી પાકી ભીતથી ચણી લઇ, યા મોટા પત્થર નાંખી પુરી દેવી, અને વચ્ચેના ભાગમાં માટી પુરવી.

આકૃતિ 'ક' જુઓ.



પાસેના ખેતરમાં બતાવ્યા મુજબ કોતર પડી ખેતર ખરાબ થાય છે તેવે પ્રસંગે 'અ' અને 'બ' નિશાની આગળ ભીત ચણાવી લેવી, અને અંદરનો ભાગ માટીથી પુરી દેવો

કેટલાક ખેતરોમાં એખરો, દાભ, ચણીબોર વગેરેના નિરૂપયોગી છોડ વધી જઇ ખેતરની ખરાબી કરે છે તેના ઉપાય નીચે મુજબ છે (અ) એખરો, પેશી આ છોડ દર વર્ષે બી પડવાથી વધતા જાય છે, માટે જે વેળા ફુલ બેસે તે વેળા યા કાચી શીંગો ઝીંડવા હોય તે વેળા તેવા છોડ ઉપાડી નાખવા અથવા કાપી નાખવા.

(બ) દાભ—જે ખેતરમાં દાભ વધી જાય છે તે ખેતર તો તદન નકામું થઈ જાય છે, માટે પ્રથમથીજ તેનો નાશ કરવો તથા થવા દેવા નહિ ઉનાળામા લોઢાના હળથી ઉભી આડી ખેડ કરી કરવડી દેવા કરવાથી દાભનો નાશ થાય છે. લોઢાના હળમાં હિંદુસ્તાની હળ I. N D સારૂં છે. તેનાથી દાભના મુળીઆ કપાઇ જઇ નાશ થશે.

(ક) ચણીબોર—આનાં જડીઆં વધી પડે છે ત્યારે પણ ખેતરની ખરાબી થાય છે. તેને જેમ કાપો તેમ વધારે થાય છે 'માટે ઉંડા ખાડા કરી મુળીઆ કાઢી નાખવા પછી તે ભાગ ઉપર કાકરા નાખી ખાડા માટીથી પુરી દેવા એથી મુળીઆનો નાશ થઇ નવા છોડ થશે નહિ

ઉપલો લેખ દરેક ખેડુતે ઉપયોગી હોઇ તેનું મનન કરી તે પ્રમાણે અમલ કરશે એવી આશા છે. ઇતિશિવમ્!

લેખક,
માધુસિંહ નથ્થુસિંહજી સોલંકી,
હેડ માસ્તર,
લો૦ બો૦ સ્કુલ, રણીઆર (આનંદ).



# જાહેર ખબર.

ધી ગુજરાત ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગ ત્રિમાસીક પત્રમા અત્યાર સુધી જાહેર ખબરો છાપવાનો રીવાજ હતો નહિ પણ પત્રના ગ્રાહકોની જાણ ને માટે ખેતીવાડી તેમજ હુન્નર ઉદ્યોગને લગતી જાહેર ખબરો પત્રમા છાપવાનું ઉચીત લાગવાથી તે હવેથી નીચેના દર મુજબ લેવામા આવશે.

| જાહેર ખબરની જાત | જેટલી લીટીઓ અથવા પાના | | |
|---|---|---|---|
| અનિયત | ગમે એટલી લીટીઓ પણ આઠ લીટીના વધુનહિ | દરેક લીટી છાપવાના બે આના પણ દરેક જાહેર ખબર દીઠ આઠ આનાથી કમતીનહિ | |
| | | ૨ અંક | ૮ અંક |
| | | રૂ૦ આ૦ પા૦ | રૂ૦ આ૦ પાઈ |
| મુદતની | પા પેજના | ૫—૦—૦ | ૯—૦—૦ |
| જાહેર ખબર | અધા પેજના | ૮—૦—૦ | ૧૩—૮—૦ |
| | આખા પેજના | ૧૧—૦—૦ | ૧૮—૦—૦ |

અંકના પાછલા બહારના પુઠાપર છાપવાની જાહેર ખબરો પેટે ઉપરના દર કરતા સેકડે ૧૫) ટકા વધુ લેવામા આવશે

જાહેર ખબરો પેટે પૈસા અગાઉથી લેવામા આવશે કોઈ પણ જાહેર ખબર ભારૂચના ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગના મંડળને માન્ય નહિ હશે તો પત્રમા દાખલ કરવામા આવશે નહિ.

ઈશ્વરલાલ નરશીલાલ દેશાઈ.
ઓન. સેક્રેટરી
ભારૂચ ખે. હુ. ઉ. મંડળ.

શ્રી ગુજરાત

# ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગ

ત્રિમાસિક.

વર્ષ ૧૦ મુ ] જુલાઈ-૧૯૨૩. [ અંક ૨ જો.

## પ્રાંતીજ તાલુકાના સલાલ ગામે ભરવામાં આવેલા પ્રદર્શન વખતે અપાયલા ભાષણનો હેવાલ.

લેખકઃ—પગગજી રણછોડજી દેસાઇ.
ખેતીવાડી ઓવરશીઅર—અમદાવાદ.

સદ્‌ગૃહસ્થો અને ખેડુત ભાઇઓ.

આજ અત્રે ભરવામા આવેલા ખેતીવાડીના પ્રદર્શનમાં આપને ખેતીના લગતા ઓજારો, ખેતીમા થતા જુદી જુદી જાતના પાકના તુલોના નમુના, વિગેરે બતાવી, સુધરેલી ઢબના હથીઆરો ચલાવી તેનાથી થતા કામો બતાવવામા આવ્યા છે એટલે ખેતીના ધંધા વિષેની કંઇક માહીતી તમને મળી એમ ગણી શકાય આ તાલુકામાં આ ગામે આજથી લગભગ છ વરસ પર આનાથી મોટું પ્રદર્શન થયેલું પણ વખતને માન આપી આજરોજ તમો નાનુ પ્રદર્શન તમો જુઓ છો.

તમારા તાલુકાની ખેતીવાડીની દ્રષ્ટિએ સર્વે હજુ થઇ નથી એટલે એની દ્રષ્ટિએ ગૃપ હજુ પાડેલા નથી. તોપણ આટલું તો કહી શકાય કે આ તાલુકાના આ ભાગમા મોટી મગફળીનું વાવેતર હાલમા પાંચ છ વરસમાં ઘણું વધ્યુ છે જયારે ૧૯૧૨ ની સાલમા એનુ વાવેતર બીલકુલ હતુ નહી કાંસ વાળી જમીન કે જ્યા બાજરી મઠનુ વાવેતર નિર્માલ્ય જેવુ થાય છે ત્યા એનું વાવેતર સારૂં થાય છે એ તમે સારી રીતે જાણો છો એટલે પહેલી વખતના ખેતીવાડી પ્રદર્શને તમને એ મોટો લાભ કરેલો છે એમ કહી શકાય. સામાન્ય દ્રષ્ટિએ તમારા ભાગમાં ખેતીમાં કયા સુધારો થઇ શકે તે હવે હું જણાવીશ.

(૧) કપાશનું વાવેતર બહું નજીક કરવામાં આવે છે ૧॥ થી ૧॥। ફુટ ને અંતરે વાવવામાં અગર થાણવામાં આવે છે તેની જગોએ ૨॥ થી ૩ ફુટને છેટે કરવામાં આવે તો સારૂ. ખડ પણ સહેલાઈથી થોડા ખરચે કાઢી શકાય છે કપાસ વીણતી વખતે કાળજી રાખવામા આવતી નથી. આખો દીવસ કપાસ ન વીણતાં સવારમા વહેલા વીણવાનું શરૂ કરી આઠ વાગ્યા પછી વીણવાનું બંધ કરવામા આવે તો પાતરાં વીગેરે કચરો ઓછો થાય એમ છે સુરત તરફના સીલેક્ષન વન એ નામના કપાસીઆ આ સાલ આંતીજ માટે મંગાવેલા છે અત્યાર સુધી કપાશની સ્થીતિ સારી છે આ કપાશનો ભાવ સારો આવે એમ છે કપાશ પછી કપાશનું વાવેતર કરતાં અવર નવર પાક લેવામાં આવે તો ઠીક પડે છે કપાસમા ઉધઈનો રોગ રેતાળ જમીનમા વધારે માલમ પડે છે. ઉધઈનો ત્રાસ કાળી જમીનમાં તેમજ જ્યાં ખાર હોય ત્યા ઓછો જણાય છે. આ વરસે પ્રાંતીજમા ૧૦ વીઘે મણ મોહુ કપાશમાં કરપી આપતી વખતે નાંખી જોવાથી ઉધઈના ત્રાસ કંઈક ઓછો જણાયો હતો.

આ તાલુકામા ઢોરની સંખ્યા બહુ છે એટલે જો ખેડુત કપાશનું વાવેતર વધારે પ્રમાણમા કરવા જાય તો ઘાસચારાની તંગાસ પડે એમ છે. માટે ઢોરને ઘાસચારો મળે એવા તુલ બાજરી, જાર વીગેરે પણ કરવા ઉત્તમ છે. તમારા તાલુકાના કઠોળનો પાક સારો થાય છે એ સારૂ છે કઠોળના તુલ લેવાથી જમીનની ફળદ્રુપતામાં વધારો થાય છે. જે જમીનમાં કપાસમા ઉધઈનો ત્રાસ બહુ જણાતો હોય તો દીવેલાનું વાવેતર કર્યું હોય તો ઠીક તેમજ અગર પતાકની માફક મરચીનું વાવેતર પણ છેટે કર્યું હોય તો સારૂં

(૨) જ્યાં જયા વરી નામનું ડાંગર છાંટીને કરવામાં આવે છે ત્યાં જો કવથી અગર તો દસીઆ નજીક ચાગીનાન મગતુ થતુ ડાંગર વાવવામા આવે તો ચોખા સફેદ મળે એમ છે સુતર સાલ કમોદ, વીગેરે ડાંગરને રોપીને કરવામાં આવે છે એના ધરૂ તૈયાર થતા લગભગ ૨૨ થી ૨૫ દીવસ થાય છે તે દરમ્યાન જો ડાંગરના કીઆરીના ફણ છાંટી ડાંગર રોપ્યા પહેલાં પર વાસ કરે તો ખાતર સારૂ થાય એમ છે એ તમો જાણો છો અને તમારામાંના કેટલાક આ પ્રમાણે કરે છે તો પણ જો બધા એ પ્રમાણે કરે તો ઠીક જે જગોએ ઘરૂ નાખવાનું હોય ત્યા જેઠ મહીને કાંઝ બાળી પછી ખાતર નાખી વરસાદ થયે શણ છાંટી ઘરૂ ઉછેર્યું હોય તો ખડ ઓછું થાય અને ઘરૂ ઝપાટાબંધ વધી સારૂં થશે

(૩) આ તાલુકામા અમુક અમુક ગામોમાં ઢાંગરની બીમારી બહુ છે

ત્યાં ઉપરી આરી અગર ટીંગા॥ જમીનમાં ગાજરી મઠ વીગેરે લીધા પછી બીલકુલ ખેડ તરફ ધ્યાન અપાતુ નથી ઉનાળામાં રાપ વીગેરે ફેરવાતા નથી તેમજ ઉંડા ખડવાળા ખેતરમાં સારી ખેડ થતી નથી અને નથી વરસાદ થયે એવા ખેતરો બહુજ ખડવાળા થઇ જાય છે તેથી એવા ફુલ સારાં થતાં નથી. માટે એવા મેલા ખેતરમાં શીયાળે બી. ટી. ૮ અગર સી. ટી ૮ હળથી ખેડ કરી હોય તો જમીન તપે છે ખડ ઓછા અને આછાં થાય છે અને વરસાદ પછી જેવુ વાવેતર કર્યું હોય ઠીક થાય એમ છે નીચી ઉંચી જમીન હોય તો ચાવનેવ અગર લેવલ ૨ થી કામ કરી ઓછા ખર્ચે સરખી કરી શકાય છે

ઓલ્પાડની ડેપો નામાર સરકાર તરફથી પ્રાંતીજમાં મે॰ મામલતદાર સાહેબની કચેરીના નજીકમાં રાખેલા છે ત્યાં એક કામગાર છે જે તમને જાતે આવી હળ વીગેરે ફેરવી બતાવે છે માટે આનો ઉપયોગ જેમ વધુ થાય તેમ સારૂં. સોનાસણવાળા બહુત સારી ખેડથી થતા લાભ જાણે છે નથી એ લોક કે મોનસુન નામના સુધરેલી ઢબના હળ વેચાતા લીધેલા છે તો પણ હજુ એ ગામમાં એના પ્રચાર વધે એમ છે અને કીર્લોસ્કર કંપનીનું ડેઇઝ નામનુ હળ તેમજ મેસ્ટન હળ રાખેલા છે દેશી હળ કરતા સારૂં કામ કરે છે જમીનને ઉથલાવી નાખે છે. ખડ વીગેરે ઓછા થાય છે અને કીમતમાં રૂા ૧૦ અને રેલ્વે ખરચ જુદો આવે એમ છે માટે એ જેને જોઇતુ હોય તે મંગાવે. ખેડના સંબંધમાં જેટલી કાળજી રાખીએ તેટલી ઓછી છે, વળી બારૂચી કરબ અગર ૧૫ પણ ઠીક કામ આપે છે પોગરુ ગામે રાંપ અને રાપડી બે વરસ થયા બનાવવામાં આવ્યાં છે. પણ અત્રે ભરૂચમાં અને સુરતમાં જે રાંપ અને રાપડી થાય છે તેને મળતી બહુ નથી. તેથી પાસ વાંકાની રાખી હોય તો કામ સારૂ થાય એમ છે. માટે પાસનો નમુનો જોઇ, એવી કરાવવા તરફ લક્ષ દોરશો.

અત્રે ચાર જાતના દેશી ચવડાં રજુ કરેલાં છે.

(અ) દાભડીઆ હળનુ ચવડુ જે જમીનમાં દાભડો થયો હોય તેમાં એ ઉપયોગી થઇ પડે એમ છે (બ) વાલ અને દીવેલા ઓરવા માટે એ વપરાય છે. (ક) રેતાળ જમીનમાં સુરત તરફ એનો ઉપયોગ થાય છે (ડ) કપાસની કનાઠીને કાઢવા માટે વરસાદ થયા બાદ કાળી જમીનમાં એનો ઉપયોગ થાય છે જે જમીનમાં સારા રવા ગયા હોય આ ઉનાળામાં પણ એનાથી ખેડ થઇ કપાસની કરાંઠી કપાઇ જવા સંભવ છે

આ ભાગમાં બળદને હાંકવાને માટે ખેડ કરતી વખતે નાનો રકુડો

વપરાય છે સુરત તરફ પરાણો વપરાય છે અને છેડે આરતી રોગેલી હોય છે. આરતીથી માટી, ખડ વીગેર જે હળના ચવડા વીગેરે સાથે એંઠુ થયુ હોય તેને છુટુ પાડી શકાય છે.

(૪) આપણે જ્યા એકઠા થયા છીએ તેની આજુબાજુનો પ્રદેશ ફળદ્રુપ છે. પાણીની સગવડ સારી છે સારી આબોહવા હોય ત્યા બાગાયતી તુરો જેવા કે શેરડી, આદુ, હળધર, રતાળુ. સુરણ, બટાકા, પપૈય, કેળ સીતાફળ, દ્રાક્ષ, અંજીર, સંતરા, કલમી આંબા, પીંડી, ચીકુ, ફણસ, ગલગોલ, તેમજ કોબી મોટા વેગણ, ટામેટા, દુધી, કોળા વીગેરે શાકભાજી સારા થઇ શકે એમ છે પણ એ કરવાને ઉત્સાહી મહેનતુ અને અનુભવી માણસની જરૂર છે આ પ્રદેશ બગીચો થઇ રહે એમ છે ગુલાબ, મોગરા, જાઇ વીગેરે ફુલના છોડ તેમ જ ઝાડ થઇ શકે એમ છે આંબાના છાયડાની નીચે ઠંડકવાળા ભાગમા લીંડી પીપર થાય એમ છે આ ખરૂ છે કે કેટલાક નીચાણવાળા ભાગમાં નહેરને લઇ પાણીથી હવા પાણીનો બીગાડ થયો છે સોનામન ગામે, કુવાના પાણી સારા નથી અને વસ્તીમા જોઇએ તેવો વધારો નથી વધારાના પાણીનો જેમ બને તેમ ત્હારા અગર ખાસ યોગ્ય યોગ્ય અંતરે મુકી નીકાલ થવો જોઇએ, અગર તો કુવા ખોદી કુવાના પાણીથી પીતના તુલ લેવાની શરૂઆત તમજ વધારો થવો જોઇએ.

(૫) આ તરફ લોક જેમ બને તેમ જાડુ ઓરવાનો પ્રયાસ કરે છે. તેને બદલે ઓછુ બી વાવી છેટે પધ્ધતસર વાવેતર કરવામા આવે તો માલ સારો થાય એમ છે ઘઉનુ પણ વાવેતર ઘણુંજ ઘટ થાય છે જ્યા સરસવ થાય છે ત્યા રાઇ અને અળસીના વાવેતરના અખતરા કરવા જોઇએ.

જયા જ્યાં (એટલે છજવા, વાઘરોટા, વદરાળ, આગીયોલ, આકોદરા, આગોદરા, આસરોડા, બાઉસર, છાદરડ, દલપુર, ફતેપુર, નાનપુર, સાકરોડીઆ, ઘડી, અમોનપરા) વાજીઆ ઘઉનુ વાવેતર કુવાના પાણીથી થાય છે ત્યા ત્યા બોડીઆ ચાગ- પુસા નંબર ૪ ના ઘઉ વાવ્યા હોય તો ૬૨ વીઘે ઓછામા ઓછા રૂપીઆ ૭ નો ફાયદો થાય એમ છે આ સાલ પ્રાંતીજ ગામે તેમજ તલોદ ગામે એનુ વાવેતર કરાવેલુ છે અને એ સારા થયા છે એને ગેરૂનો રોગ બીલકુલ થયો નથી ગઇ સાલ ધનસુરા ગામે એનુ વાવેતર કરેલુ અને આ સાલ લગભગ ૬૦ મણ ઘઉ ધનસુરા તેમજ મણ ૨૪ દેમેઇ ગામે અને મણ ૧૦ તલોદ ગામે વાવેલા છે અને સારા થયા છે. માટે એનુ વાવેતર અવશ્ય વધારશો (વાજીઆના દાણા નાનો હોય છે જ્યારે બોડીઆનો દાણો મોટો હોય છે. એક તોલામા વાજીઆના દાણા ૩૨૫ થી ૩૮૦ થાય છે ત્યારે

બીડીઆના ૨૫૦ થી ૨૯૦ હોય છે) મોડાસા તાલુકાના માથના, શાકરીઆ, ટેમ્બઈ, બુટાલ તેમજ ઇડર સ્ટેટ બાયડ ગામે આ ઘઉનો ફેલાવો થાય એમ છે. જ્યાં બાજરી, જુવાર અગારીઓ અગેર આજીઆનો રોગ થતો હોય તેને માટે મોરથુથાની દવાથ ઉપયોગ કરવો એ રૂડું છે એક પડીકામાં નવટાંક મોરથુથા (નવટાંકને ૧૨ાા શેર પાણીમાં ઓગાળીને) ના પાણીમાં જુવારના બી ને ડબોળી દશ મનીટ રહેવા દઇ છાંયડે સુકવી એ બીને ઓરવાથી આંજીઆનો રોગ બીલકુલ થતો નથી જુવારનુ વાવેતર તમારા તાલુકામાં અહ મદપુરા, અબાવાડા બાલીસણા, દાદરડા, ધડી, હરસોલ, કમાલપુર, ટેરોલ, ફતપુર, એરોલ, માધવગઢ, નવાનગર, પ્રાંતીજ રાજુલીડ, સાદોલીઆ, આબ્લી ઓલ આકોદરા, છાદરડા, ફતેહપુર, સાકરોડીઆ ગામે થાય છે. આ ગામમાં બહુ પ્રમાણમાં જુવારનુ વાવતર થતુ હોવાથ એમના ખેડુત લોકે મોરથુથા ની દવાનો ઉપયોગ ખાસ કરવો એ લાભકારક છે. વળી ધારીઆ જ્યાં મોટાં હોય ત્યાં વીગેરેથી સાફ રાખી ખાડા પુરી સરખા કર્યા હોય તો ઘાસ કાપ વાના સચાથી કામ થાય એમ છે આ સચાથી છ રોડી તમજ આમલીરોડ સ્ટેશન નજીક રાચરડા ગામે પાજરાપોળની જમીનમાં ઠીક કામ આપે છે. વળી ધાસીઆં ઉટે છેટે બાવળનુ વાવેતર કર્યું હોય તો ૭-૮ વરસે સારી પેદાસ થવા સંભવ છે.

હવે અનાજ વીગેરેના ભાવ બેસવા માંડયા છે અને મેજુર ને પ્રમાણે સસ્તા દરથી કામ કરશે તેજ મેતીમા ખેડુતને પરવડશે માટે જે પાંચ છ વરસ થવા ઉંચા ભાવને લઇ પૈસા મળવાથી આળસ થયું હોય તેને તીલાજલી આપી ખેડુત જાતે મહેનત કરવાની જરૂર છે અને મજુર પર જેમ ઓછો આધાર રખાય તેમ સારૂ માટે ઉપરની ટાપટીપ મોજ મજાહ છોડી દઇ દરેક ખેડુત કામ કરવા લક્ષ આપશે એવુ ઇચ્છુ છુ.

(૬) માલ જેવો રીત સારી રીતે પકવવામાં કાળજીની જરૂર છે તેમ એને વેચવામાં પણ ભાવ તાલની ખબર કઢાડી વેચાય તો બે પૈસા વધારે મળે એમ છે. માટે દેશ દેશાવરના ભાવથી વાકેફ રહેવાની જરૂર છે માલ ચોખો હોય તો કીમત સારી ઉપજે છે આ ભાગમાં માલ કસોજો બહુ હોય છે માટે માલ જેમ ચોખો થાય તે તરફ લક્ષ આપવુ. વળી માલ સંગ્રહી રાખવાને માટે પણ કાળજી રાખવી જોઇએ કેટલીક વખત ઘઉ વીગેરમાં જ ધો સવીજતો માલમ પડે છે જો એને રાતભર સુકવી, સાફ કરી. કોઠીને સાફ કરી, રીતસરપ્રમાણે, દવાનો ઉપયોગ કરવામાં આવે તો નુકશાન બહુ ઓછુ થાય છે. દવા વીગેરેની તજવીજ હમો કરી આપશું તેમજ પાકમાં રોગ જ ણાયે હમને ખબર આપવાથી યોગ્ય તજવીજ થાશે.

(૭) આ તાલુકામાં જુવાર, બાજરી વીગેરેનુ બી પસંદ કરી રાખવામાં આવતુ નથી સારા ભરાઉ કણસલાં અગર કઠી પસંદ કરી જુદાં મસળી, બીને ચાળી, સારૂં દરેક ખેડુત પોતાને જોઇતુ સંગ્રહી રાખે તો ઠીક સુરત તરફ આ પ્રમાણે કરે છે અને સારા ખેડુત બીને માટે દુકાનદારપર આધાર રાખતો નથી જ્યારે અત્રે એથી ઉલટીજ વાત છે ઘણા ખરા ખેડુત બજારમાં બી જેવું મલે તેવું બી લાવી વાવી દે છે. એમ કરતાં દરેક ખેડુત પોતાને જોઇતું બી સંગ્રહી રાખે તો ઠીક.

(૮) ઢોરની સ્થીતી તમારા તાલુકામાં કંઇક ઠીક છે. તો પણ ભેંસને કપાસીઆ બહુ પ્રમાણમાં આપવામાં આવતા નથી. અને તેથી ઘી ઘણું સારૂં થતું નથી. (રાળીના ખોળથી દુધ તેમજ ઘી સારાં થતાં નથી.) તમારા બળદને બાજરીના પુળા, જુવારની ખસલી. ગોતું ઘાસ વીગેરે અવર નવર પ્રમાણસર આપવામા આવે તો એની સ્થિતીમાં સુધારો થાય એમ છે. તલતું કચરીયું ગુવાર, તલનો ખોળ વીગેરે નીયમસર આપવામાં આવે અને બરદાશ લેવામાં આવે તો હજુ સ્થીતિ સુધરે એમ છે. ઢોર અને બળદ સારા અને મજબુત હોય તો થોડા હોય તો પણ કામ ચાલે એમ છે. અને દુકાળ વખતે પુષ્કળ ઢોર હોય તો ઘણુંજ મુશ્કેલ થઇ પડે છે. તેના ત્રાસથી આપણે થોડા બચીએ. વળી ઢોરને ખોરાક સારો આપીએ તો એના છાણ મુતરમાંથી સારૂં ખાતર મળે છે. વળી ખાતર સંગ્રહવામાં પણ કાળજી રાખવી જોઇએ છાણાં નો બળતણ તરીકે ઉપયોગ થવો જોઇએ નહી. અને મુતરનો પણ સંગ્રહ થવો જોઇએ. ખાતરના ઉકરડા સારી જગોએ હોવા જોઇએ અને શીઆળે ઉનાળે ખાતર કહોવડાવવા જોઇતું પાણી આપવું જોઇએ તળાવમાંથી માટી, અગર મંટોડાના પુરાણથી પણ ખાતરની ગરજ સારે છે એરંડીનાં ખોળનો ઉપયોગ કરવાથી ઉધઇનો ત્રાસ ઓછો થાય છે. અને ખડ પણ ઓછું થાય છે. વેગણ, મરચી, શેરડી, ડાંગરના ધરૂ વીગેરેમાં એરંડીનો ખોળ સારો ફાયદો આપે એમ છે. બનાવટી ખાતર આવે છે પણ તે હાલની કીંમતે આપણા ખેડુતને પરવડી શકે એમ નથી. પાણીને માટે કુદરતના પર આધાર રાખવો પડે છે તો પણ જમીનને સારી ખેડ કરી હોય તો અને નીયમસર રાંપડી આપી હોય તો ભેજ સાચવી રખાય છે. કુવાંમાં બોરીંગ વીગેરે કરાવવાથી પાણીનો જથ્થો વધારવા તરફ પ્રયાશ થાય તો ઠીક

(૯) ઉપર જણાવ્યુ તે પ્રમાણે સારી ખેડથી અવશ્ય ફાયદો થાય છે.

(૧૦) તમો જાણો છો કે પ્રાંતીજ તાલુકાનુ તમો લોકોએ ઉભું કરેલુ ખેતીવાડીનું મંડળ છે જેમાં-વારસીક સભાસદોની સંખ્યા લગભગ ૬૦ ની

છે. એ મંડળમાં જેટલા મેમ્બર વધે અને જેટલું ભંડોળ વધે તેટલું સારૂં. એ ફંડ તમારૂંજ છે. અને તમારા ભલાને ખાતર એ પઇસાનો ઉપયોગ થાય છે. પણ એમા જોઇએ તેટલી રકમ નથી. અનુભવ સિધ્ધ કરવાને અખતરા કરી જોવાની જરૂર છે અને તેમાં પૈસાની જરૂર છે. તો મને આશા છે કે આમા દરેક ખેડુત પોતાથી બનતી મદદ આપશે અને જો એ ભંડોળ રૂપીઆ ૧૦૦૦ સુધી વ્યાજ આપે તેટલું થાય અને તમો તે રકમ ખરચવાને તૈયાર થાવ તો નામદાર સરકાર એમાં રૂપીઆ ૧૦૦૦ એક હજાર આપશે. દશ પંદર ગામ વાળા ખેડુત આ કામ ઉપાડી લે તો એ તમારૂં મંડળ સ્થપાશે અને એ રકમનો ખેતીવાડીમાં સુધારો કેમ થાય તે સંબંધેજ વપરાશે. એ બાબતની પુર્ણ માહીતિ અત્રે આવેલા મહેરબાન ગુલાબભાઇ સાહેબે તમને આપી છે. એટલે એ બાબતમાં વધુ વિવેચન કરવાની જરૂર નથી.

(૧૧) તમારા બાગમાં આંબા સારી રીતે ઉછરે છે. સુરત તરફના ગોટલા લાવી રોપવામાં આવે. આંબા નીચે ખેડ અને ગોઠ થાય, ૫–૭ વરસના થાય ત્યારે મીઠું ખાતર તરીકે આપવામાં આવે તો ફળ મોટાં અને સ્વાદિષ્ટ થવા સંભાવ છે. આંબાના ઝાડ પર દાંદા હોય તેને કાપી સાફ રાખવા જોઇએ.

વળી તમારા તાલુકામાં જંગલી ખાટી બોરડીની ઝુડ કેટલીક જગોએ માલમ પડે છે તેને ફાગણ ચૈત્ર માસમાં કાપી ફુટી નીકલતા રોપમાંથી બે ત્રણ સારા ભરાવદાર રાખી બાકીનાને કહાડી નાખી જેઠ માસમા અજમેરી બોરડીની આંખ ચઢાવવાથી સારી જાતના બોર થાય છે. કેટલીક વખત બોરમાં સળો માલમ પડે છે. બોરડીની આજુબાજુએ ગોડવવી જોઇએ અને થો માસામાં દરેક ઝાડ દીઠ મીઠું પુરાવું જોઇએ. કેટલીક વખત ઝાડપર જીવ જન્તુ માલમ પડે છે કીટક માટે ઇન્ડોસો પોલ નામની દવા છાંટવાથી એનો ઉપદ્રવ ઓછો થાય છે. ખેતીવાડી સંબંધી માહીતિ જોઇતી હોય તો હમને લખી જણાવાથી હમે પુરતી તજવીજ કરશું.

---

# ઢોરના રોગ.
## અને
# તેના ઉપાય.

(૧) આફરો ચઢે તો પેટ ફુલી જાય છે, પુષ્કળ હાંફે છે, મોઢેથી ફીણ ગળે છે, અને ધરૂજે છે. તેને માટે

૧૦ તોલા દારૂ (પીવાનો)
રા તોલા સુંઠ વાટેલી
૧ા તોલા મરીઆં વાટેલા

ઉપર મુજબની ચીજો આશરે બશેર પાણીમા મેળવીને તે ભસની નાળ માં ઘાલી પાવુ બીજું કઇ ખાવાનુ આપવુ નહિ ભુસુ આપવુ. પાણી પાવુ નહિ.

(૨) ખરબાલ કે ખરબાલ

આ રોગ પગની ખરીમા માલમ પડે છે. તેથી ઢોરથી ચલાતુ નથી આમ થાય ત્યારે ઢોરને એકજ જગાએ બાંધી મુકવું નહિ, પરંતુ પુષ્કળ દડવાલ યા રેતાલ જમીનમા બપોરના સમયે ચલાવવુ, અને તે વખતે મોઢે ફીણ આવતુ માલમ પડે કે તરતજ તલ પાઇ દેવુ આરંભમાજ જો દરેક ઢોર દીઠ આશરે પોણો શેર, શેર સુધી તેલ પાઇ દેવામા આવે તો આ રોગ લાગુ પડતો નથી ખરીઓ આગળ વધારે કોવાણુ માલમ પડે તો બોરીક એસીડ ભભરાવવો.

(૩) બળીએ આવવું

આ ચપી રોગ છે ને ઢોરને લાગુ પડતાંજ ખાવાનુ બધ કરી દે છે, મોઢે ફીણ છુટે છે, ધ્રુજે છે અને ઉભુ રહી શકતુ પણ નથી આ રોગ ચેપી હોવાથી એક ઢોરને લાગુ પડે કે તરત તેને બીજા ઢોરથી જુદુ રાખવુ પાણી પાવાનુ પણ જુદુ રાખવુ આ રોગને માટે ફટકડીના કોગળા કરી તેના મોઢાએ ફુંઠારવા ભુસું ખાવાને આપવુ, અને તાત્કાલીક ઢોરના દાક્તરને જઇ મળવુ.

ઘણી વેળા ચારણીઆ લોકો ઝેર ખવાડે છે તેથી અથવા દીવેલીનાં ચાંદરાં યા દીવેલ ( Castor Seed ) ખાવાથી તથા શીયળુ જુવાર ખાવાથી ઢોરને મંદો ચડે છે આને માટે નીચે પૈકીના ગમે તે ઇલાજ કરવાથી આ રામ થશે આવા ઢોરને પાણી પાવુ નહીં.

ઉપાય —(૧) આમલી, શેર ગા
છાસ શેર ૧
ગોળ શેર ૧
ઘરેડાનાં ઘી શેર ના

ઉપર મુજબનું એકઠુ કરી એકરસ કરી પાઇ દેવું તેમાં પાણી આશરે બશેરેક રેડવુ. ( વાંસની નાળથી પાવું ઠીક પડશે )

ઉપાય—(૨) ખોરાકમા ભુસુ આપવુ, અને

ગોળ શેર ૦ાા
એલચીઓ તોલા ૧ાા
મીઠું શેર ૦ા
સુંઠ તોલા ૧ાા

ઉપર મુજબ આશરે ૧શેર અઢીશેર પાણીમાં મેળવીને પાઇ દેવું. આથી આરામ થઇ જશે.

લેખક,
આધુસિંહ નથ્થુસિંહજી સોલંકી,
હેડ માસ્તર,
લો૦ બો૦ સ્કુલ, રણીઆર (ઝાલોદ)

## ખેતીનો ધંધો ઉત્તમ કેમ ગણ્યો તે બાબત શાસ્ત્રના તથા વિદ્વાન લેખકોના પુરાવા.

હિંદ ભુમના આર્ય લોકોના વ્યવહારિક કાર્યોમાં પળે પળે પ્રાચીન ઋષિ મુનીઓએ રચેલા રીતરિવાજ, બંધારણ વગેરે અદ્યાપી પર્યંત જોવામાં આવે છે તે રિવાજોના બંધારણના મુળ પુસ્તકને મનુસ્મૃતી કહે છે,અને તેને આધારેજ આપણો હિંદુ ગ્રહસંસાર ચલાવવામાં આવે છે એટલે મનુસ્મૃતીનો આધાર લઇ ખેતીનો ધંધો ઉતમ છે, કે કેમ, પ્રાચીન છે, કે કેમ તેની પ્રતીતી કરવા આ લેખ લખવામાં આવ્યો છે,

હિંદુ જ્ઞાતિમાં રિવાજ છે, કે પુત્ર પરણે છે તે વેળા વર કન્યાને ઘેર લાવવા સંપ્રદાય મુજબ પુખણું કરવામાં આવે છે તેમા જુસરૂ સાંબેલું વગેરે ચુકી પ્રથમ જુસરૂ બતાવવામા આવે છે, તેનો એક અર્થ એમ સુચવે છે કે આજથી ગૃહસંસારનો બોજો તમારે શિર આવ્યો વળી બીજો હેતુ આ સુચવે છે, કે તમારૂ પોષણ કરવામા જુસરૂં યાને ખેતી એજ મુખ્ય સાધન ગણજો. નોકરી યા બીજું નહિ. (મનુસ્મૃતિ.)

મેગેસ્થનીસ નામે એક ગ્રીક મુસાફરે ઇ. સ. પુર્વે ૩૦૦ વર્ષ ઉપર હીંદના રીતરીવાજ વીષે પુસ્તક લખ્યુ છે, તેમાં લખે છે કે હીંદમાં સૌના પ્રથમ નંબરે વીદ્વાનને અને બીજે નંબરે ખેડુતને માન અપાય છે. લડાઇ

વેળા પણ કોઇ ખેડુતને નુકસાન કરતુ નથી. તેમ દેશમા કન્યાના બાપને બળદની જોડ આપી કન્યા લેવાનો રીવાજ હતો આમા સત્ય ઘણું સમાએલુ હતુ કન્યાના બાપને બળદની જોડ આપી કન્યાના બાપને તેના ઘરનુ એક સાધન કમી થતા તેને ખેતી માટે બળદ આપતા (નાણુ નહિ) કારણ કે બળદથીજ ખેતી થાય છે વળી ખેતી યા તો બળદ એજ દ્રવ્ય ગણાતુ.

વળી કેટલાંક જુનાં પુસ્તકો વાંચતાં પણ જણાય છે, કે પ્રાચીન સમય મા ઋષિ મુનીયો પણ પોતાના નિર્વાહાર્થે ખેતી કરતા (વશિષ્ઠ ઋષીએ જુવાર પેદા કરી છે વગેરે દાખલા મળી આવે છે.)

વળી એક અંગ્રેજ લેખક લખે છે, કે "Agriculture is Mother" એ સત્ય છે, કે સર્વ હુન્નરની માતા ખેતીજ છે સબબ કે સર્વે ચીજો ખેતી થીજ પ્રાપ્ત કરી શકાય છે * * * * *

ઉપલી હકીકતથી પ્રમાણસહ કહી શકાશે, કે ખેતી એ પ્રાચીન ધંધો છે, એટલુજ નહી પણ મનુષ્ય જીવનનુ મુખ્ય સાધન પણ ખેતીજ છે માટે જે ખેડુત ભાઇઓ પોતાના ધંધાને હલકો ગણે છે તેમણે તથા નોકરીઆત કે અન્ય ભાઇઓ પઇકી જેઓ ખેતીને હલકો ધંધો ગણી ખેડુતને હલકા ગણે છે તે હવેથી મનુષ્ય જીવન પોષનાર ઉતમ ધંધાર્થે ખેડુત તરફ ભલી દ્રષ્ટીએ જોશે, એટલુજ નહી પણ તેમને બનતી મદદ કરશેજ. વળી કહુ કે

કણબી પાછળ કરોડ, કણબી કોઇ પાછળ નહી;
કરે ખેડથી હોડ, ભરે પેટ પાદશાહ તણાં.

ઉપલી ટુંક તરફ જે ખેડુત ભાઇ લક્ષ આપી તે ગૌરવ પાછુ મેળવવા ઇચ્છતા હોય તેમણે પોતાના ખેતીના ધંધાને માટે પુરી માહીતગારી મેળવવી અને પોતાનાં બાળકોને ખેતીવાડીનુ શીક્ષણ આપવા ચુકવુ નહી ખેતીવાડીનું શીક્ષણ આપવા હાલમા નામદાર સરકારે ખેતીવાડી સ્કુલો (Agri Schools) ખોલવા માંડી છે આવી એક સ્કુલ ગોધરા પાસે અબાદી ગામે પણ ખોલી છે વળી બીજા જીલ્લાઓમાં પણ નીકળવા સરકારે ઠરાવ કર્યો છે તેનો હેતુ પણ એજ છે કે ખેડુતનાં બાળકોને ખેતીનું વ્યવહારીક શીક્ષણ આપી ખેતી માટે પુર્ણ લાયક બનાવવા. તો તેવી શાળાઓમાં પોતાના છોકરાઓને મોકલ વા એ પણ શ્રેયસ્કર છે. ઇત્યલમ્!

લેખક,
આશુસિંહ નથ્થુસિંહજી સોલંકી,
હેડ માસ્તર,
સો. બો. સ્કુલ ગણીઆર (આલોદ.)

# પ્રાંતીજ ખેતીવાડી મંડળ તરફથી સને ૧૯૨૨–૨૩ ના સાલમાં થએલા કામનો હેવાલ.

લેખકઃ— પરાગજી રણછોડજી દેસાઈ.
ખેતીવાડી ઓવરશીઅર—અમદાવાદ.

પ્રાંતીજ તાલુકાને ખેતીવાડી ખાતાને લઇ સારો લાભ થયલો છે એ નિર્વિવાદ વાત છે મગફળીનુ વાવેતર સને ૧૯૧૨ ની સાલ પછી સારા પાંચ, ૫૨ વધ્યુ છે જગલી ખાટી બોરડીને કાપી અજમેરી બોરની આખ ચઢાવ વાથી સારી જાતના બોર આવે છે અને એની પેદાશ પણ ઠીક આવે છે. સોનાસણ તેમજ સલાલ ગામના ખેડુતે મોનસુન નામના હળ વેચાતા લઇ ખેડ તરફ પણ સારૂ ધ્યાન આપ્યુ છે આ પ્રમાણે ઉત્સાહી કાળમા પ્રાંતીજ તાલુકામા એક ખેતીવાડીનુ મડળ સ્થપાયલુ અને ફડ પણ એકઠુ થયલુ ગયા પાચ વરસમા એ ફંડમા કંઈ વધારો થયો નહી જે ફંડ હતુ તેમાથી સને ૧૯૨૨ ના જુન માસમાં મીટીગ ભરાઈ ત્યારે ખેતીવાડીના અખતરા કરવા રૂપીઆ ૪૦. ખરચવા ઠરાવ થયો આ રૂપીઆ ૪૦ નો નીચે પ્રમાણે ઉપયોગ કરવામા આવ્યો.

| વિગેત. | | વપરાયલી રકમ. |
|---|---|---|
| મોરથુથાના પડીકા નગ, બાકલપુર, પાપરોલી, પ્રાંતીજ કયાલપુર | | રૂા આ પા. |
| ૧૦૨ ૨૫ ૨૨ ૧૫ ૧૧ | | ૭-૧૫-૬ |
| અને સોનાસણ ૧૯ | | |
| કપાશ, જુવાર પેટે | ૭-૦-૦ | |
| બીંડી, પીપર | ૩ ૧૦-૦ | |
| બક્ષી ઘઉં અને બોડીઆ ઘઉં બી પેટે | ૬ ૧૨-૯ | ૧૭-૬-૯ |
| ખાતર, સોડીયમ નાઇટ્રેટ ૧૬૦ રતલ તથા રેલ્વે નુર વીગેરે | | ૧૪-૯-૯ |
| | | ૪૦-૦-૦ |

ઉપર પ્રમાણે પૈસાની વ્યવસ્થા થઇ. કામની વીગત નીચે પ્રમાણે છે. સીલેકશનવન એ નામનો કપાસ ઉગશ સાકલાને ત્યા સારો થયો અને એક એકરે ૭૯૪ રતલનો પાક થયો જ્યારે દેશી કપાશનો સારામા સારો પાક નજીકના ખેતરમાં ૭૨૦ રતલનો થયો આ ઉપરથી લોકને આ કપાસ ઠીક પસંદ પડયો છે. અને એનુ બી જો મળે તો એનુ વાવેતર પ્રાંતીજ ગામે

વધે એમ છે. બોડીઆ અગર પુસા નબરના ઘઉ પરસોતમ મોહનને ત્યા દર એકરે ૨૬૪૩ રતલ પાકયા.અને બક્ષી ઘઉ ૧૬૬૮ એકરે થયા. વળી બોડીઆ ઘઉમાં ગેરૂ જણાયો નહી ખેડુતે બીને માટે એઉ ઘઉં રાખ્યા છે અને ઘઉના ઓરાણ વખતે બોડીઆ ઘઉનું વાવેતર વધે એમ છે.

## સોઢીઅમ નાઇટ્રેટ ખાતર.

ડાગરના ધરૂમા નાખવામા આવ્યું હતુ દર બે મણ ડાગરે ૨૦ રતલ ખાતરનો ઉપયોગ કરવામા આવ્યો હતો જ્યારે એરડાનો ખોળ બે મણ વાપરવામા આવે છે. એરડીના ખોળ કરતા સોડીઅમ નાઇટ્રેટનો ગુણ સારો જણાયો હતો. પણ વખતસર પુરતો વરસાદ અગર તો પુરતું પાણી જોઇએ છે. નહી તો ધરૂ દાઝી જવા સભવ

ભગા સાકલાને ત્યા વેગણમા ખાતર નાખતા દર એકરે ૧૦ મણ પાક નો વધારો થયો હતો ચુનીલાલ કેવળદાસને ત્યાં વેગણમા તેમના ખરચે ખાતર મગાવેલુ અને ઉપયોગ કરેલો પણ બ્રાહ્મણી નાખી જવાથી વેગણનો જુજ જેવો પાક થયો હતો. રોગને લઇ ખાતરનો ગુણ જણાયો નહી )

ડાંગર વગેરેમા નીચે પ્રમાણે પાક થયો હતો.

| ખેડુતનું નામ તથા ગામનું નામ | પાકનું નામ | બીન ખાતર ના ભાગમા એકરે પાક | સોડીઅમ નાઇટ્રેટ સા. વાલા ભાગમા | રીમાર્ક |
|---|---|---|---|---|
| જેસગ ચતુર પ્રાતીજ | સુતરસાલ ડાગર | ૧૪૪૦ | ૧૬૦૦ | ૬૦ રતલ ખાતર એકરે |
| ભગા સાકલા પ્રાતીજ | ,, | ૧૫૧૦ | ૧૭૬૦ | ,, |
| હરીભાઇ હીરદાસ સોનાસણ | જીરાસાલ | ૨૦૮૦ | ૨૮૮૦ | ,, |
| પરસોતમ મોહન પ્રાતીજ | બોડીઆ ઘઉ | ૨૬૪૩ | ૨૯૮૩ | ,, |
| જોઇતા રણછોડ પ્રાંતીજ | બક્ષી ઘઉં | ૧૬૬૩ | ૧૮૮૩ | ,, |

આ પ્રમાણે ખાતરથી પાક વધુ થાય છે પણ ખાતરની પુરતી કીમતે એમા કઇ નફો જણાતો નથી જો ખાતર સસ્તુ થાય અને બહોળા પ્રમાણમાં જ્યારે જોઇએ ત્યારે દરેક જગોએ મળી શકે તોજ એનો પ્રચાર વધે એમ છે. હાલના ભાવે તો એ ખાતરનો ઉપયોગ બહોળા પ્રમાણમા થાય એમ દેખાતું નથી

લીંડી પીપરના વેલા પ્રાંતીજમાં થયા છે. વધારે પ્રમાણમાં વાવેતર હોય તોજ ખેડુત પાણી ગોડ વીગેરેની કાળજી રાખી શકે સુરત જુવારના સબંધમાં એક વરસના અનુભવ પરથી કંઇ ચોકશ કહી શકાય નહીં જો કે સોનાસણ વાળા સાહુકારભાઇ કાલીદાશનું કહેવું હતું કે શોલાપુરી જુવાર એમની જમીનને અનુકુળ આવશે અને આ સાલ એને ૪ એકરમાંથી ૪૦ મણ જુવાર થઇ છે તે બી માટે સંગ્રહી રાખી છે. જુવારમાં મોરથુથાનો ઉપયોગ કરવાથી અંગારીઓ દેખાયો હતો નહીં.

પ્રાંતીજમાં નામદાર સરકાર તરફથી ઓજારની ડેપો ખોલેલી છે. અને ઓજાર ખેડુતને ત્યાં ફેરવી બતાવવા એક કામગારની નીમણુંક કરેલી છે આ કામગારે વરસ દરમ્યાન જુદી જુદી જગોએ ઓજાર ફેરવી બતાવ્યાં હતા. અને એકંદર રૂા ૬-૧૨-૬ ભાડું આવ્યું હતું.

| | દીન | દર | કુલ ભાડું. |
|---|---|---|---|
| સુરતી કરબ | ૧૧૧ | ૦-૨-૦ | ૧-૬-૬ |
| અઢીયા કરબડી | ૭ | ૦-૨-૦ | ૦-૧૪-૦ |
| પોણીઆ કરબડી | ૮ | ૦-૨-૦ | ૧-૦-૦ |
| મોનસુન હળ | ૨૮ | ૦-૨-૦ | ૩-૮-૦ |
| | | | ૬-૧૨-૬ |

બી. ટી. ડુ, સી ટી ડુ હીંદુસ્તાનના ઘઉંનો કુડકો, જુવાર કપાશનો કુડકો, હાળડીયુ ચવડું વિ. મોટા પ્રદર્શનમાં ચલવી બતાવ્યાં હતાં સદાત, છારોડી અને દેમેઈ ગામે પ્રદર્શન થયા હતા.

વળી પોગરૂ ગામના ખેડુત સુરતી કરબ જોઇ તેમને ત્યાં તેમની જમીનને અનુકુળ આવે એવા કરબ ત્થા કરબડી તેઓએ ગમના સુતાર પાસે તઇયાર કરાવ્યાછે-તેવીજ રીતે મગફળીવાળા ભાગમાં રાપડી પણ અનુકુળ આવે એવી કરાવી છે. ૧૦૦ ઉપર આ પ્રમાણે રાપ અને રાપડી થયા છે એટલે ઓજારની ડેપોથી લોકને શીક્ષણ મળ્યું છે અને સારા ઓજાર કરવા તરફ તેઓ દોરયા છે.

એસોસીએશનના ફંડમાં સારો વધારો થાય તો ઠીક કામ થાય એમ છે. સોનાસણ વાળા ખેડુત મન પર લે તો એ એકજ ગામ વાળા એવું સરસ ફંડ એકઠું કરે કે જેનું વારસીક વ્યાજ રૂપીયા હજાર ઉપરાંત થય પણ એમ થવાને એ ગામના લોક નાયકનો ઉત્સાહ, ઉમંગ અને આ તરફ એમનું લક્ષ દોરવનાર જોઇએ છે. સારૂં માનવું છે કે રેવેન્યુ ખાતાના મદદથી એ

લોક આ તરફ લક્ષ આપશે તો એ ગામને ખેતીવાડીની દ્રષ્ટિએ સારૂં કામ થશે. કારણ કે હવે નવી યોજના પ્રમાણે તાલુકા ડેવલપમેંટ કમીટી સારૂં ફંડ થયા પછી સ્થપાય અને નામદાર સરકાર તેમાં દર વરસે રૂપીઆ ૧૦૦૦ ની મદદ આપે તો ખેતીવાડીની દ્રષ્ટિએ તાલુકાની સરવણી થાય. અને દરેક જગોએ કેટલું થયું છે શું શું થાય એમ છે તેનો રીપોર્ટ ખાતાના અનુભવી માણસ મારફતે થાય અને પછી સુચનાઓ અમલમાં મુકાય. તેના સણુવાળા પક્ષકીના આગેવાન ખેડુત આ બાબત ધ્યાનમાં લેશે અને આજુ બાજુના ગામના આગેવાન સાથે મળી એક તાલુકા ડેવલપમેંટ કમીટી સ્થાપે અને સારૂં ફંડ ભેગું કરે તો પછી ખેતીવાડી સુધારાનું કામ એ તાલુકાનું હાથ પર લઇ શકાય. ગયા વરસમાં જો ફંડ એકઠું કર્યું હોત અને રોગ સંબંધી ખબર વખતસર મળી હોત તો આબામાં મધીઓ અગર સાકરીઓ નામનો રોગ જણાયો હતો તો તેને માટે ગ્રેવર વતી દવા છાંટી સારા પાયા પર આ તાલુકામાં અખતરો કરી જોયો હોત. કમોદ ડાગરમાં કમોડી નામનો રોગ થાય છે તેનો પણ અભ્યાસ થાત વિગેરે સારૂં કામ થઇ શકે એમ છે.

---

# મે, જુન, અને જુલાઇ માસમાં ખેડુતને ઉપયોગી ખેતીના કામની નોંધ.

લેખક—પરાગજી રણછોડજી દેસાઇ.
ખેતીવાડી ઓવરશીયર—અમદાવાદ

## મે માસ—વૈશાખ માસ

### પ્રાંતીજ, મોડાસા અને દસ્કોઇ તાલુકા માટે

(૧) ખેતીના ઓજાર જેવા કે હળ, ફડકા (વાવણીઓ,) કરપી કરબ, અગર રાપ, નાડુ, ચાડું વિગેરે ઓજાર સુથાર પાસે દુરસ્ત કરાવી તૈયાર રાખવા. તે પ્રમાણે જોઇતા દોરડા, જોતર વીગેરેની પણ તજવીજ રાખવી. રાપ અને કરબાની પાસ ટપેરાની ઉપયોગમા લેવા

(૨) ખેતરોમાં મરણ ફરવવા ખેતરમાં કચરૂં કનાઠી મુખના હોય, તેમજ [illegible] વગેરે જગોએ પડેલુ કચરૂં કાઢી નાખી અગર બાળી નાખી ખેતરને આર તો મોસમ માટે ચોખ્ખા રાખવા. તેવી રીતે ઘાસીઆ અગર ચરણુવાળા વાડા

ગાર્થી છુપેલા ગાભટા હોય તેને ખોદી ઢગલો કરી બાળી મુકવાં. અને ખાડા હોય તે પુરી સરખા કરવા. જ્યાં જમીનમા ગ્વો હોય અને દાભડો નામનું ખડ વધુ હોય ત્યા સુરત તરફનુ દાંતાડીયુ હળ ફેરવવુ. આડુ ઉભું ફેરવવું. કીઆરીમા જવામા હોય તેને ખોદી સાફ કરવા.

(૩) ખેતરોને વાડ હોય તે દુરસ્ત કરવી કચરો હોય અગર નકામાં વેલા અગર ખડ હોય તેને કાપી સુકાયે બાળી સુકવા

(૪) ખેતરમાં માટી પુરવી. ખેતરમાં નીચાણ ઉચાણવાળા ભાગમાં ચેલુ અગર પટારો ફેરવી સરખાં કરવાં.

(૫) આદુ, હળધર, રતાલુ તથા સુરણના વાવેતર કરવાની મોસમ એટ લે તેના વાવેતર કરવા. ચોમાસુ ભીંડા, ગુવાર, તુરીઆ માટે એનાં બી વાવવાં ગેન્ડીના પાકને પાણી પાવુ. તેમજ નાળકોટ નામનો રોગ માલમ પડે તો મરેલા ગાભાને નીચેથી કાપી એકઠા કરી ખાડો કરી દાટી દેવા અગર બાળી સુકવાં. જો આજુબાજુએ જુવાર વાવી હોય તો અને તેમા સળો માલમ પડે તો એવા છોડ કાપી દાટી દેવા અગર બાળી સુકવા.

(૬) એરંડીનો ખોળ શેરડી, વેંગણ, મરચી માટે લાવી ભાગી ભુકો કરી નાખી સુકવો. તેવીજ રીતે કપાશીઆ, જુવાર, બાજરી વીગેરેના સારા બી સંગ્રહી રાખવા અનાજના બીને તાપમા તપાવી ઠંડ. થયે કોઠીને સાફ કરી તેમાં ઝેરી દવાનો ઉપયોગ કરી ભરવા અને કોઠીને રીતસર બંધ કરવી.

(૭) ચોમાસુ પાક માટે મરચી વેંગણના ધરુ તઈયાર કરવા. તેનાં બી ધરુ વાડીઆમાં વાવવા. ધરૂ માટે પાળ પર વવાય તો છોડ સારા થાય છે. અને નીંદવાનું કામ સુગર થાય છે. એરંડીનો ખોળ તથા સોડીઅમ નાઈટ્રેટ અગર બકરીની લીંડીનો ઉપયોગ કરવાથી ઉધઈનો ત્રાસ ઓછો થાય છે અને છોડ ઠીક વધે છે તેથી ધરૂ મોડું નાંખ્યું હોય તો પણ ચાલે. ધરૂ વાડીઆ મા રાખનો ઉપયોગ કરવાથી ધરૂ ઉખડેલા સુગમ પડશે.

(૮) આંબા પરની કેરી ઉતારી લીધા પછી વાંદા હોય અગર સુકાઈ ગયલી ડાળ હોય તેને કાપી નાખી ઉપર ડામર ચોપડવો

(૯) ચોમાસાના બળતણ માટે લાકડાં, કરાંઠી, ખુપરા વિગેરે સંગ્રહી રાખવા કોઢીઆ માટે ચોમાસામાં જોઇતી માટી ગાડામા ભરી ઘર આગળ રાખી સુકવી જ્યા ઢોર બધાતા હોય ત્યાની માટી એકથી દોઢ ફુટ ખોદી તેને ખેતરમાં ખાતર તરીકે ઉપયોગ કરવો અને તેને બદલે કોઢારમાં નવી માટી પુરવી. ચોમાસામા જોઇતો ઢોરને માટે ઘાસ ચારો અને દાણો રાખવો.

(૧૧) ઉછરેલા અને ઉછરતા શાક ભાજીને પાણી આપવુ શાયરા ગામે (મોડાસા મહાલમા) મકઇ, ચીણો વીગેરેને પાણી આપી પરી પકવ થયે લણી લેવુ.

(૧૨) ખાટી બોરડીને ફાગણ ચૈત્રમાં કાપેલી હોય અને નવીન ગુચ્છા ફુટી નીકલ્યા હોય તેમાથી હરેક જગોએ બે ત્રણ સારા ભરાવાદાર અને મજબુત રોપા રાખી બીજાને કહાડી નાંખવા. મોટા બોરડીના ઝાડની આજુબાજુ એ ગોડ આપી ઘાસ વિગેરે સાફ કરી આજુબાજુ ચોખ્ખુ રાખવુ બોરડી પર જીવ જતુ જણાતા હોય તો તેનું નિરીક્ષણ કરી ચાંપતા ઇલાજ લેવા

(૧૩) જયા પાણી ભરાઇ રહેતું હોય ત્યા કાંસ અગર કહાઢા ખોદાવી પાણીનો માર્ગ સરળ થાય એમ કરવું. કાસ હોય અને પુરાઇ ગયલાં હોય તેને ખોદાવી રીપેર કરાવવા.

(૧૪) કપાસની કરાઠી ખોદતી વેળાએ ખાસ ધ્યાનમાં રાખવાનુ કે રોગની ગાઠો વાલી કપાસની કરાઠીએ જુદી કરી બાળી દેવી, કારણ કે સુંઢારા નામના રોગના કીડા સુસ્ત અવસ્થામા આવી જગ્યાએ પડી રહેલા માલમ પડે છે અને કપાશ ખોદી લીધા પછી આવા ખેતરમા વારંવાર અવર નવર કરણ ફેરવવો. જે જમીનમા ગુદરડો વધુ હોય તેમા પણ અવર નવર કરબ અગર ભારે રાપ ફેરવવો.

(૧૫) આ વખત તાપનો હોવાથી કેટલીક જગોએ જવા (Ticks) કોઢારમાં ઘણા જણાય છે. સુરત ફારમ પર નીચેનો ઉપાય ઠીક જણાયો હતો.

૨ શેર કોલટાર અગર ડામર
૦॥ શેર ગંધકનો ભુકો
૫ શેર અળસીનું તેલ
૧૧ શેર ગ્યાસતેલ
૦। ફીનાઇલ

આ બધી ચીજને ઉપલા પ્રમાણમા લઇ સારી રીતે મેળવવાં અને પછી જ્યા જ્યા જવા (Ticks) જણાય ત્યા ચીથડા વતી લગાવવાથી એનો ઉપદ્રવ ઓછો થાય છે. ગભાણ, તબેલા, કોઢાર વીગેરેને સારી રીતે સ્વચ્છ કરવા જોઇએ.

(૧૬) બટાટાને ગુણમા ભરી એક સ્વચ્છ હવાવાળા ઓરડામાં ભરવા. કોથળા માથે સુધી ભરવા ભરેલા કોથળા એક બીજાથી છેટે રાખવા, અને એકેકના ઉપર રાખવા નહી. કોથળા ઉભા રાખવા અને જે જગોએ રાખવામા આવે તેમા ભરપુર હવાનો આવ જાવ હોવો જોઇએ, અને ગરમીના વખતમાં

બારણા આગળ કેનવાસના પડદા લટકતા રાખવા અને આ પડદા નેતાપના વખતમાં પાણીથી ભીંજેલા રાખવા. એક મહીનામાં ઓછામાં ઓછા એક વખત ગુણમાંથી બટાટા બહાર કાઢી નાંખવા અને તે વખતે જે બટાટાને રોગ લાગ્યો હોય તે કાઢી નાંખવા અને બાકીના સારા બટાટાને ગુણમાં ભરી એક દમ ગુણ બાંધી લેવી. દરેક વખતે એક અથવા બે કોથળા ઉઘાડવા કે જેથી કરીને એક કોથળામાંના કીડા બીજામાં જાય નહીં, એક કોથળામાં આશરે ૧૨૦ રતલ બટાટા રહે છે. લીલા બટાટા હોય તેને સારા બટાટા સાથે ભેગા એક કોથળામાં ભરવા નહીં. નહીં તો લીલા બટાટામાંથી કીડા બહાર આવી સારા બટાટામાં પ્રવેશ કરશે.

(૧૭) શાક ભાજીના બી મગાવી રાખવા.

## જુન માસ જેઠ.

(૧) શાક ભાજી, બાગાયતી તુલોને પાણી આપવાં.

(૨) ક્રીઆરીમાં જમીનમાં હવ દેવાની મોસમ–ક્રીઆરીઓ સાફ શણની ધરૂવાડીઆમાં જમીનને હવ દેવો પછી ખાતર વીગેરે નાંખી વરસાદ થયે ખેડ કરી પુરતા વરસાદે ડાંગરનું ધરૂ નાખવું. ક્રીઆરીમાં ખાતર નાંખવું, વેરવું તથા વરસાદ થયે હળ વતી ખેડ કરવી.

ક્રીઆરીમાં અસલાલી વીગેરે ગામોમાં સણના બી વરસાદ થયે એક બે ખેડ કરી પછી છાટવા.

(૩) વેગણ મરચીના ધરૂ ઉછેરવા.

(૪) ઘર કાછાની વાડો દુરસ્ત કરવી. ચરણ (ઢોર બળદને ચરવાને) માટે વાડાઓ સાફ કરવા અને તેની વાડો દુરસ્ત કરવી.

(૫) સારાં ચોખ્ખાં બી તૈયાર રાખવા વરસાદ થયે ખેડ કરી કપાસી આ થાણવાં. અને સારી ખેડ કરી બાજરી વાવવી. રેતાળ જમીનમાં વરસાદ થયે અવર નવર સારી ખેડ કરી કપાસ ૨ા થી ૩ ત્રણ ફુટને છેટે થાણવો કાલી જમીનમાં રાંપ ફેરવી ત્રણથી ચાર ફુટને છેટે કપાસ થાણવો. ભેદગાંઠા છાશીઓ અજર હુમડો નામનો રોગ (કપાસના કુમળા પાનડાના [illegible] પર ધોળી રૂવાટીના આકારમાં કરોળીઆની જાતનાં જતુંઓથ થય [illegible]) માલમ પડતો હોય તો કપાશીઆને મરક્યુરી પર ક્લોરાઈડ નામની દવામા દશ મીનીટ સુધી પલાળી પછી થાણ્યા હોય તો એ રોગ ઓછો જણાય છે એમ સુરતનો અનુભવ છે. દવાનું પ્રમાણ ૦-૨ ટકાનુ રાખવું. દરેક પ્રકારના બી ઓછા વાપરી છેટે માપેસર કરવું.

(૬) ઓરડીપર આંખ ચઢાવવાનું કામ—ઓરડીની આજુબાજુએ ગોડ આપવાનું કામ–ક્રાંસ રીપેર કરવાનું કામ–અગર તો પાણીના માર્ગ રીતસરના કરવાનું કામ.

(૭) બળદને ગુવાર ખોળ વીગેરે પુષ્ટિકારક ખોરાક આપવો કે જેથી વાવેતર વખતે ખેડ વીગેરેનું સારૂં કામ આપે વરસાદ થયે હલકા ધાન્યની વાવણી કરવી. શહેરની આજુ બાજુ શાક ભાજી–ભીંડા, ચોળી, ગુવાર, દુધી, તુરીઆં, ગલકાં વીગેરેનુ વાવેતર.

(૮) આંબા વીગેરે ફળાઉ ઝાડોને ગોડ આપવી. આંબાપર વાંદા હોય તો કાપી નાંખવા. તેવીજ રીતે લીબોઇમાં સુકાઇ ગયલા ડાળ, થડ, વીગેરે ને કાપી નાખવા, ગોડ કરી બકરીના લીડી વીગેરે, ખાતર લીબોઇને આપવું, કેરીમા થતી માખ–આ માખ સારી જાતની કેરીઓ પસંદ કરે છે તે માખ ઘરની માખ કરતા બહુ મોટી હોતી નથી. તેના શરીરપર પીળા ને ભુખરા પટા હોય છે. વ માખ મોટા પાકાં ફળપર ઇંડાં મુકે છે. તેનો કીડા કેરીના ફળમાં જાય છે ને તેને ખાય છે ને ફળને નકામું કરે છે. તેની જીંદગી ટુંકી છે ચોઠા વખતમાં એક પછી એક એમ પાચ છ વખત તેઓ પોતાની જીદ ગી પુરી કરે છે. સઉથી પહેલા સડેલાં ફળ નીચે પડે છે અને કીડા જમીન માજ શાત પડયો રહે છે, બીજી વખતે પેદાં થયેલાં જીવડાં ૧૫થી ૪૦ટકા નુકશાન કરે છે. માટે પડેલાં ફળ વીણી લેવાં અને ઉંડી જમીનમાં દાટી દેવા તેમજ એક એક પાકી કેરી તપાસી દરેક કીડાનો નાશ કરવો. જો આ પ્રમાં ણે પારોબર સંભાળ લેવામાં આવેતો બે વરસમાં તે જીવડાનો નાશ થાય–વો કો આવી બગડેલી કેરીને ઝાડ નજીકજ રાખે છે અને તેથી ભવિષ્યમા થતા નુકશાનની શંકા પણ તેમના મનમા હોતી નથી તુળસીના પાનને પાણીમાં ઉકાળી તેના સત્વ સહીત બનાવી અગર તો રકાબીમાં રાખવાથી માખીનું એ તરફ ખેચાણ થાય છે અને પછી મરી જાય છે. —આંબાપર થતાં જીવ ડાં (હોપર ) કેટલાંક વાડીઆમા આ બહુ નુકશાન કારક થઇ પડે છે. તે મે ર ને નુકશાન કરે છે અને તેને લીધે નાના મરવાં ખરીને બરી જાય છે તેનો ઉપાય એજ કે જયારે તે જીવડાં માલુમ પડે ત્યારે ઝાડ ઝેરથી છાંટવા, વખતે આ સાલ જુન માસમાં એ જીવડાં જણાવાનો સભવ છે માટે એ ઉપાય આપ વો જરૂરનો લાગે છે ક્રુડઓઇલ ઇમલસન નામનુ ઝેર બહુ સારૂં છે આ છાંટ વાનું યંત્ર (પીચકારી જેવું) પીપને બેસાડી શકાય અને પીપને બે પૈંડા બે રાખવા જેથી એટલી તેને સહેલાઇથી ફેરવી શકાય આ યંત્રને એક લાંબી હજારની નળી ઘાલવી નળીને એક મોંઢીયું હોય છે. આ નળીને લીધે ઝાડની

ટોચ પણ છાંટી શકાય. મોર આવવાનો વખત થાય અને ત્યારે જીવડાં જણાય તો આ છાટવાનું કામ મોર ખીલે તે પહેલા કરવું જોઈએ નહીતો કેરી બરો બર જવતી નથી. —રત્નાગીરી જીલ્લામાં ફીશ-ઓઈલ-રોઝીન સોપ નામની દવા આ જીવડાંને નાશ કરવામાં ઘણી ઉપયોગી જણાઈ હતી. ૧૦૦ રતલ પા ણીમાં ૬ાા શેર ફીશ-ઓઈલ-રોઝીન સોપની વાનો ઉપયોગ કરવામાં આ વ્યો હતો-૨૦ફુટની ઉચાઈએ તેમજ ૫૯૨ ફુટની લંબાઈ એ દવા સંચાથી છાંટી શકાઈ હતી. બે માણુસ દરરોજના આઠ કલાક કામ કરેતો ૧૬થી ૨૦ ઝાડ પર દવા છાટી શકે છે એક વખત દવા છાંટવાથી જીવડાંનો તદન નાશ થઈ શકતો નથી પણ પાંચ છ વખત જ્યારે જ્યારે જીવડાં જણાય ત્યારે છાંટવી પડે છે તે ધ્યાનમા રાખવુ. વળી મહિઅર-આ એક જાતનું બીટ લ જીવડુ છે તેનો કીડો થડને કોચી ખાય છે. ઉંડા છાલની તરડમા મુકવા માં આવે છે અને તેમાથી નીકળતો કીડો થડને કાણુ પાડી અંદર જાય છે જો આવા કીડા ઘણા હોય તો ઝાડ મરી જાય છે માટે બધાં સુકાં ઝાડ કે ડાળ કે જેમાં આ કીડા ઉછળે છે તેને બાળી મુકવા. આ સુકા કીડાંને એક વરસથી બીજા વરસ સુધી જીવતાં રાખે છે.—વરસમાં ગમે તે વખતે ઝાડના થડને ગોંડળ ફ્લુઈડ નામની દવા લગાડવી ગોંડળ ફ્લુઈડની બનાવટ:—

| | | |
|---|---|---|
| હીરાકાશી | ૧ ભાગ | આ બધાનો ભુકો કરી પાણીમા નાંખવે અને થોડા દીવસ રહેવા દેવો. અને જ્યારે લાઈ જેવુ થાય ત્યારે થડ પર ચોપડવુ. |
| હીંગ | ૨ ભાગ | |
| ગુગર | ૨ ભાગ | |
| દીવેલીના ખોળ | ૨ ભાગ | |

ઉધઈના ઘર ખોદી ને ઉધઈ મારી નાખવી. ગોંડળ ફ્લુઈડથી પણ નુકશાન અટકે છે સીમ્પ્લેક્સ નામનું છાંટવાનુ યત્ર અમેરીકાની ડીગીંગ કંપનીનું બનાવેલું મુંબઈ ઓરીએન્ટલ બીલ્ડીંગસમાં વીલકીન્સન હેવુડ અને ક્લાર્ક ને ત્યાં બધા સરસામાન સાથે મળે છે પીચકારી ની સાથે બે રબર ના નળીઓ બે મોહોઆ અને દાંડાના બે આડબંધ પણ મળે છે આ ઉપરાંત એક નાની ગાડી તેને ફેરવવા જોઈએ ત્યા પીપ પણ જોઈએ.

જો કપાસના છોડવામાં સળાનો રોગ જણાતો હોય તો ખેતરમ ાંકપાશની આ સાથે ભીંડા વાવવા કારણકે એ કીડા ને ભીંડાં વધારે ભાવે છે તેથી એ તેના તરફ ખેચાશે.

(૧૦) ચોમાસા માટે ઘાસ ચારો તેમજ જોઈતો દાણો વિગેરે ઘરમાં ભરી રાખવો. તેમજ વાવણી માટે જમીન તઈયાર કરી રાખવી.

# જુલાઈ માસ અષાઢ માસ.

(૧) બાજરી, મકઈ, કપાશની વાવણી. જેમ ઓછું વાવેતર થાય તેમ સારૂ

(૨) વવાયલાં ખેતરમાં નીંદવાનું કામ તેમજ રાંપડી અજર કરબડી ફેરવવાનું કામ

(૩) ડાંગર રોપવાનું કામ ડાંગર રોપવા પહેલાં સણુનો પડવાશ પાડી હળથી ઘાવલ કરી રોપવા માટે જમીન તઈયાર કરવી જોઇએ. સુતર સાલ તથા જીરા સાલની રોપણી અને અનુકુળતાએ કમોદનુ ધરૂ તઇયાર કરવુ.

(૪) મરચીનું રોપાણુ–મરચીનું રોપાણુ છેટે હોય તો ઠીક મરચી રોપ લાગ્યા બાદ સારો વરસાદ થયા પછી એરડીનો ખોળ વાપરવો દરેક ખામણે એકેક મુઠી બહુ થઇ જશે.

(૫) ખેતરમાં ઘણો માલમ પડતો હોય તો જુલાઇ માસનો સારો વરસાદ થયા બાદ દરેક ક્યારે મીઠું શેર ૫ થી ૭ ઝાડના કદના પ્રમાણમાં આપવું.

(૬) કપાશ સધરી ગયો હોત તો દરેક ખામણામાંથી નબળા અને પાત ળા છોડ ઉખેડી લેવા. જો કપાશના છોડની કુમળી કુપળો કરમાઇ જતી દેખા ય તો એને તોડી એકઠી કરી બાળી દેવી. અને વાવેલા ભીંડામાં પણ એ પ્રમાણે જો રોગ માલમ પડે તો ચુટી વીણી એકઠાં કરી બાળી મુકવા.

(૭) શેઢા પર નકામા છોડ ઉગ્યા હોય તો નવરાશ હોય તો ઉખેડી લેવા.

(૮) ડાંગરની ક્યારીમાંથી પાણી ચાલ્યું ન જાય તેની દેખરેખ રાખવી.

(૯) બાજરી, મકઇ, વીગેરે પાકમા જોઈતી ખેડ આપવી. અને કપાશ માં નીંદાવી અનુકુળતાએ રાપ અને રાંપડી ફેરવવી.

(૧૦) અનુકુળતાએ વેગણનું રોપાણુ શેરડીમાં ખોળ મુકવાનું કામ તેમજ વેગણ રોપ લાગે ત્યારે આગષ્ટની શરૂઆતમાં ખોળ મુકવો.

(૧૧) કોષ તથા ચામડાના દોરડાને દીવેલ ચોપડી મુકી રાખવાં.



## જાહેર ખબર.

ખબર આપવામાં આવે છે કે સુરતમાં તા. ૨૪ માહે જુન ૧૯૨૩ થી ખેતીવાડીની સ્કુલ ખોલવામાં આવી છે તે સ્કુલના ધારા ગોધરા ખેતીવાડી ગુજરાતી સ્કુલ પ્રમાણે છે. જે આ મંડળ તરફથી નીકળતાં શ્રી ગુજરાત ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગ ત્રિમાસીક એપ્રેલ સને ૧૯૨૩ ના અંકમાં પાને ૨૭ માં છાપેલાં છે. આ સ્કુલમાં દાખલ થવાની જેની મરજી હોય તેણે પોતાની અરજી મહેરબાન ડેપ્યુટી ડાયરેક્ટર ઓફ એગ્રીકલ્ચર સુરત તરફ મોકલી આપવી.

# ચોર્યાસી તાલુકા ખેડુત મંડળના પ્રમુખનું ભાષણ.

સદ ગૃહસ્થો,

આ મંડલ ખેતીવાડી ખાતાના પ્રયાશથી ગયા જુન મહીનામાં સ્થાપવામાં આવ્યુ હતુ અને તેમા ચોર્યાશીના મામલતદાર સાહેબ મી૦ મણીભાઈ દેશાઈની ઉલટ અને કાલજીથી ઘણી મોટી સંખ્યામા મેમ્બરો જોડાયા હતા. મંડલના જોડીઆ સેક્રેટરી મી૦ નગરશેઠ જેઓ મંડલના દરેક કામમા ઉત્સાહ ભર્યો ભાગ લે છે તેઓ વારસીક હેવાલ રજુ કરશે. તે ઉપરથી આપ જોશો કે આ મંડલે નવ સાડા નવ મહીના દરમ્યાન સારૂ અને ઉપયોગી કામ કર્યું છે. જુવારમા થતો રોગ " smut " આઝીઓ અટકાવવા મોરથુથુના પાણીથી જુવારના બી ધોઈ વાવવાનું અગીઆર ગામના લોકને તેમને ગામ જઇ બતાવવામા આવ્યુ હતું. મંડલની સ્થાપના થઇ તે વખતે જુવાર વાવવાનો વખત પુરો થઇ રહેવા આવેલો હોવાથી એ બાબતમાં વધુ કામ કરી શકયા ન હતા. વેગણના છોડને ભાટપોર ગામે બે પ્રકારનો રોગ થયલા હતા તે દુર કરવાને દવા છાટવાનુ બતલાવવામાં આવ્યું હતુ. સરકારી ફાર્મ ઉપર નવી ઢબના હળ વીગેરે કેમ વાપરવા તે દેખાડવાની ગોઠવણ કરી મેમ્બરોને જુદે જુદે દિવસે લઇ જવામા આવ્યા હતા. વીલાયતી ખાતર નાખી તેની અસર શું થાય છે તે દેખાડી આપવા મરચી અને વેગણના ખેતરોમાં ફીલ્ડમેને જાતે જઇ મદદ કરી હતી. તે ઉપરાંત ડીસ્ટ્રીકટ એગ્રીકલચર ઓવરસીયરની મદદથી આખા તાલુકાની ખેતીને લગતી સરવે કરવામા આવી હતી. કે જેથી લોકોની હાજત અને જમીનની સ્થીતી કેવી છે તે માલમ પડે. એ સઘલુ કામ ઘણું સંતોષકારક ગણવામા આવે છે. હાલ જે મેમ્બરોની સંખ્યા છે તે ઘણી ખુશી થવા જેવી છે પણ વારસીક મેમ્બરોની ફી એકઠી કરવાની ઘણી મહેનત રહે છે અને સંખ્યામા પણ ફેરફાર થવાનો સંભવ રહે છે. તેથી મંડલને સધ્ધર પાયા ઉપર મુકવા પેટ્રનો તથા લાઇફ મેમ્બરોની સંખ્યામાં ઘણો સારો વધારો થવો જોઇએ.

ફીલ્ડમેન મી. પટેલે અત્યાર સુધી કામ કર્યું. પણ તેમને બીજી સારી નોકરી મલી એટલે આપણને છોડીને ચાલ્યા ગયા આપણો પગાર ખાઇ આપણા ખરચે જે એમને અનુભવ મેળવ્યો તે આપણને નીરૂપયોગી થયો એ ખેદની વાત છે. હવે નવા ફીલ્ડમેન આવ્યા છે તેમને મેમ્બરોથી તથા તાલુકાથી માહેતગાર થવું પડશે. અને તેમ કરતા વખતની બરબાદી થશે અને સેક્રેટ

રી મી નગરશેઠને તેમના પાછલ રોકાવું પડશે. ફીલ્ડમેન ઘડી ઘડી બદલાય નહીં તે અટકાવવા તેનો પગાર વગેરે એવું રહેવું જોઇએ કે તેને આપણી નોકરીમાં રહી આગલ વધવાની ઉલટ રહે. એ સારૂં નાણા વધુ જોઇએ અને નાણા વધુ મેળવવાનો એકજ રસ્તો છે કે મેમ્બરોની સખ્યામા વધારો થાય તેથી મારે આપને અરજ કરવાની કે આપના દોસ્ત આસપાસના આડો સી પાડોશીને સમજાવી આ મંડલના લાઇફ મેમ્બર બનાવવા.

આપણા મંડલ જેવું મંડલ આખા ગુજરાતમાં એકજ છે અને તે હસ્તીમાં આવ્યું છે. તે આપણા લોકપ્રીય અને લાયકીવાલા ખેતીવાડી ખાતાના પ્રધાન મો. મી૦ ચુનીલાલ મહેતાની આ દેશની ખેતી સુધારવાની ઉલટ અને ઉમંગને આભારી છે. આવા મંડલના ઉપયોગી પણા બાબત તેમને ખાતરી છે અને મને પણ પુરી અને પાકી ખાતરી છે કે જો દેશની ખેતીની ખીલવણી કરવી હોય તો આવા મંડલ મારફતેજ સુધરેલી ઢબના ઓજારો, સારા અને ખાતરી લાયક બીયા અને ઉપયોગી ખાતરોનો પ્રચાર કરી શકાય. સરકારી ફારમમાં સઘલા અખતરા કરવામા આવે છે. પણ ખેડુતના ખેતરમાં જઈ તેને નવા ઓજારો કેમ વાપરવા, કયુ ખાતર કેમ નાંખવું, એ સર્વે બતલાવ વામા આવે તોજ તે પોતાની ખેતીમા નવી નવી ચીજો દાખલ કરે અને તે સઘલું બનાવવા આવા મંડળની જરૂર છે કેમકે ખેતીવાડી ખાતાના સ્ટાફના થોડા માણસોને એ બધું કરવાની તક ન મલે.

આપણા તરફ જુવારને વારંવાર આંઝીઓ નામનો રોગ લાગુ પડે છે અને તે રોગ ન થાય તે સારૂ સહેલો સસ્તો અને જાણીનો ઇલાજ છે, છતાં આખા મુંબઇ ઇલાકાના ખેડુતમાંથી ફકત બે ટકા ખેડુત મોરથુથુનો ઉપયોગ કરે છે. મુંબઇ ઇલાકામાં ચાર લાખ સુધરેલી ઢબના હળ વપરાવા જોઇએ તેને બદલે ફકત વીશ હજાર વીલાયતી ઓજાર વપરાય છે આપણા તાલુકામાં કપાસના સારા બી થી અગીઆર હજાર એકર જમીન વાવવામાં આવે છે. તેથી બીતા બીતા બોલતાં એક લાખ દશ હજાર રૂપીયાનો વધારો ખેડુતની આવકમાં થયો છે છતા તાલુકાના મોટા ભાગમાં જમીન ઉપર હલકી જાતનું કપાસનું બી-વાવવામા આવે છે ઠેકાણે ઠેકાણે કુવા બનાવી ફુલને પાણી પાવાની જરૂર છે. પણ કોઇ એવી યોજના ઉપાડી લેતું નથી. ઢોરની ઓલાદ સુધારવા સારા સાંઢ લાવી ઉપયોગ કરવો જોઇએ, પણ એક ગામમા હમોએ છારોડીથી જુજ કીંમતે સાઢ મેલવી આપવાની કોશીશ કરી તો ગામલોક એકમત નથી. એ ઉપરથી જણાશે કે કેટલા અગત્યના કામ આ તાલુકાની આ ડીસ્ટ્રીકટની અને ઇલાકાની ખેતીની ઉન્નતી સારૂ કરવાના છે. અને તે સરવે આરંભવા આ મંડલ જેવી સસ્થાની કેટલી જરૂર છે અને આવા મંડલને ટેકો આપવો એ કેટલુ અગત્યનું છે.

કેટલાક સુધારા એક ખેડુત પોતાના એકલા હાથે ન કરી શકે જો ગે પાચ એકઠા થાય તો ભારે કીમતના ઓજારો લાવી શકે તેમજ સારા બીયા વગેરે લાવવાનુ કામ બે ચાર સાથે મલે તો સહેલુ થાય એટલા અરથે જરૂર હોય ત્યા સહાયકારી મડળી સ્થાપવાનુ અવશ્યનુ છે તે માટે આપણા મડળ ને સહાયકારી મડળીનો ફેલાવો કરવા મદદ આપવા સારૂ સરકારે એક અમલદારે ખેતીની લગતી આ તાલુકાની સરવે કરી છે તેમ તે સહાયકારી ચલવલને લગતી સરવે કરશે

એ ઉપરાત આ મડળનુ કામ ઉપયોગી ધોરણે ચલાવવાની સલાહ આપવા સારૂ એક એડવાઇઝરી કમીટી નીમેલી છે જેના ઘણા ખરા મેમ્બરો ખેતીવાડી ખાતાના અનુભવી અને Expert Knowledge વાલા અમલદારો છે.

ગયે વરસે મડળના નીયમો ઘડવામા આવેલા. એક વરસના અનુભવ પરથી તેમા કેટલાક ફેરફાર કરવાની જરૂર જણાઇ છે તે મુજબ આપ સન્મુખ ફેરફારની દરખાસ્ત મુકવામા આવશે અને જણાવવાને ખુશી ઉપજે છે કે જ્યારે ખેતીવાડીના પ્રધાન ઓન૦ મી૦ મ્હેતા અત્રે પધારયા હતા તે વખતે આપણા તરફથી માગણી કરેલી તે મુજબ અત્રેના ફાર્મ સાથે એક ખેતીવાડીની નીશાળ ખોલવાનુ નકકી થયુ છે ને તેને સુરતની ડી૦ લો૦ બોર્ડે રૂ૦ ૨૫૦૦ ની મદદ આપવાનો ઠરાવ કર્યો છે

છેવટે મારે મહેરબાન ડીપ્યુટી ડીરેકટર, રાવ સાહેબ ભીમભાઇ તથા મી૦ નગરશેઠનો આ મડળ તરફથી તેઓએ જે ચાલુ મદદ અને કીમતી સલાહ આપી છે તે માટે અંતઃકરણ પુર્વક ઉપકાર માનવાનો છે જે મડળે સારૂ કામ કર્યુ છે તે એ સાહેબોની ઉત્સાહ અને કાળજીને લીધે છે.

---

## જાહેર ખબર.

આથી ખબર આપવામા આવે છે કે છારોલીથી જે Premium Bulls ગ્રેન્ટ આપ[illegible] આજદીન સુધી ખેડુતોને આપવામા આવતા હતા તેવા આખલાઓ સુરત [illegible] ઉપરથી પણ આપવાની ગોઠવણ કરવાની સરકાર તૈયારીમા છે સુરત [illegible] ઉપરના આખલા સારા દુધ અને ઓલાદ વધારનાર જાતના છે. સુરતથી આ[illegible] લાવવાથી જેહવે નુરગા પણ ફાયદો થાય એમ છે

જેઓને સુરતથા [illegible] ખપ હોય તેને ખેતીવાડી ખાતાના ડેપ્યુટી ડાયરેકટર સાહેબ ગુજરાત સુરત એ સરનામે પત્ર વહેવાર કરવો

ડેપ્યુટી સહી

કટર ફોર એનીમલ બ્રિડીંગ

## ચોર્યાસી તાલુકા ડેવલપમેન્ટ એસોસીએશન "ખેડુત મંડલ" નો વાર્ષિક અહેવાલ,—સુરત.

આ મંડલની પહેલી સભા તા. ૧૮ મી જુન ૧૯૨૨ ના રોજ મુંબઈ ઇલાકાના ખેતીવાડી ખાતાના ડીરેકટર સાહેબ, ડા. હેરોલ્ડ એચ માન ના પ્રમુખપણા નીચે ભરવામા આવી હતી. આ મંડલનો તા. ૩૧ મી માર્ચ ૧૯૨૩ એટલે ૯ માસ અને ૧૩ દીવસની કામગીરીનો આ અહેવાલ છે.

### સભાસદો.

૧૯૨૨–૨૩ ની સાલમા આ મંડલમાં નીચે પ્રમાણે સભાસદો હતા.

| વર્ગ. | સંખ્યા. |
|---|---|
| ૧. મુરબ્બીઓ | ૧૪ |
| ૨. જીંદગીના સભાસદો | ૪૮ |
| ૩ વાર્ષીક સભાસદો જેઓ રૂ ૧ પ્રમાણે ફી ભરે છે. | ૮૦૪ |
| ૪. વાર્ષિક સભાસદો જેઓ રૂ. ૦–૮–૦ પ્રમાણે ફી ભરે છે. | ૧૪૫ |

### હીસાબનું સરવાયું.

તા. ૩૧ મી માર્ચ ૧૯૨૩ સુધીનુ સરવાયું એટલે કે આવક જાવકના આંકડો નીચે પ્રમાણે છે.

આવક.

| | | | |
|---|---|---|---|
| ૧ | રોકેલા નાણાનું વ્યાજ | | રૂ૦ ૦–૦–૦ |
| ૨ | સરકારી મંડળી તરફથી મળેલુ લવાજમ તથા બક્ષીસ | | રૂ૦ ૦–૦–૦ |
| ૩ | ખાનગી સભાસદોનું લવાજમ | | |
| | સભાસદો | ફી | |
| | ૧૪ મુરબ્બીઓ | ૨૬૨૫–૦–૦ | |
| | | | ૪૭૨૫–૮–૦ |
| | ૪૮ જીંદગી સુધીના સભાસદો | ૧૧૯૮–૦–૦ | |
| | ૯૪૯½ વાર્ષીક સભાસદો | ૯૦૨–૮–૦ | |
| | | ૪૭૨૫ ૮–૦ | |
| ૪ | ખેતીના ઓજારો ભાડે આપ્યાં તેની આવક | | ૦–૦–૦ |
| ૫ | પરચુરણ આવક બક્ષીસ વી૦ | | ૧૭૮–૧–૩ |
| ૬ | સરકાર તરફથી મળેલી ગ્રાંટ | | ૧૦૦૦–૦–૦ |
| | | કુલ | ૫૯૦૩–૯–૩ |
| | | ખર્ચ | ૧૨૮૭–૧–૮ |
| | | શીલીક | ૪૬૧૬–૭–૭ |

તા૦ ૩૧–૩–૨૩ ને રોજ

ખર્ચ.

૧ નોકરના પગાર પેટે
 "અ" ફીલ્ડમેનનો પગાર માસીક રૂ૦ ૬૦
  લેખે માસ ૮ નો ... ૪૮૦-૦-૦
 "બ" સીપાઈનો પગાર માસીક રૂ૦ ૧૫
  લેખે માસ ૧-૨૪ દીવસ ... ૨૬-૯-૯
  ... ૫૦૬-૯-૯

૨ નોકરના ભથ્થા પેટે
 "અ" ફીલ્ડમેનને માસીક રૂ૦ ૩૦ પ્રમાણે
  જાથુ ભથ્થુ માસ ૮ નુ ... ૨૪૦-૦-૦
 "અ" શીપાઈને માસીક રૂ૦ ૬ લેખે
  જાથુનુ ભથ્થુ માસ ૧-૨૪ દીવસનુ ... ૧૦-૧૦-૫
  ... ૨૫૦-૧૦-૫

૩ ડીમોનસ્ટ્રેશન અને બીજા ખેતીની બીનવણી
 માટેના કામો માટેનો ખર્ચ
 "અ" હથીઆર ઓજાર ... ૧૬૪-૪-૬
 "બ" મોરથુથુના પડીકા ... ૦-૩-૯
 "ક" પરચુરણ ... ૧૨ ૧૧ ૩
  ... ૧૭૭-૩-૬

૪ ઓફીસ ખર્ચ
 ટપાલ ... ૭-૦-૦
 છપામણ, ટાઇપીંગ ... ૧૧૨-૦-૦
 સ્ટેશનરી ... ૭૮-૧-૦
 ફરનીચર ... ૧૦૩-૯-૦
 આવમાનુ ખર્ચ તે પેટે રૂ ૫૦ બક્ષીસ
 ના આ કામને માટે મળ્યા હતા ... ૫૨-૦-૦
  ... ૩૫૨ ૧૦ ૦

કુલ રૂ૦ ૧૨૮૭-૧-૮

ઉપરના આંકડા ઉપરથી જણાશે કે મંડળના નીયમ ત્રીજા પ્રમાણે ગુ-રબ્બીઓ તથા વાર્ષિક સભાસદોની ફી રૂા ૩૭૬૮-૦-૦ તથા કાા ટકાની રૂ૦ ૨૦૦ ની બી પી નોટ અને બક્ષીસ તરીકે મેળવેલો ૫ વીઘાનો ટુકડો રીઝર્વ ફંડ તરીકે રાખવામા આવ્યા છે. રૂા. ૬૦૭-૮-૦ વાર્ષિક સભાસદોની ફી ના આવેલા છે. રૂા ૧૦૦૦ સરકાર તરફથી ગ્રાંટ મળેલી છે રૂા ૧૦૦ બક્ષીસ તરીકે મલેલા છે અને રો ચોર્યાશી તાલુકાના મામલતદાર સાહેબ કે જેમણે શુરૂ મારવા વાસ્તે ફંડ લેશું ઠરેલુ તેમાથી રૂા. ૭૮-૧-૩ વપેલા તે દેમણે આ

મંડલ તરફ મોકલાવી આપ્યા છે કો-ઓપરેટીવ સોસાયટી તરફથી કાંઇ પણ રકમ બક્ષીસ તરીકે અથવા તો ફી તરીકે આવી નથી. રોકેલી મુડીનું વ્યાજ એપ્રીલ માસમા આવશે તેથી તે આવતી સાલના એટલે ૧૯૨૩-૨૪ ના હીસાબમા જમે કરવામા આવશે ગઇ સાલમાં ખેતીના ઓજારો લોકોને પ્રયોગ તથા ઉત્તેજન ખાતરજ મફત આપવામા આવ્યા હતા. અને તેથી ભાડે આપવામા આવ્યા ન હતા

ખર્ચની બાજુ તપાસતાં જણાય છે કે લખેલુ ખરચ ફક્ત માસ ૯ા નું છે જ્યારે ગઇ સાલ બૅજેટમાં ૧૨ માસનુ ખરચ ગૌણવામા આવ્યું હતું તેથી બજેટના આંકડા કરતાં કરેલુ ખરચ ઓછુ છે. જો કે આખા વરસ દરમ્યાન બને તેટલી કરકસર કરવામા આવી છે. વધારેમા વધારે પઇસાનો બચાવ, ખેતીના ઓજારો ખરીદવમા થયલો છે અને તેનું કારણ ફકત એટલું જ છે કે લગભગ રૂ. ૨૫૦ ની કીમતના ઓજારો મીં૦ ઓદલજી કુંવરજી પટેલ તરફથી અને રૂ ૩૦૦ ની કીમતના ઓજારો ખેતીવાડી ખાતાં તરફથી મંડલને વાપરવા માટે મળેલા છે

રીપોર્ટના સાલમાં મી૦ એ૦ એમ૦ પટેલ, બી૦ એજી. ની ફીલ્ડમેન તરીકે નીમણુક તા ૧-૭-૨૨ થી કરી હતી. તેમની પારડી તાલુકામા કોઇ ખાનગી ફાર્મમા મેનેજર તરીકે નીમણુક થવાથી અત્રે તા. ૧૯-૩-૨૩ ને રોજ રાજીનામુ આપ્યું હતુ અને તા ૧૮ મી એપ્રીલ ૧૯૨૩ ને રોજ છુટા કરવામા આવ્યા હતા. તા ૮-૧-૨૩ થી એક ખેડુતને પટાવાળા તરીકે નીમ્યો છે એઓ બને જણે ઘણું ઉપયોગી અને સારૂં કામ કીધુ છે.

## આ વરસમાં કરેલા કામની યાદી વીશે

"અ" જુવારને મોરથુથુના પાણીમા ડુબાડવા આ કામ મંડલના ફીલ્ડમેને તેમની નીમણુક થયા પછી તરતજ ઉપાડયું હતુ પણ ચોમાસાની રૂતુ તે પહેલાં શરૂ થયેલી હોવાથી તે ફકત ૧૧ ગામમાંજ તે કામ દેખાડી શકયા હતા અને તેના અંગે ૧૩૧ પેકેટ વહેંચ્યા હતા આનુ પરીણામ એ આવ્યુ કે મોહની અને ટીંબરવા ગામના ખેડુતોને મોરથુથુ વાપરવાથી થતા સગવડ ફાયદા બાબત પુરતી ખાતરી થઇ છે અને હવેથી દર સાલ તેઓએ તેનો ઉપયોગ કરવાનો નીશ્ચય કર્યો છે

"બ" ખેતીના ઓજારોનું ડીમોનસ્ટ્રેશનઃ—તાલુકામા કેટલાક ગામે સુધારેલી ઢબના ખેતીના ઓજારો ચલાવી બતાવવામાં આવ્યા હતા. કુંભારી ગામના લોકોને એક નાની પારટીના રૂપમા અડાજણના સરકારી ફાર્મ પર લઇ

જવામા આવ્યા હતા અને ખેતીના ઉપયોગી ઓજારો કેમ વપરાય છે તે ના બતે સમજુત આપવામા આવી હતી ને તે તેઓને કામ કરી દેખાડવામા આવ્યા હતા આનુ પરીણામ એ આવ્યુ હતુ કે તેઓએ ફાર્મ સાથી કેટલાક ઓજારો તેજ વખતે વાપરવાને લીધા અને પોતાના ખેતરોમા અજમાયશ કરી જોયા એક વીનોઅર 'ઉપણવાનુ ઓજાર" મોહની, ટીંબરવા અને બીજા ગામોમા લઇ જવામા આવ્યુ હતુ અને તેનાથી એકદર ૬૫ ગાન્ડી જુવાર ઉપણવામા આવી હતી અને ટીંબરવાના રા રા નથુભાઇ મકનજી પટેલ તો એક દીવસમા ૧૮ ગાડી જુવાર ઉપણી હતી આથી તેઓ ૧૯૨૩ ના ફેબ્રુઆરી માસના વરસાદને લીધે પોતાનો પાક નુકશાન માથી બચાવી શક્યા અને તેથી તેઓને ભાવ પણ થોડોક વધારે આવ્યો હતો.

ખેતીના સુધરેલી ઢબના નીચે પ્રમાણેના ઓજારો દાખલ કરવામા આવ્યા છે.

૩ ક્રોસની લોઢાની ચકલીઓ
૧ લોઢાનો ક્રોસ

નીચે લખેલા ખેતીના ઓજારો માટે માગણી થઇ છે અને તે મંગાવી આપવાનો બંદોબસ્ત કરવામા આવ્યો છે.

| | |
|---|---|
| ૧ બી ટી ૨ | હલ |
| ૧ માળવા | હલ |
| ૧ સરદાર | હલ |
| ૧ કોકન | હલ |
| ૧ પ્લેનેટ જ્યુનીઅર હેંડહલ | |
| ૧ ,, ,, વ્હીલ હલ | |
| ૧ નાર કોશ | |

"કે" તુલ ઉપર પડતા રોગો ઉપર કરેલા ઉપાયો—બાટપુરમા વેગણના પાક ઉપર બહુજ ચેકીરાનો રોગ "માતા" પડયો હતો તેથી "ટકોસો પોલ" નામનુ ઔષધ છાટવામા આવ્યુ હતું અને રાખોડી અને ઘાસતેલ ભેગું કરી ભભરાવવામા આવ્યુ હતુ રોગ લાગુ પડયા પછી ઘણા લાબા વખતે આ ઉપાય કરવામા આવ્યો હતો તેથી જેવી જોઇએ તેવી સારી અસર થઇ ન હતી તેથી આ મડલ સરવે ખેડુત લોકોને વિનતી કરે છે કે તેઓએ ખેતીના કામમાં કોઇપણ જાતની મુશ્કેલી શરૂ થાય કે તુરતજ આ મડલને ખબર આપવી જેથી તે શકયો ઉપાયો કરી ઘણી ઉપયોગી સેવા ખરી વખતે બજાવી શકે.

"ડી" લે ટેકાને જોવાને માટે નીચેના પ્રયોગ રાખવામાં આવ્યા હતા.

| નંબર | ખેડુતનુ નામ | ગામ | પાકનું નામ. | | ક્ષેત્ર ફળ |
|---|---|---|---|---|---|
| ૧ | હરખાભાઇ પરભુભાઇ | પીપલોદ | મરચી | ચરકીનુ ખાતર અને એરડાનો ખોલ | એક એકર |
| ૨ | પરસોતમ ભીખુભાઇ | ભૈરયાના | રીંગણી | સુપર ફાસફેટ હં. ના પોટ નાઇટ્રેટ ના | ના એકર |
| ૩ | સી. બી. નાણાવટી | નવાગામ | કારેલા અને ગુવાર | ચરકીનુ ખાતર અને મહુડાનો કચરો | ૬ ગુંઠા દરેક |

પ્રયોગ ક્ષેત્રો ઉપર પાક હજુ ઉભા છે. પ્રયોગથી કેટલો ફાયદો અગર નુકશાન થયું તે અત્યારે કંઇ કહી શકાય એમ નથી તે આવતી સાલના રીપોર્ટમાં જણાવવામાં આવશે.

"ઇ" દેશી બોર ઉપર આંખ ચઢાવવા વીશે અથવા કલમો વીશે–લગભગ ૪૨૫ બોરડીઓને આંખો ચઢાવવા માટે કાપવામાં આવી છે. તેઓએ હાલનાં નવાં ડાળાં નાંખ્યાં છે અને આખ ચઢાવવાને લાયક આવતા પખવાડીયામાં તે બધા કુણગા તઇયાર થશે. આ કામ નવા ફીલ્ડમેન જેઓ નીમાયા છે તેઓ કરશે.

"એફ" બી ની વહેંચણી–શાકભાજી અને બીલાયતી ઘાસના બી ની માંગણીઓ આવી હતી અને તે પ્રમાણે બી પુરા પાડવામાં આવ્યા હતા. ફાર્મની નીપજના ચોકખા કપાસીઆનું આખા ગામોમાં વાવેતર કરવામાં આવે એ બાબત પ્રયત્ન કરવામાં આવે છે અને તેના અંગે ઓરડરો નોંધાય છે. અને આશા છે કે જો દરેક આખુ ગામ ઉપર પ્રમાણેનું ચોકખું ફાર્મનું બી લઈ આ કાર્ય ઉપાડે તો તેઓ એકજ જાતનો માલ નીપજાવી શકે તેથી તેમને તેમના માલનો ભાવ પણ સારો અને વધુ ઉપજે અને આખા તાલુકાનો પાક તેથી સુધરી જઇ આ તાલુકાના માલની કીર્તિ વધે.

"જી" કપાસને પાળા ઉપર ઉગાડવાની રીતઃ—સુરત ફાર્મના ત્રણ વરસના અનુભવ ઉપરથી એમ માલુમ પડયું છે કે પાળા ઉપર કપાસ વાવવાથી

મુલાકાતો—ઓનરેબલ મી૦ સી૦ વી૦ મ્હેતા, એમ. એ. એલ. એલ. બી. જેઓ મુંબઈ સરકારના ખેતીવાડી ખાતાના પ્રધાન છે તેઓએ મેનેજીંગ અને એડવાઈઝરી કમીટીના મેમ્બરોને અને મંડલના મુરબ્બીઓને તા ૨૩–૧–૨૩ ના રોજે મલવાને તસ્દી લીધી હતી. આ મીટીંગનો એહવાલ ટેબલ ઉપર મુકવામાં આવ્યો છે. મી એફ. જી. પ્રૅટ ઉતર વીભાગના કમીશનર સાહેબ અને, મી. એ એમ. મેકમીલન સુરત જીલ્લાના કલેકટર સાહેબે પણ આ મીટીંગમા હાજરી આપી હતી.

૧૯૨૨–૨૩ ના માટે ચુંટાયલા અમલદારોએ આ વર્ષ દરમ્યાન ઘણું ઉત્સાહ પુર્વક કામ કર્યું છે, આ પહેલુંજ વર્ષ હોવાથી મડલને ઘણી મુશ્કેલીઓમાથી પસાર થવુ પડયું હતુ. તેઓ બધા આજે રીટાયર થાય છે અને મંડલના કાયદાની ૧૭ મી કલમ પ્રમાણે આજરોજ નવા અમલદારો ચુટવા આપને વિનતી કરૂ છું રીટાયર થતા દરેક સભ્યોનો તેમણે આ મડલમાં ઉત્સાહ ભર્યો ભાગ લીધો છે તે બદલ તેમનો આભાર માનવાની આ તક લઉં છુ અને તેઓને હુ વીનંતી કરૂં છું કે ભવીષ્યમાં પણ તેઓ એટલાજ કાલજી અને ઉત્સાહથી મંડલને મદદ કરશે. રીટાયર થયેલા મેમ્બરો ફરી ચુટાવા લાયક છે.

વર્ષ દરમ્યાન મેનેજીંગ કમીટીએ કરેલા કામ સબંધી જનરલ સભા ની પરવાનગી મેળવવા વીશેઃ—આ મંડલના સભાસદોની જાણને માટે મેનેજીંગ કમીટીના કાર્યક્રમનો અહેવાલ ટેબલ ઉપર મુકવામાં આવ્યો છે. જોકે મેનેજીંગ કમીટીએ નીયમોને અનુસરીનેજ કામ કર્યું છે છતા પણ મંડળના ૨૧ માં કાયદા પ્રમાણે તેઓના દરેક કામ બાબત આ સભાની મંજુરી મેળવવી જોઇએ, અને હું આશા રાખું છુ કે તમો બધા તે કામો તપાસી મંજુર કરશો.

ગઇ સાલ તમોએ આ મડળનું નામ ચોરાસી તાલુકા ખેડુત મંડળ રાખ્યુ હતું પણ આવા મંડલો સંબંધમા એક સરકારી ઠરાવ થયો છે ને તે પ્રમાણે આ મરડલનુ નામ તમારી સંમતી મલશે એવી આશાથી, ચોર્યાસી તાલુકા ડેવલપમેન્ટ એસોસીએશન "ખેડુત મંડલ" સુરત એવું રાખવામાં આવ્યુ છે. અને હું આશા રાખું છુ કે તમો બધા તે બાબત મંજુર કરશો.

કાયદાઓમાં ફેરફાર—કામ કરતી વખતે મેનેજીંગ કમીટીને એવું માલમ પડયું હતું કે કાયદાઓમાં અમુક અમુક બાબતમાં કેટલાક ફેરફાર કરવાની જરૂર છે અને તેના અંગે વીચાર કરવા માટે તમારા આગલ પ્રોગ્રામ પ્રમાણે જુદી દરખાસ્ત મુકવામાં આવશે.

મે સુરત જીલ્લાના કલેકટર સાહેબ મી૦ એ૦ એમ૦ મેકગીલન.આઈ સી. એસ ના તેમની લાગણી ભરેલી મદદ આપવા બદલ તેમજ મડલના કાર્યમા જે ઉત્સાહ ભરેલો ભાગ તેઓ લે છે તેના બદલ, હુ આ મડલ તરફથી તેમનો આભાર માનુ છુ ખેતીવાડી અને કો-ઓપરેટીવ ખાતાના અમલદારોનો પણ હું આભાર માનું છુ કારણ કે તેમણે તો આ મડલે કઈ કઇ બાબતોમા પ્રવૃતી કરવી તે નક્કી કરી અને તેને પરીપુર્ણ કેવી રીતે કરવી તે બાબતમા અતીશય શ્રમ લીધો છે અને આ જગ્યાએ મારે કહેવુ જ જોઇએ કે આ વરસના કાર્યક્રમના ફતેહનો મોટો ભાગ તેમનેજ આભારી છે ચોર્યાસી તાલુકાના મામલતદાર સાહેબ મી૦ મણીભાઇ ગાડાભાઈ દેશાઇ, સરકલ ઇન્સપેકટર મી૦ છગનલાલ નરોતમદાસ અને મામલતદાર ઓફીસના કેટલાક કારકુનો તથા તલાટીઓએ સભાસદોની ફી વસુલ કરવામા મડળને ઘણી મોટી મદદ કરી છે તેથી મડલ તેમનો અતઃકરણ પુર્વક આભાર માને છે સુરતની ડીસ્ટ્રીકટ લોકલબોર્ડે ૧૯૨૩-૨૪ ની સાલ માટે મડળને રૂ ૩૦૦ ગ્રાટ આપી છે તે બદલ બોર્ડનો આભાર માનુ છુ. તમો બધાએ અમુલ્ય વખતનો ભોગ આપી અત્રે હાજરી આપી છે તેના માટે પણ હુ આપ સર્વેનો આભાર માનુ છુ છેવટમા કેટલાક સભાસદ અને બીન સભાસદો પછી તે આજે હાજર અથવા ગેર હાજર હોય તેઓ બધાનો તેમણે આજદીન સુધી મડલને જે જે મદદ કરી છે તે બદલમા આભાર માનુ છુ અને તેમને વીનતી કરૂ છુ કે આની માફકજ મડલ પ્રત્યે તેઓ કાયમ લાગણી રાખશે અને ભવીષ્યમા મડલને દરેક રીતની મદદ કરશે સુરત તા ૧૧ મે ૧૯૨૩

## ૧૯૨૩-૨૪,

### અદાજ આવક.

| | | |
|---|---|---|
| ૧ | રોકેલા ફડનુ વ્યાજ | ૨૫૦-૦-૦ |
| ૨ | સરકારી મડલ તરફથી બક્ષીસ | ૨૦૦-૦-૦ |
| ૩ | ખાનગી સભાસદોનુ લવાજમ | ૧૨૦૦-૦-૦ |
| ૪ | ખેતીના ઓજારોના ભાડાની આવક | ૨૫-૦-૦ |
| ૫ | પરચુરણ આવક બક્ષીસ વી૦ | ૨૦૦-૦-૦ |
| ૬ | સરકારી ગ્રાટ | ૧૦૦૦-૦-૦ |
| ૭ | લોકલ બોર્ડની ગ્રાટ | ૩૦૦-૦-૦ |
| | કુલ | ૩૧૭૫-૦-૦ |
| | ગયા સાલની શીલીક | ૪૫૦૫-૫-૭ |
| | કુલ | ૭૬૮૦-૫-૭ |

## અંદાજ ખર્ચ

| | | |
|---|---|---|
| ૧ નોકરના પગાર પેટે | | |
| "અ" શ્રી ડમેનનો પગાર માસીક રૂ ૬૦ પ્રમાણે | ૭૨૦–૦–૦ | |
| બ પટાવાનો રૂ. ૧૫ પ્રમાણે | ૧૮૦–૦–૦ | |
| | | ૯૦૦–૦–૦ |
| ૨ નોકરના ભથ્થા પેટે | | |
| 'અ' શ્રી ડમેનને માસીક ૧૦ ૩૦ પ્રમાણે | ૨૬૦–૦–૦ | |
| 'બ' શીપાઈને રૂ૦ ૬ પ્રમાણે | ૧૭૨–૦–૦ | |
| | | ૪૩૨–૦–૦ |
| ૩ | | |
| "અ" બીનુ ખર્ચ | ૫૦–૦–૦ | |
| "બ" ખાતર | ૫૦–૦–૦ | |
| "ક" ઓજારો | ૫૦૦–૦–૦ | |
| (ડ) દૂપરચુરણ | ૨૦૦–૦–૦ | |
| | | ૮૦૦–૦–૦ |
| ૪ કંટીજંટ ખર્ચ | | ૪૦૦–૦–૦ |
| | કુલ | ૨૫૩૨–૦–૦ |
| | તા૦ ૩૧—૩—૨૪ ને રોજ | ૫૧૪૮–૫–૭ |
| | કુલ મગવાયો | ૭૬૮૦–૫–૭ |

## ચોર્યાસી તાલુકા ડેવલપમેન્ટ એસોસીએશન,—સુરત.

### ૧૯૨૩-૨૪ સાલનું કાર્યક્રમ

૧ નીચે મુજબના હથીઆરો ચલાવી બતાવવા.

"અ" લોખંડી હલ.

સી ટી ૨ બી ટી ૬ મોનસુન, આઈ. એન. ડી. ટેકીંગ પ્લાઉ ન ૮ રીજીંગ પ્લાઉ

"બ" લોખંડી કોશ અને ચાક "ગરગડો"

"ક" ચાક કટર "કડબ કાપવાનો સંચો"

"ડ" પીનોઅર્સ "ઉપણવાના સંચા"

"ઇ" પ્લેનેટ જુનીયર હેન્ડ હો

"એફ" પ્લેનેટ જુનીયર બુલક હો

"જી" જુવાર મસલવાનો પથરનો રોલર

"એચ" નોરાગ થ્રેસર

"આઇ" નોરક્રોસ

"જે" ડીસ્ક હેરોઝ

૨ નીચેની ચીજો દાખલ કરવી અને પુરી પાડવી.

"અ" શાક તરકારીનું બી-સ્વીટ પીઝ, પીઝ "વટાણા" ફ્રેન્ચ બીન "ફણસી" અને બીજી બીનસ અને બીજા ચોમાસું ઇંગ્લીશ શાક તરકારીના બી.

"બ" નવા પાક-ચકોલાબાજરી, ૧૦૨૭ એનું કપાસ બી. સરકારી ફાર્મનુ સારી જાતનુ જુવારનુ બી. મુગફલી અને બાતની સારી જાતોના બી

"ક" સારી જાતના આંબા અને ચીકુની કલમો.

"ડી" ખાતર-કપાસ અને જુવારની હારોમાં સણના લીલા ખાતર તરીકે ઉગાડવાનો પ્રચાર કરવો

"ઇ" ખેતીવાડીના સુધરેલી જાતના ઓજારો ભાડે અને વેચેથી આપવા.

"એફ" મોરથુથાના પડીકા પુરા પાડવા

"જી" બોરની કલમો કરવી.

"એચ" કપાસને જુવારનુ પાલીઆ ઉપર વૃાવેતર કરવાની પધ્ધતીનો પ્રચાર કરવો અને તેના અંગે રીજીંગ પ્લાઉ પુરા પાડવા.

૩ લોકો.ને ખજુરી તથા તાડના રસમાથી ગોલ બનાવવા માટે સલાહ તથા મદદ આપવી.

૪ આ તાલુકામાં જુદી જુદી જાતની જુવાર જુદી જુદી જાતની જમીનમાં તાલુકામા કયાં કયા ઉગે છે તેની તપાસ કરવી

૫ તાલુકામાં લોકો બીનો સંગ્રહ કેવી રીતે કરે છે તે બાબત તજવીજ કરવી.

૬ જુવાર વહાડી લીધા પછી ખેતરોમાં કરબ ફેરવી ખુંપરાં કાઢી નાંખવા લોકોને સમજુત આપવી જેથી જુવાર અંદર ગાડરી નામનો કીડો પડે નહીં.

૭ જંતુનાશક ઔષધીઓનો પ્રચાર-જુવારને મોરથુથાના પાણીમાં આંથઓ

અટકાવવાને ધોવી મોવા પડે છે તેને માટે કેરોસીન ઇમલસન વાપરવું મરચીને કોકડાનો રોગ આવે છે તેને માટે ચુનો અને ગંધકનું મીશ્રણ વાપરવુ. ડુકકરો તથા શીયાળોનો નાશ કરવા ઝેરનો ઉપયોગ કરવો. ઈનક્રોસેપોલ અને રોઝીન વોશ ખાટા લીંબુ ઉપર માર્લીવાગસ નામનો રોગ પડે છે તેના માટે વાપરવા.

૮ ઘર ગથુ ઉદ્યગ એટલે કે હાથે કાતવાનો તથા વણવાનો ધંધો શીખવવા પ્રયત્ન કરવો.

૯ ઢોરની ઓલાદ સુધારવી.

૧૦ પ્રદર્શનો તથા પ્રાત્યક્ષીકો ભરવાં.

૧૧ બીને માટે ડીપો ખોલવી જેથી કરી ચોકખા કપાસના તથા બીજા બી પુરા પાડવાનુ બની શકે

૧૨ તાલુકામા જુદી જુદી જગ્યાએ એગ્રીકલચર સરવે તથા એડવાઇઝરી કમીટીની સલાહ મુજબ ખેતીવાડીની ખીલવણી અંગે, નોન ક્રેડીટ સહકારી સોસાઇટીઓ, જેવી કે, શાક ભાજી વેચવાની સોસાયટી, બી ખાતર તથા હથીઆર પુરા પાડવાની સોસાઇટીઓ, રૂ તથા રૂકપાસના વેચાણ માટે સોસાઇટીઓ સ્થાપન કરવી

૧૩ લોકોને નડતી અડચણો દુર કરવા વીશે–ઢોરને પાણી પીવા માટે તથા તુલને ઉપયોગમા આવે તેવા તલાવો દુરસ્ત કરાવવા તજવીજ કરવી. તાપી પારના આ તાલુકાના ગામના લોકોને માલ લાવવા લઇ જવા માટે નદી ઓલગંવા સપાટ તલીઆવાલી હોડીઓનો ઉપયોગ કરવા તજવીજ કરવી. ખેડુતોને મજુરો સંબધી પડતી અડચણો દુર કરવા પ્રયત્ન કરવો.

૧૪ સારી જાતના આંબા ચીકુ તથા બીજી જાતના ફલ તથા ફુલોના ઝાડની કલમો બનાવવા માટે એક નરસરી કાઢવા પ્રયાસ કરવો.



# વેદમાં ખેતી.



શ્રી ગુજરાત ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગ ત્રિમાસિકના પ્રેમી પાઠકોની સેવામાં ખેતી અને સહકાર્ય સંબંધી ભિન્ન ભિન્ન વિષયો અનેક વિદ્વાન લેખકો તરફથી આજ સુધીમાં ઉપસ્થિત થયલા છે. તે પૈકી શ્રીયુત ચીમનલાલ હરદેરામનું શુભ નામ અત્રે સ્મરણ થયા સિવાય રહેતુ નથી. આ ભાઇએ ત્રૈમાસીકની પ્રારંભિક અને યુવાવસ્થામાં જે અનન્ય સેવા બજાવી છે તે કદી વિસરી શકાય એમ નથી અને આજ વૃધાવસ્થાને લીધે એમની સેવાની પડેલી ખોટ હજી સુધી પુરી શકાઇ એમ નથી એમ મારે જાહેર કરવું પડે છે.

રા૦ ચીમનલાલભાઇએ ત્રિમાસીકના જાનેવારી ૧૯૧૬ ના અંકમાં "યજુર વેદ અને કૃષિ વિદ્યા" એ વિષય ઉપર એક ટુંક પણ મનન કરવા યોગ્ય પ્રસ્તાવ લખેલા છે. એમની ઇચ્છા એવી હતી કે સંસ્કૃત પુસ્તકો ઉપરથી કૃષિ શાસ્ત્ર ઉપર જેટલું અજવાળું પાડી શકાય તેટલુ પણ ઓછુ છે. સંસ્કૃત ગ્રંથોમાં કોઇ પણ શાસ્ત્રીય (Tcientific) વિષય ઉપર મુળ રૂપે (Elementary) ઉલ્લેખ કરેલા જોવામાં અવશ્ય આવે છે. કૃષિ વિદ્યા ઉપર પણ વિસ્તૃત સંસ્કૃત સાહિત્યમાંથી અભ્યાસી વર્ગને યોગ્ય વાંચન મળી આવે છે. એ રા૦ ચીમનલાલના લેખ ઉપરથી તેમજ હવે પછી જે લખવામાં આવશે તે ઉપરથી પાઠકવૃંદના લક્ષ્યમાં આવ્યા સીવાઇ રહેશે નહીં.

રા૦ ચીમનલાલભાઇના સદરહુ લેખમાં નીચેના વાકયો ઉધૃત કર્યા સીવાય ચાલે એમ નથી.—"યુરોપ અમેરીકાના કૃષિ શાસ્ત્ર તરફ હાલમાં ઘણો આધાર રાખવો પડે છે. તેની સાથે આપણા પુરાણા ગ્રંથોમાં સમાયલુ આ શાસ્ત્ર બહાર લાવવામાં આવે તો આ દેશને ઘણુ અનુકુળ થઇ પડે, એટલુ જ નહીં પણ લોકોના મન ઉપર તેની છાપ જલદી પડે. માટે સંસ્કૃતના ઉત્તમ જ્ઞાનવાન વીદ્વાનોને ફરી વીજ્ઞાપન્ન કરવામાં આવે છે કે આપણા શાસ્ત્રોમાથી કૃષી વીદ્યાનો સંગ્રહ કરી પ્રજાના ઉપયોગ માટે બહાર લાવવા તેઓ તરફથી બનતો પ્રયાસ થશે તો પ્રજા ઉપર મોટો ઉપકાર થશે."

રા૦ ચીમનલાલભાઇની આ ઇચ્છાનો અમલ આજ સુધીમાં ત્યાર બાદ કરવામાં આવ્યો હોય એમ જણાતું નથી. એનું કારણ કદાચ એમ હોય કે હાલમાં આપણા કૃષી વીદ્યાના અભ્યાસી નીષ્ણાતોનું લક્ષ પ્રાચીન પુસ્તકો તરફ નથી પરંતુ મને તો એમ આવશ્યક જણાય છે કે એ ભાઇની સેવાનો બદલો આપણે એમનો સ્તુત્ય પ્રયાસ ચાલુ રાખીનેજ ઉત્તમ રીતે આપી શકીએ

છીએ. તેમાં વળી જ્યારે મારી છેલ્લી મુલાકાતમાં એમના ઉદ્ગારો સાંભળ્યા ત્યારે તો એમજ લાગી આવ્યું કે એ બાબત મારે પ્રથમ ઉચકી લેવી.

આટલું પ્રસ્તાવ રૂપે નીવેદન કરવાનું ઉચીત લાગ્યું તેથી લખવું પડયું છે અને હવે આપણે મુળ વીષય ઉપર આવીશું.

પ્રથમ મારે જણાવી દેવું જોઈએ કે હું પોતે સંસ્કૃત જાણતો નથી. એટલે આ વીષય ઉપર સ્વતંત્ર રીતે ચર્ચા કરવાને હું અશક્ત છું. જેમ રા૦ ચીમનલાલભાઈ પ્રજ્ઞનીષ્ટ સ્વામીશ્રી વીક્રમાતીર્થના ઋણી છે તેમ હું પણ હવે જે લખીશ તેને માટે શ્રી પંડીત શ્રીપાદ દામોદર સાતવલેકરના મુળ હીંદી લેખનો અત્યંત આભારી છું.

## (૧) ખેતીનું મહત્વ.

"ભુમી" હમારી સર્વેની માતા છે. એ માતાની ઉપાસના કરવાનું નામ "ખેતી" છે. ખેડુત સાલભર પોતાની માતૃભુમીની સેવા કરે છે. તેથી માતા પ્રસન્ન થઇ એને વીવીધ પ્રકારનું અન્ન અને પેય ( Food & Drink ) આપે છે. આ માતા અને પુત્રનો સંબધ વેદમા પ્રસીધ્ધ છે.

માતા ભૂમિ પુત્રો હં પૃથિવ્યા અથર્વ ૧૨ | ૧ | ૧૨

"ભુમી મારી માતા છે અને હું એનો પુત્ર છું" આ વાત વેદમાં સ્પષ્ટ છે મનુષ્ય સેંકડો વ્યવસાય ( Profession ) કરે છે પરંતુ "ખેતી કરવી" એ વ્યવસાય મનુષ્ય માટે ઉત્તમ છે. કારણ કે આ વ્યવસાયથી ખાદ્ય અને પેયની ઉત્પતી થાય છે અને વસ્ત્ર પ્રાપ્તીનું મુળ સાધન કપાસ પણ એ ખેતીમાંથીજ મળે છે. તાત્પર્ય "અન્ન અને વસ્ત્ર ' નુ સાધન કૃષીમાં છે મનુષ્ય માત્રને માટે અન્ય પદાર્થ મળે કે નહી મળે પણ એને માટે સૌથી પ્રથમ અન્ન અને અન્ન પ્રાપ્ત થયા પછી લજ્જા નીવારણ માટે વસ્ત્ર જોઇએ. ખેતીથી આ વસ્તુઓની પ્રાપ્તી થાય છે આટલાં માટે મનુષ્યની અસ્તિત્વની દ્રષ્ટીએ પણ ખેતી પ્રધાન વ્યવસાય છે સજ્જન લોક કહે પણ છે કે "ઉત્તમ ખેતી મધ્યમ વ્યાપાર, અને કનીષ્ટ નોકરી" જો કે પરતંત્રામાં નોકરનું સન્માન અધીક માનવામાં આવે છે પરંતુ સ્વતંત્ર મનોદશામાં નોકરીનો કનીષ્ટ દરજ્જોજ મનાય છે. આ પ્રમાણે ખેતીનું મહત્વ છે તો ખેતીના વીષયમાં વેદ શું કહે છે એનો વીચાર કરવાનો છે. જુઓ વેદ આજ્ઞા આપે છે કેઃ—

## (૨) જુગાર અને ખેતી.

અક્ષૈર્માદીવ્ય : કૃષિમિત્કૃષસ્વ,
વિ તેમમ્ય બહુ મન્ય માન ઋ ૧૦-૩૮-૧૨

(૧) અક્ષૈ માદીવ્ય—જુગાર નહીં' ખેલ
(૨) કૃષિમિત્ કૃષસ્વ—ખેતી નિશ્ચય પણે કર.
(૩) બહુ મન્યમાન વિત્તે રમસ્વ—આ પ્રકારે પ્રાપ્ત કરેલું ધન ઘણું માની આનંદ કર.

અર્થાત્ જુગાર ખેલવાથી ઘણું મળશે, એટલું ધન ખેતીમા નહી મળે એવા ખ્યાલથી ખેતી કરવી છોડી જુગારમા ધ્યાન નહી લગાવ એવો વેદનો આદેશ છે. જુગાર સટો રમવો વિગેરે દુષ્ટ વ્યસનોમા ઘણા લોક પોતાનો નાશ કરે છે એ ઘણું ખરાબ છે. માટે કોઈ જુગાર ન રમે પરંતુ સર્વ લોક દુષ્ટ વ્યસનોથી દુર રહે અને ખેતી કરી જે મળે એમા સતુષ્ટ રહે. તાત્પર્ય એ કે જે કાંઇ સીધા વહેવારથી મળે એમાજ આનંદ માની પ્રેમથી રહો ઉપલા મંત્રમાં

"કૃષિ કૃષસ્વ"

"ખેતી કર" આવી આજ્ઞા વેદ આપી રહ્યા છે. તથા વિશેષમાં જુઓ.

કૃષન્નિત્ ફાલ આશીરં કૃણોતિ,
યન્ન ધ્વાનમ પવૃક્તે ચરિત્રૈ | ઋ ૧૦-૧૧૭-૭

(૧) ફાલ કૃષન્ ઇત્ આશિત કૃણોતિ | હલનુ ફાળ ભુમિની ખેડ કરી ભક્ષ્ય અન્ન ઉત્પન્ન કરે છે.
(૨) યત્ ચરિત્રૈ અધ્વન અપ વૃક્તે | ચાલવા વાળોજ પોતાના પગ વડે માર્ગ સમાપ્ત કરે છે.

આ પ્રમાણે પુરૂષાર્થની શ્રેષ્ઠતાનું વર્ણન કરતા વેદ કહે છે કે "હળ ચલાવી ખેતી કરવાથીજ ધાન્ય મળે છે" આવું ખેતીનું મહત્વ છે. આટલા માટે કહ્યું છે કે:—

(૩) કલ્યાણ કારક હળ

શુન ન ફાલ વિકૃષન્તુ ભૂમિ,
શુન કીનાશા અભિયન્તુ વાહૈ ॥
શુન પર્જન્યો મધુના પયોભિ
શુન સીરા શુન મસ્માસુ ધત્તમ્ ॥ ઋ ૪-૫૭-૮

(૧) ફાલા ન ભૂમિ શુને વિકૃષન્તુ | હળ હમારી ભુમીની ખેતી સારી રીત કરે
(૨) કીનાશા વાહૈ શુન અભિયન્તુ | ખેડુત બળદની સાથે ખુશીથી ચાલે.
(૩) પર્જન્ય મધુના પયાભિ શુનં | પર્જન્ય ઉતમ પ્રકારની વૃષ્ટિ કરી હમારૂ કલ્યાણ કરે
(૪) શુના સીરૌ અસ્માસુ શુન ધત્ત | તાત્પર્ય હળ અને ફાર અમારી અંદર આહ્લાદ ધારણ કરે.

આ મંત્રનો શુન શબ્દ જેવી રીતે હળનો વાચક છે તેવીજ રીતે "પવિત્રતા, કલ્યાણ, સુખ, આનંદ, ઉન્નતિ, વિજય, મંગળ, પ્રગતિ (Success, Welfare, Prosperity) નો વાચક છે. જે શબ્દનો અર્થ હળ થાય છે એનોજ અર્થ કલ્યાણ થાય છે. આ એકજ વિશેષતાનો વિચાર કરવાથી સુગમતાથી માલુમ પડી આવે છે કે વેદના મત પ્રમાણે ખેતીનું મહત્વ કેટલું છે. મનુષ્ય જાત નું જો કોઈ પણ રીતે સાચું કલ્યાણ થઈ શકતું હોય તો તે :માત્ર ખેતીથી અગર હળથીજ થઇ શકે છે. આ હેતુથી પુર્વોકત મંત્રમાં કહ્યું છે કે " હળ નું ફાર ખેતી કરી મને આનંદ આપો, ખેડુત બળદની સાથે ખેતીમાં કામ કરી સુખી રહે, પર્જન્ય મીઠા પાણીની વૃષ્ઠિ કરી મનુષ્યને સુખી કરો, અર્થાત હળ અને ફાર એ બે દેવો મનુષ્યને સુખી કરે. તાત્પર્ય મનુષ્યને સાચુ સુખ દેવા વાળા આ બે દેવો હળ અને ફાર છે. આ મંત્ર યજુર્વેદ માં નીચે પ્રમાણે છે.

શુનં સુફાલા વિકૃષન્તુ ભૂમિં શુનં કીનાશા અભિયન્તુ વાહૈ

શુના સીરા હવિષા તોશમાના સુપિપ્પલા ઓષધી કર્તનાસ્મૈ ॥ યજુ ૧૨ | ૬૯

શુનં સુફાલા વિતુદન્તુ ભૂમિં શુનં કીનાશા અનુયન્તુ વાહાન્ અથર્વ ૩ ૧૭ | ૫

(૧) ઉત્તમ ફાર ભુમીની ઉત્તમ ખેતી કરે.

(૨) ખેડુત બળદોની સાથે આનંદથી ખેતી કરવા જાય.

(૩) હળ અને ફાર હવિથી સંતુષ્ટ થઇ એને માટે ઉત્તમ ફળવાળી વનસ્પતી આપે.

આ મંત્રમાં હળ અને ફારની સાથે મનુષ્યના કલ્યાણનો સંબંધ સ્પષ્ટ તો પુર્વક બતાવવામાં આવ્યો છે.

## (૪) કૃષિની છુંદ

કૃષિ શ્ચ્છંદો હિરણ્યં છંદો ગૌશ્છંદો અજાશ્છંદો અશ્વશ્છંદઃ યજુ=૧૪ | ૧૯

"કૃષી, સુવર્ણ ગો, બકરી, ઘોડા છંદ છે." અર્થાત્ મનુષ્યોને આ છંદ રીવા નાદ રહે છે, આવી છુંદ રહે છે કે (૧) પઇસા, ધન, સોનું આદી પોતાની પાસે રહે (૨) ઘોડા, ગાયો અને બકરીઓ ઉત્તમમાં ઉત્તમ પોતાની પાસે રહે (૩) અને ખેતી કરીને પુષ્કળ ધન, ધાન્ય પ્રાપ્ત કરે અર્થાત આવી રીતે હું સુખી થઈ જાઉ એવી મનુષ્યોને છંદ રહે છે. મનુષ્ય એમ કહે છે કે

કૃષિશ્ચમે વૃષ્ટિશ્ચ મે જૈત્રંમચ ઔદ્ભિદ્યંચમે યજ્ઞેન કલ્પન્તામ્ ॥ યજુ ૧૮ | ૯

"મારી ખેતી, વૃષ્ટી, વીજય, અને ઉન્નતીઓ સર્વે યજ્ઞ વડે વધો." મનુષ્યને આવી ઇચ્છા હોવી તદન સ્વભાવીક છે. માટે કહયુ છે કે:—

સુક્ષ્યા કૃષિ કૃષિ યજુ । ૪ | ૧૦ ॥

" ઉતમ ફલ અથવા ધાન્ય સુક્ત ખેતી કર " અર્થાત એવી ખેતી કર કે જેના વડે ઉત્તમ ધાન્યજ ઉત્પન્ન થાય, તાત્પર્ય તમાકુ, ભાંગ, અફીણ આદિની ખેતી કરી પોતાનો અને બીજાનો નાશ કરવા વાળા પદાર્થ ઉત્પન્ન ન કર અને જગતના સહારનો હેતુ ના બન આ પ્રમાણે વેદની આજ્ઞા છે. કારણ કે ખેતી મંગળ કરવા વાળી હોવી જોઇએ નહિ કે નાશનો હેતુ જુઓ

શુન વાહા શુન નર શુન કૃષતુ લાંગલ | શુનં વસ્ત્રા બધ્યન્તા શુનમષ્ટ્રા મુદિંગય ॥

અથર્વ ૩ । ૧૭ । ૬

" બળદ ખેડુત, અને હળ આનંદથી ખેતી કરે, આનંદ પુર્વક હળ જોડે, અને આનંદથી ચાબુક ચલાવે " સઘળું કામ આનંદથી એટલા માટે તમાકુ, ભાંગ, અફીણ, ગાંજા આદિની ખેતીમા ઉત્પતિ કરવી એ બહુજ ખ રાબ અને પાપમય છે. કારણ કે આ પદાર્થોથી આખરમા મંગળ થતું નથી. જે લોક આ પદાર્થોનું સેવન કરે છે તેઓ પોતાના સંતાન સાથે ક્ષીણ અને રોગી થઇ જાય છે.

## (૫) રાજાનુ કર્તવ્ય.

રાજા પોતાના રાષ્ટ્રમા ઉતમ પ્રકારની ખેતીમાં વધારો કરે એ વિષય મા નિચે મંત્ર જુઓ:—

નો રાજા નિકૃષિ તનોતુ | અથર્વ ૩ | ૨૨ | ૪

" હમારા રાજા કૃષિને વિશેષ પ્રકારે વધારે અર્થાત જે પદાર્થ મનુષ્યના આરોગ્ય માટે લાભદાયક હોય છે એવા પદાર્થની ખેતી વધારવા માટે રાજા પોતાની પ્રજામા ઉત્સાહ ઉત્પન્ન કરે કારણ કે ધાન્યાદિ પદાર્થજ મનુષ્યનું જીવન છે એટલા માટે જીવનનેજ વધારવા વાળા પદાર્થજ જેવા કે ફળ, ફુલ, કંદ, મુળ, ધાન્ય આદી કૃષિથી વધારવા યોગ્ય છે. જુઓ:—

## (૬) કૃષિમા આત્મીક જીવન શકતી.

સોર ક્રામત્ સા મનુષ્યા ના ગચ્છત્
તા મનુષ્યા ઉપાહ્વ યન્તે રાવત્યે હીતિ ॥ ૯ ॥
તસ્યા મનુ વૈં વસ્ય તો વત્સ આસીત્ પૃથિવી પાત્રમ્ ॥ ૧૦ ॥
તા પૃથી વૈન્યો ધોક તા કૃષિ ચ સસ્ય ચા ધોક્ ॥ ૧૧ ॥
તે કૃષિ સસ્ય ચ મનુષ્યા ઉપજીવન્તિ ॥ ૧૨ ॥ અથર્વ ૮ | ૧૦ | ૪

"(૧) એની ઉન્નતિ થઇ, પશ્ચાત એ શકિત મનુષ્ય પાસે આવી ગઇ.

(૨) એને મનુષ્યોએ હાકલ મારી અને કહ્યું કે "હે (ઇરાવતિ) અની સુદર્ત શકિત, અહી અમારી પાસે આવો.

(૩) વઈવસ્વત મનુ એનો પુત્ર હતો અને પૃથ્વી દુધ દોહવાનુ પાત્ર હતુ.

(૪) આ શકિતનું દોહન વઈન્ય પૃથુએ કીધુ, એનુજ દોહન કરી એણે ધાન્ય આદી ઉત્પન્ન કર્યું.

(૫) આજ કૃષિ અને ધાન્ય ઉપર મનુષ્ય જીવીન રહે છે.

જે શકિત વિકાસને પ્રાપ્ત થઇ રહી છે, તે ધાન્ય રૂપથી હમને મળી રહી છે. મનુષ્ય કૃષિ કરીને ભુમીનુ દોહન કરે છે અને ફળ, ફુલ, ધાન્યાદી પ્રાપ્ત કરીને જીવીત રહે છે એટલા માટે મનુષ્યને ઉચીત છે કે એ આ ધાન્યાદીને સાધારણ જડ દ્રષ્ટીથી ન જુએ અને એવી દ્રષ્ટીથી ધાન્યાદી ઉત્પન્ન કરે અને એવીજ દ્રષ્ટીથી ધાન્યાદીનુ સેવન કરે જ્યારે મનુષ્યમા આવી દ્રષ્ટી જીવીત અને જાગ્રત થઇ જશે ત્યારે ભાગ ગાજાદી ઘાતક પદાર્થ કોણ શા માટે અને કોને માટે ઉત્પન્ન કરશે આ વઇદીક સભ્યતા ( Civili sation ) છે જે કહે છે કે ધાન્યાદી ઉત્પન્ન કરવાના સમયમા પણ એક વીશેષ દ્રષ્ટી ધાર્મિક રાખો આ દ્રષ્ટી દ્વારા પણ વઇદીક સભ્યતા જનતામા શુભ મંગળમય ભાવ સ્થિર કરવા ચાહે છે તાત્પર્ય ખેતી કરવાના વખતે સર્વે જગતના હિતની ભાવના મનમા જાગૃત રહેવી જોઇએ અને આવીજ દ્રષ્ટીથી યોગ્ય પદાર્થની યોગ્ય રીતિથી ઉત્પત્તિ કરવી જોઇએ આ વિષયમા વધુ જુઓ —

(૭) ભુમીનુ દુધ

યદ શ્નાસિ યત્પિ બસિધાન્ય કૃષ્યા પય ।

યદા ધ મદના ધ સર્વ તે અન્ન અવિષ કૃણોમિ ॥ અથર્વ ૮ | ૨ | ૧૯

જેનુ ખાય છે અને જેનુ પીએ છે, તે ધાન્ય કૃષિનુજ દુધ છે જે ભક્ષ્ય અને અભક્ષ્ય તારૂં અન્ન છે તે સઘળુ હુ વિષ રહીત કરૂ છુ આ મંત્રમા સ્પષ્ટ કહયુ છે કે જે કોઇ મનુષ્ય ખાય છે અને પીએ છે તે આ ભુમીનુજ દુધ છે આ ધાન્ય આ સમયે ખાવાના કામમા આવે કે ન આવે એ સઘળુ વિષ રહીત હોવુ જોઇએ અર્થાત જે પદાર્થ ભુમીમાથી કૃષિદ્વારા પ્રાપ્ત કરવામા આવે તે વીષ રહીત હોવો જોઇએ ઉત્પન્ન કર્યા પછી એને એવી રીતે રાખવા જોઇએ કે જેથી એમા વીષ ઉત્પન્ન ન થાય તથા પાછળથી જ્યારે એને ખાવા માટે રાંધવામા આવે ત્યારે પણ એની યોગ્ય રીતીએ સંસ્કાર થવા જોઇએ કે એમા વીષ ઉત્પન્ન ન થાય ખાનપાન દ્વારા વિષ શરીરમા જાય છે અને વીવીધ રકમ ઉત્પન્ન થાય છે એટલા માટે વેદ આ પ્રમાણે સાવધાનીની સુચના દરેકને આપી છે તાત્પર્ય ભુમી રૂપી ગઉનું દુધ એજ ધાન્ય છે. એને યોગ્ય રીતીથી ઉત્પન્ન કરી, સાચવી, મનુષ્ય માત્રનુ

સુખ વધારવું જોઇએ તથા અફીણ ગાંજાદી વીષ રૂપ પદાર્થ ઉત્પન્ન કરવા કદાપી ચોગ્ય નથી કારણ કે આ વીષ રૂપ પદાર્થોથી મનુષ્ય માત્રની બીમારી વધે છે. મનુષ્ય જે ભુમીને પ્રાપ્ત કરે છે અને કૃષી ખાદી કરે છે એ પોતાની ઉન્નતી માટેજ છે. આ વિષયમાં વેદ આગળ કહે છે કેઃ—

(૮) કૃષિના ગણ.

આયુષે ત્વા વર્ચસે ત્વા કૃષ્યૈ ત્વા ક્ષેમાય ત્વા | યજુ૧૪ | ૨૨ |
કૃષ્યૈ ત્વા ક્ષેમાય ત્વા રય્યૈ ત્વા પોષાયત્વા ।। યજુ ૯ | ૨૨

"હે ભુમી ! હમે સર્વ તને પ્રાપ્ત કરી કૃષી કરી રહયા છીએ તે દીર્ઘ આયુ, તેજ, ક્ષેમ, અર્થાત સુખ, પુષ્ટી અને ધન પ્રાપ્ત કરવા માટેજ છે. આ મંત્રમાં કૃષિના સહચારી ગણ જોવા ચોગ્ય છે. "કૃષી, આયુ, વર્ચ, પોષ, રયી" એ કૃષિ ગણ છે. આથી ધ્વનીત થઇ શકે છે કે પુષ્ટી તેજ નીરોગતા, અને દીર્ઘ આયુ જેના વડે પ્રાપ્ત થઇ શકે છે એવા ધાન્યાદી પદાર્થ કૃષિમાં ઉત્પન્ન કરવા જોઇએ. (અપુર્ણ)

કલ્યાણજી-દેવાભાઈ નાયક.

---

# શાકભાજી તથા ફ્લાઉ ઝાડના બગીચાથી થતા ફાયદા, અને ટુંક નોંધ.

( ગતાંક જાન્યુઆરીથી ચાલુ )

ગયા અંકોમાં કેટલાંક શાકભાજી તથા ફલાઉ ઝાડનું વર્ણન આપવામાં આવ્યુ છે તેના અનુસધાનમાં કેટલાકનું વર્ણન આ સાથે આપવામાં આવે છે.

## બટાટા.

બટાટાને માટે સારી કસદાર, ગોરાડુ જમીન જોઇએ. ચીકણી જમીનમાં સારા થતા નથી. જે ખેતરમાં બટાટાનો પાક લેવો હોય તે ખેતરમાં પુષ્કળ છાણીઉ ખાતર નાખી હળ તથા કરબડીથી પુષ્કળ ખેડ કરી જમીન તઇયાર કરવી. આ પાક કુવેતરનો હોવાથી તઇયાર કરેલી જમીનમાં મરીઆં પાડી આશરે દશ ફુટ ચોરસ માપના કયારા કરવા તેમા હાથેથી અથવા પવડાથી કયારાના ભાગનાજ નાના નાના પાળા કરવા.

ભાદરવા—આસો માસમાં સારી જાતના બટાટા બી તરીકે પસંદ કરવા (બજારનું બી લાવવું નહીં કારણ કે તેમાં જંતુ હોવા સંભવે છે.)

તેની આંખો પ્રમાણે નાના નાના કકડા કાપી કાઢવા, અને તે કયારાની અંદર પાડેલી નાની નાની પાળી ઉપર આશરે સાત આઠ ઇંચને અંતરે આવે એમ રોપવા પછી પાણી મુકવું. બટાટાની સારી જાતોમાં ઇટાલીયન બટાટા ઠીક ગણાય છે તે મળે તો મેળવવું. (ખેતીવાડી ખાતાના સરકારી ફાર્મમાં પુરેથી લાવની તથા મળશે કે નહી તેની ખબર મળશે) ઉગી નીકળ્યા બાદ પણ અઠવાડીએ અથવા હવાના ભેજ ઉપર આધાર રાખી દશ દીવસે પાણી આપવું બટાટાના પાકને રાખોડીનું તેમ સુરાખારનુ ખાતર ઘણું ફાયદા કારક છે. માટે તેનો ઉપયોગ કરવો તેમ કૃત્રીમ ખાતર (ગંદુ ખાતર) ઘણું જ ફાયદા કારક નીવડેલુ છે. તો જે સ્થળે તે મળી શકે તેમણે ઉપયોગમાં લેવુ. એમ દાખલા ઈટલીમાં બાઠામા બટાટા ઘણા પાકે છે તે સ્થળના લોકો એલુ ખાતર વધારે વાપરે છે. બટાટાના પાકનો બંગડી નામનો રોગ લાગુ પડે છે તે છોડમાં બટાટા બધાએલા હોય તેમાના અમુક અમુક મુદ્દતે તપાસી કાપી જોવાથી માલમ પડે છે. તેમ થએલુ લાગે તો પાણી સાથે થાળામા ચુનો મુકવો બટાટાનો પાક દર વીઘે ૨૦૦ સુધી લઇ શકાય. એ આધાર જમીન, ખાતર અને જમીનની કેળવણી ઉપર રાખે છે વધુ માહીતી માટે દર જીલ્લે ખેતીવાડી ખાતાના ઓવરશીયર સાહેબ રહે છે તેમને યા કોઇ પણ સરકારી ફાર્મના સુપ્રીન્ટેન્ડેન્ટને યા મને લખવાથી આપવામાં આવશે.

## શકરીઆં

શકરીઆનો પાક ગમે તેવી જમીનમાંથી લઇ શકાય છે આ પાક બાગાયત જમીનમા લઇ શકાય છે, માટે આ જમીનને પુષ્કળ ખેડી તેમા દર વીઘે ૪૦–૪૫ ગાડા છાણીઉં ખાતર નાખવું. અને પોચી કરવી. પછી આશરે આઠ દશ ફુટને અંતરે ચાસ પાડી હાથથી કયારા કરવા રોપવામાં આગલા વરસના વેલા કામમાં લેવાય છે તે વેલા ઘણા ખરાં મોટા ગામોમા કાછીઆની વાડીએ મળી શકે છે. તે વેલાના દરેક કકડે બણ ત્રણ આંખો આવે એમ ટુકડા કરવા થડમાનો કઠણ વેલો તથા ટોચનો કુમાલો વેલો ઉપયોગમાં લેવો નહી. પછી તે ટુકડાની બબ્બે આંખો જમીનમાં દબાય એમ આશરે સાત આઠ ઈંચને અંતરે રોપવા અને પછી પાણી મુકવું. રૂતુ ઉપર આધાર રાખી છ દીવસે, આઠ દીવસે યા દશ દશ દીવસે પાણી મુકવું. આને પણ રાખોડીનું ખાતર ફાયદાકારક નીવડેલું છે. નાના ગામ પછાતના ગામોના ખેડુતો કે જેને કુવાનું સાધન હોય તે જો શકરીઆનો પાક લે તો ગામડામા આને ફાયદો સારો મળે, કારણ કે ઘણીવાર શિવરાત્રી ઉપર અથવા તે પહેલા અનાજને માટે યા બે બાર અનાજ લઇ આપવામાં આવે છે. આ ફાયદો રોકડ

મ્ણા કરતા વધી પડે છે. આ પાક ચોમાસામાં કરવો હોય તો જમીન રેતી મિશ્રિત (રેતવી) હશે તો ઠીક પડશે; કારણ કે વરસાદનુ પાણી પણ પડેજ અને તે વાનાઈ રહે તો વેલા કોહી જવા ભરાવ રહે છે. વેલાના થડમાથી છોડ પીળા પડી જઈ પાન પણ પીળા થઇ જાય એટલે તરતજ શકરીઆં ખોદી કાઢવા, અને બજારમાં લઇ જઈ વેચવાં.

## હલદર.

હલદરનો પાક પણ કુવેતર કોઈ બાગાયત જમીનમાંજ લઈ શકાય છે. માટે પુષ્કળ છાણીઉ ખાતર (દર વીઘે ૪૦-૪૫ ગાડા) નાખી પુષ્કળ ખેડ કરવી, અને પાણી કુડી ઓરવી પછી કયારા કરવા. ૧૨'×૮' માપના કયા રા ઠીક પડશે હલદરની ગાઠો જેઠ માસમા (અંગ્રેજી મે માસમા) આશરે છ છ ઇચને અંતરે રોપવી. દરેક હાર વચ્ચે પણ આશરે ૧૦ ઇચ જેટલી જગા રાખવી

ગાઠો રોપ્યા પછી પાણી મુકવું કેટલાક બગીચાવાળા આદુ અને હલદર ભેગી રોપે છે એ પણ ઠીક છે, આ પાકને માટે રેતવી જમીન ઠીક ગણાશે છોડ પીળા પડી જઇ પદડા સુકાતા માલમ પડે એટલે હલદર ખોદી કાઢવી લીલી હળદર વેચવી હોય તો બજારે લઈ જવી પરતુ લીલી કરતાં ઘણીવાર સુકીનો ભાવ ઘણો સારો આવે છે તો તવે પ્રસગે સુકી કરવી એ સારું છે. તે નીચે પ્રમાણે કરી શકાય

પાકી થએથી કાઢી લઈ પિલી હલદરને લોઢાના તાવડામા નાંખી બાફી કાઢવી; પછી તેને નતરવા દઇ (કોરા પાડીને) બજારની સુકી હલદર દળેલી હોય તે બાફેલી હલદર ઉપર છાટી લાકડાના પાવડાથી ઉચી નીચી કરવી એટલે હલદરનો પીળો પટ બેસી જશે તે સુકાતા વેચવા લાયક થઈ જશે.

## આદુ.

આદાને માટે પણ ઉપર પ્રમાણેજ જમીન તઈયાર કરવી, અને ચેમા સમાં ગાઠો રોપવી આદાનો પાક વધુ પાણીથી કોહી જવા સંભવ રહે છે, માટે પાણી પચી જાય એવી એટલે રેતવી જમીન પસદ કરવી તો પણ તે છતા કાલી જમીનમા પણ થઇ શકે છે એ યાદ રાખવુ. આદાનો પાક નાના ગામમાં પણ કર્યો હોત તો વેચાણ જલદી થઇ શકે છે માટે પાણીના સાધન વાળા ખેડુવે આદાનો પાક કરવો ફાયદાકારક છે.

લેખક,
માધુસિંહજી નથ્થુસિંહજી સોલંકી,
હેડ માસ્તર,
લો० બો० સ્કુલ, ઓડ (ગોધરા)

# ખેડુતોને અગત્યની સુચના.

(૧) જમીનઃ—

પાકનો મુખ્ય આધાર જમીન ઉપર રહેલો છે વરસાદ પુરતો હોય, ભો બીયારૂ સારૂ હોય પરંતુ જમીન સારી ન હોય તો પાક નીષ્ફળ નીવડે છે. જે જમીનમા રેતીનો ભાગ વધુ હોય, ક્ષારવાળા પદાર્થો વધારે હોય, તેમ પાણી વધુ ભરાઇ રહેતુ હોય તે જમીનનો પાક સારો થતો નથી.

રેતાળ જમીન હોય તેને સુધારવાનો ઉપાય એ છે, કે તેમાં પુષ્કળ છા ણીઉ ખાતર નાખવુ બીજા પાકનો પડવાસ કરવો (શણ, ભીડી, ગુવાર વગેરે તળાવમાની માટી (તરી) લાવી ખેતરમા નાખવી વગેરે છે

જે ખેતરમા ક્ષાર (ઉસ) વાળો ભાગ વધુ હશે તેમાનો પાક પણ નિ-ષ્ફળ નીવડે છે તેનો ઉપાય એજ છે, કે ઉનાળામા, શિયાળામા ક્ષારની પોપડીઓ બાઝે તે ઉખરડી લઇ નાખી દેવી, અને પુષ્કળ તરી (તળાવના તળીઆ ની માટી) પુરવી આવી જમીનમા ફુવેતરનો પાક લેવો નહી.

અતિશય ભેજને લઇને પણ પાક બરાબર થતો નથી તેવી જમીનની આસપાસ નીકો (કાસ) ખોદી પાણીનો નીકાલ કરવો આવી જમીનમા ખાત ર તરીકે ચુનો નાખવાથી તેમાનો પાક સારો લઇ શકાશે, કારણ કે જમીન માનો પૌષ્ટીક ખોરાક વનસ્પતિને છુટો પાડવામા ચુનો ઉપયોગી છે

જે જમીનમાં ભેજ વધારે મુદત ટકી રહેતો ન હોય તે ખેતરમા લીલા પાકનો પડવાસ કરવો, છાણીઉ ખાતર વધારે નાખવુ, અને તેને ફરતા મોટા મોટા પાળા બાધવા કે તેમા આવેલુ પાણી વહી જશે નહિ કરવડી (રાપડી) દેવાથી પણ ભેજ વધુ મુદત ટકી શકે છે.

(૨) વનસ્પતિ—

ખેડુતોને ખેતીને અંગે ઓજારોની જરૂર પડે છે, તેમ બળતણને માટે પણ લાકડાંની જરૂર પડે છે, તો તેટલા માટે પોતાના ખેતરને છેડે ઝાડ ઉછેરવાં આવશ્યક છે. વળી ખેતરને છેડે ઝાડ ઉછેરવાથી વાર્ષિક ઉપજ લેવાશે. બળતણ માટે ડાળા-ડાખળાં કામમા આવશે. બળદ ઢોરને વિસામાનું સ્થાન થશે ખળાને માટે, તેમ ખેડુતોને માટે બેઠકનું સ્થાન બનશે નીચે લખ્યાં ઝાડ ખેડુતોને વધુ લાભ કર્તા છે માટે તે ઝાડ ઉછેરવા ભારી ભલામણ છે.

(અ) આંબો—આ ઝાડથી વાર્ષિક ઉપજ થશે ઢોરને માટે છાયડો પણ સારો થશે, બળતણમા પણ ઉપયોગ આવે છે

(બ) મહુડો—મહુડા, ડોળીની ઉપજ (વાર્ષિક) થાય છે, તેમ બળતણ મા કામમા આવે છે છેવટે ઘરના પાટડા, જોતરીઓ બને છે

(ક) રાયણ—વાર્ષિક ઉપજ (ફળની) ઉપરાંત લાકડાનો કોલુ બને છે.

(ડ) બોરડી—કલમ ચઢાવવાથી વાર્ષિક ઉપજ થાય છે, ડાળા-ડાખળાં થી વાડના છીંડા પુરાય કે ઝાડુ લાગુ હોય તો જુસરૂ બને છે, પરંતુ મોટા ખેતરની કલમ-યા આંખ ચઢાવવી ન હોય તો બોરડી ખેતરમા ઉછેરવી નહી.

(ઇ) બાવળ—હળ, ચવંઠા, ગાડુ વગેરે ખેતી ઉપયોગી ઓજાર બને છે ડાળાથી વાડના છીંડા પુરાય, અને પાતળા ડાળા બળતણમા પણ ઉપયોગી થાય ઝાડ મોટુ થએથી શુંદર પણ થાય છે

મેદાન કરતા વનસ્પતિવાળા ભાગમા વરસાદ વધારે પડે છે, એ પણ મોટામા મોટો ફાયદો થશે તો ઉપર લખ્યા ઝાડ ખેતરને છેડે ઉછેરવાજ કેટલાક એમ માને છે, કે ઝાડથી પાકને વછો પડે છે, અને તેથી નુકસાન થાય છે, આ વાત સાચી છે, પરંતુ પાકને નુકશાન કર્તા જીવડાંને ઝાડ ઉપર રહેતા પક્ષીઓ નાશ કરે છે, એ મોટો ફાયદો છે.

(૩) પરચુરણ—

ખેતરને ચોગેર વાડ કરવી એ પાકની રખવાળીમા મુખ્ય સાધન છે. થુવરની વાડ ખેતરને ઘણી ઉપયોગી છે, પરંતુ ફાફડીઆ થુવરની વાડ તેથી પણ સારી ગણાય માટે તેની વાડ કરવી, કારણ કે તે વાડમા છીંડા જલદી પડતા નથી એટલુજ નહિ, પણ દુકાળ જેવા વખતમા ઘાસ-ચારાની તંગી વેળા ફાફડીઆ થુવરના કાંટા બાળીને ઢોરને ખવડાવવાથી ઢોર જીવી શકે છે.

વધારે, વરસાદથી ખેતરના છેડે કોતર પડે છે, અને જો તેનો તાત્કાલીક ઉપાય ન કરવામા આવે તો જતે દિવસે મોટો કોતર પડી ખેતર નિરૂપયોગી બને છે, માટે તેવા કોતરોને છેડથી પાકી ભીંતથી ચણી લઇ, યા મોટા પત્થર નાખી પુરી દેવી, અને વચ્ચેના ભાગમા માટી પુરવી.

આકૃતિ 'ક' જુઓ



પાસેના ખેતરમા બતાવ્યા મુજબ કોતર પડી ખેતર ખરાબ થાય છે તેવે પ્રસગે 'અ' અને 'બ' નિશાની આગળ ભીત ચણાવી લેવી, અને અદરનો ભાગ માટીથી પુરી દેવો

કેટલાક ખેતરોમા એખરો, દાભ, ચણીબોર વગેરેના નિરૂપયોગી છોડ વધી જઇ ખેતરની ખરાબી કરે છે તેના ઉપાય નીચે મુજબ છે (અ) એખરો, પેશી આ છોડ દર વર્ષે બી પડવાથી વધતા જાય છે, માટે જે વેળા ફુલ એસે તે વેળા આ કાચી શીગો બીટવા હોય તે વેળા તેવા છોડ ઉપાડી નાખવા અથવા કાપી નાખવા

(બ) દાભ—જે ખેતરમા દાભ વધી જાય છે તે ખેતર તો તદ્દન નકામુ થઇ જાય છે, માટે પ્રથમથીજ તેનો નાશ કરવો તથા થવા દેવા નહિ ઉનાળામા લોઢાના હળથી ઉભી આડી ખેડ કરી કળતો દેવા કરવાથી દાભનો નાશ થાય છે લોઢાના હળમા હિંદુસ્તાની હળ I N D સારૂ છે તેનાથી દાભના મુળીઆ કપાઇ જઇ નાશ થશે

(ક) ચણીબોર—આના જડીઆ વધી પડે છે ત્યારે પણ ખેતરની ખરાબી થાય છે તેને જેમ કાપો તેમ વધારે થાય છે માટે ઉંડા ખાડા કરી મુળીઆ કાઢી નાખવા પછી તે ભાગ ઉપર કાકરા નાખી ખાડા માટીથી પુરી દેવા એથી મુળીઆનો નાશ થઇ નવા છોડ થશે નહિ

ઉપરો લેખ દરેક ખેડુને ઉપયોગી હોઇ તેનુ મનન કરી તે પ્રમાણે અમલ કરશે એવી આશા છે ઇતિશિવમ્ !

લેખક,
માધુસિંહ નથુસિંહજી સોલકી,
હેડ માસ્તર,
લો૦ બો૦ સ્કુલ નથીઆર (ગોધરા)



# જાહેર ખબર.

ધી ગુંજરાત ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગ ત્રિમાસીક પત્રમાં અત્યાર સુધી જાહેર ખબરો છાપવાનો રીવાજ હતો નહિ પણ પત્રના ગ્રાહકોની જાણ ને માટે ખેતીવાડી તેમજ હુન્નર ઉદ્યોગને લગતી જાહેર ખબરો પત્રમાં છાપવાનુ ઉચીત લાગવાથી તે હવેથી નીચેના દર મુજબ લેવામાં આવશે.

| જાહેર ખબરની જાત. | કેટલી લીટીઓ અથવા પાના | | |
|---|---|---|---|
| અનિત્ય | ગમે એટલી લીટીઓ પણ આઠ લીટી કરતા વધુ નહિ | દરેક લીટી છાપવાના બે આના પણ દરેક જાહેર ખબર દીઠ આઠ આનાથી કમતી નહિ | |
| | | ૨ અંક, | ૪ અંક |
| | | રૂ૦ આ૦ પા૦ | રૂ૦ આ૦ પા૦ |
| જાયુકતી | પા પેજના ........ | ૫—૮—૦ | ૯—૦—૦ |
| જાહેર ખબરો | અર્ધા પેજના ...... | ૮—૦—૦ | ૧૩—૮—૦ |
| | એક પેજના ........ | ૧૧—૦—૦ | ૧૮—૦—૦ |

અંકના પંછલા બહારના પુઠાપર છાપવાની જાહેર ખબરો પેટે ઉપરના દર કરતા સેંકડે ૧૫) ટકા વધુ લેવામાં આવશે.

જાહેર ખબરો પેટે પૈસા અગાઉથી લેવામાં આવશે. કોઈ પણ જાહેર ખબર ભરૂચના ખેતીવાડી અ.ને હુન્નર ઉદ્યોગના મંડળને માન્ય નહિ હશે તો પત્રમાં દાખલ કરવામાં આવશે નહિ.

ઈશ્વરલાલ નરશીલાલ દેશાઈ.
ઓ૦ સેક્રેટરી.
ભરૂચ ખે હુ. ઉ. મંડળ.

श्री गुजरात

# खेतीवाडी अने हुन्नर उद्योग त्रिमासिक.

# The Gujarat Agricultural & Industrial Quarterly.

વર્ષ ૧૦ મું.] ઓક્ટોબર-૧૯૨૩. [ અંક ૩ જો.


## પબ્લીશીંગ કમિટી.

૧. સરદાર રા. બા. મોતીલાલ ચુનીલાલ દેશાઇ, ભરૂચ.

૨ શ્રી. ગુલાબભાઇ એન. દેશાઇ.
ડી. સુ ઓફ એગ્રીકલ્ચર, ઉત્તર વિભાગ અમદાવાદ.

૩ શ્રી. નરહરી કે. દેશાઇ, બી. એ. એસીસ્ટંટ માસ્તર
હાઇસ્કુલ, અમદાવાદ.

૪ શ્રી. કાશીદાસ દામોદરદાસ ગાંધીવાળા,
બી એ એલએલ બી. ભરૂચ.

૫ શ્રી. વ્રજલાલ કે. અગરવાળા, બી. એ. મુંબાઇ.

૬ શ્રી. ચુનીલાલ નંદલાલ દેશાઇ,
વેટીનરી આસિસ્ટન્ટ, ભરૂચ


લવાજમ—મંડળના લાઇફ મેમ્બરોને મફત—મંડળના સભાસદોને મફત.
અન્ય ગ્રાહકો માટે વાર્ષિક રૂ. ૧-૦-૦ પોસ્ટેજ રૂ. ૦-૨-૦

ઢોરા જોરથી વાગે સુશોભીત ટાવરે કીધા,
ઝૂલપતી મોટરો દોડે ખેડૂતને લાવ પણ લીધા.
નિહાળી નીજને કોડે બરોબર બારને ભાળી;
ટળી ના ભૂખ પણ તેથી વિના તો અન્નની થાળી.
ક્યારો ફક્કાના કોચો પુગાણા સુર્યનાં ભોગાં;
જડેલા કાચમાં જુક્તે લખેલા કર્મ જરા ફોગા.
નિહાળી નેણ તો ઠરતાં શી પેરે ઓઝરી ઠારૂં;
મળે નાં રામ વાટી તો બધું છે એકદમ ખારૂં.
ભણેલા ભેદનાં ભૂલો કૃષીનાં કર્મ વિચારી;
ભણેલા ભેદનાં ભૂલો ગુલામી છે ઠેઠ બીચારી.
હુન્નર ને હુકમો હાથે ગણ્યે ના ગણપતા ખાસી;
કૃષિ વિણ એ બધું કાચું અંધારો ભુપના ખાસી.
સકલ એ સુખનો પાયો નકી છે અન્ન તો જગમાં;
નીભાવે અન્નને ને ખેતી સહુ ખેતી તણા વગમાં.
કરે છે જ્ઞાન વિષયોનું કૃષીના કર્મ ના ગોતી;
અહો ફુલ હર્ષના લઈને વધાવું વા'લથી પોથી.
કરે છે કામ સેવાનુ જગતના લોક સરવેનું;
કરે છે કામ સેવાનુ હુન્નર ઉદ્યોગ સરવેનું.
કરે છે કામ સેવાનુ પ્રકાશે ૪ રેશ લાવે છે;
અરિસિંહ એહ કારણથી લઇ પુષ્પો વધાવે છે,

જાંગાસુ }
૧-૭-૧૯૨૩ }

લી૦
અરિસિંહ નાથાભાઇ વાળા



૧ રૂપ-રંગ  ૨ દીવા-પદીવા  ૩ નોકરી  ૪ અજવાળે

# આંબાનો ઉછેર
## અને
# તેમાંથી ઉપજ વધારવાની રીત.

આંબાની ઘણી જાતો થાય છે, તેમાંની આપણે ત્યાં થતી મુખ્ય જાતો (૧) દેશી, (૨) પાયરી, (૩) હાફુસ, (૪) કલમી એ ચાર છે

**ઉછેર.** સારી જાતની કેરીના ગોટલા ચોમાસામાં પુષ્કળ પોચી જમીન કરી તેમાં નાખવા. ચારેક પાનના થયા બાદ મુકરર સ્થાને રોપવા. જે સ્થાને રોપવા હોય ત્યાં આશરે બે ફુટ ચોરસ તથા ત્રણેક ફુટ ઉંડા ખાડા ખોદવો પછી તેમાં ઘાસ, ઝાડના સુકા ડાખળા વગેરે નાખી બાળી દેવું. એટલે તે જમીનમાં ઉધઈનું પડ હશે તો નષ્ટ થશે, રાખોડીનું ખાતર ઉમેરાશે, અને તાપથી જમીન પોચી પડશે ત્યાર બાદ તે ખાડામાં સારી માટી છાણની રાખોડીમાં ખાતરમાં મિશ્રણ કરીને પુરવી. અને બને તો લીંડીઓ તથા આમલાના ભુકા નાખવા પછી બે દીવસ સુધી તેમાં પુષ્કળ પાણી ભરી રાખવું અને તેમાં તૈયાર થએલો છોડ રોપવો શીયાળામાં ચાર છ દીવસે અને ઉનાળામાં દર ત્રીજે દીવસે પાણી પાવું ઉધઈ લાગુ પડે તો તેના મુળીઆમાં દીવેલ ( Castor Oil ) આશરે ત્રણેક પળી નાખવું સુરોખાર છોડને જલદી વધારવામાં સાધનભુત છે, માટે બને તો સુરો ખારનું ખાતર તેના થડમાં નાખવું છોડને ફરતું મજબુત વાડોલીઉ કરી દેવું આથી છોડ ત્રણેક વર્ષમાં મોટો આંબો થઇ જશે

**ફળ વધારવાની રીત** ઘણા આંબા દર વર્ષે ફળતા નથી, અને જે ફળે છે તેનાં ફળનું કદ દર વર્ષે નાનું થતું જાય છે ગુજરાત કે તે ઝાડને જોઈતો રસ મળતા નથી આને માટે દર વર્ષે ચોમાસામાં થડ પાસેની માટી ખોદી ગોળ ફરતો ક્યારો કરવો, આથી ઝાડનું તમામ પાણી થડમાં જ પચશે ચોમાસુ પુરૂ થએથી માટી સરખી કરી દેવી આમ કરવાથી ફળ સારા અને સરખા કદના દર વર્ષે ઉતરશે, જે જમીનમાં આંબાવાડીઉ કરવું હોય તેમાં ઉપર લખેલી રીત પ્રમાણે દર પચીસ-ત્રીસ ફુટને અંતરે આંબા રોપવા આવા વાડીઆ દર વર્ષે મહા મહીનામાં કુવામાં પાણી મુકવાની સવડ બને તો તે ઉત્તમ છે

**આંબાનો રોગ** ઘણા આંબા ઉપર એક જાતનો રોગ લાગુ પડે છે. કે જેથી તેના પાદરા કાળા પડી જાય છે, અને તેની ઉપર કાળા કાળા કાણા જેવું લાગે છે મોર (ફુલ) ખરી પડે છે અને પાંદડાં પર ચીકાશ માલમ પડે છે. આમ થાય તો તરતજ ક્યાસલેટ મીશ્રીત

પાણી તેના ઉપર છાંટવું. છાંટવા માટે સ્પ્રીંગ ફુવારો (Spring Sprayor) પણ ઉત્તમ છે.

વળી કેટલાક આંબા ઉપર સાંધો નામની વનસ્પતી લાગુ પડે છે તે વનસ્પતીની વૃદ્ધી થતા આંબો અફળાઉ બની નકામો બની જાય છે. તો આંબા ઉપર તેવી વનસ્પતી લાગુ પડતાંજ કાઢી નાખવી.

**આંબાની વૃદ્ધિ**— ફળાઉ ઝાડોની તથા ફુલઝાડની માફક આંબાની પણ કલમ ચઢાવી શકાય છે જુનાં અફળાઉ આંબો હોય તેના ઉપર, અથવા ઉતરી ગએલા ફળવાળા આંબા ઉપર, અગર હલકી જાતની કેરીવાળા આંબા ઉપર સારી જાતના આંબાની કલમ ચઢાવાય છે આ બાની કલમ ચઢાવાય છે આંબા ઉપર ચઢાવવાની કલમને "બુડીંગ કલમ" કહે છે સારી જાતના આંબાની કલમ (નવી જાડી ડાળી કે જેના ઉપર આંખો હોય તેવી ડાળી લેવી) ચઢાવાય છે. જે આંબા ઉપર કલમ ચઢાવવી હોય તેના જાડા ડાલ ઉપર ગીરમીટથી અથવા સુથારના વીંધણાથી ઉંડો કાર પાડવો પછી પસંદ કરેલા આંબાની ડાળી વતી તેનો નીચેનો ભાગ છોલીને પાતળો બનાવવો. તે પેલા કારમાં સજ્જડ ડાળી દઈ તેના ઉપર ભાજીમાં છાણ મુકી મજબુત કરી દેવું. આથી નવી ડાળીને ફણગા ફુટી તેનો ફેલાવો થશે. તેને જે કેરી આવશે તે જે જાતના આંબાની હશે તેના જેવી આવશે. વળી ડાળી ઉપર કલમ જેવો છોલ કરી પસંદ કરેલી ડાળીનો પણ કલમ જેવો ઘાટ કરી તે બન્નેનો છોલેલો ભાગ બરાબર સજ્જડ બાંધી (છાણ માટી) દેવાથી પણ કલમ ચઢ્યું થશે. આમ નકામા પડેલા આંબાને પણ ફળાઉ બનાવી તેમાથી પાક (કેરીનો) લઈ શકાય છે.

**કેરી પકવવાની રીત**— કેટલાક ઉતાવળીઆ ખેડુતો અથવા વેપારીઓ શાખ પડયા વગરની કેરીઓ ઉતારી તેને ચુનામાં દાબી મુકી વહેલી પાકી કરે છે, પણ તે કેરીના સ્વાદ સારો થતો નથી, એટલુંજ નહિ, પણ ગટલે ખાટી રહે છે, માટે શાખ પડયા વગર આંબો વેડવો નહિ. વેડેલી કેરીઓને ખાખરાના ડાળાં પાંદડાંના થર ઉપર છુટી છુટી મુકી તે ઉપર લીમડાનો પાલો નાખવો. આથી કેરીનો રંગ સારો થઈ રસમાં મીઠી થશે, અને કોહી જઈ બગડશે નહિ. પણ તે કેરીઓને પુરતી હવાવાળા ભાગમાં મુકવા લક્ષમાં રાખવું.

લેખક,
સાહેબસિંહ નથુસિંહજી
હેડ માસ્તર લો. બો. [illegible] (આસોદ)

# જુદી જુદી જાતનાં ખાતરો,

અને

# તેનો ઉપયોગ.

## ખેડ, ખાતર અને પાણી કર્મને લાવે તાણી

પાકનો આધાર ખેડ, ખાતર, અને પાણી ઉપર રહેલો છે પુષ્કળ ખેડ કરવામા આવે, પાણી પણ પુરતુ હોય પરતુ વનસ્પતિનો ઉપયોગી ખોરાક "ખાતર" ( Manure ) નહિ હશે તો વ જમીનનો પાક સારો આવશે નહિ, કહેવુ છે, કે "કુવામા હોય તાજ હવાડાના આવે" અથાત જમીનમા કસ હશે તોજ છોડ સારો થશે અને પાક સારો થશે તે કસ ખાતરોથીજ પુરી પાડી શકાય છે જુદી જુદી જાતના પાકોને જુદા જુદા ખાતરોથીજ પુષ્ટી મળે છે અને તે જો પુરા પાડવામા આવે તો પાક ઉત્તમ પકવી શકાય છે તે (ખાતરો) નીચે દર્શાવી, કયા પાકને કયુ ખાતર વધુ ફાયદો કરે છે તે પણ સાથે જણાવ્યુ છે વિસ્તારથી ખાતરોનો તમો સમાસ કરવામા આવ્યો નથી, એટલે દરેક ખેડુત ભાઈ તેના સમય પ્રમાણે ઉપયોગ કરી શકશેજ

(૧) છાણીઉ ખાતર—આ ખાતર સામાન્ય રીતે તમામ પાકને ફાયદાકારક છે પરંતુ ડુગળી, ટામેટા, કોબીજ, નાળીએર, બટાટા, આદુ, શકરીઆ મૂળા, શેરડી, તમાકુ એટલા પાકોને તો ખાસ આ ખાતરની જરૂર વધારે છેજ

(૨) રાખોડી—આમા પોટાશ તત્વ હોવાથી જમીનમા થતા પાકને વધુ ફાયદાકારક છે તેથી ડુગળી, શકરીઆ, મૂળો, લસણ વગેરેને રાખોડીની ખાસ જરૂર છે

(૩) દીવેલીનો ખોળ—(એરંડીનો ખોળ—Caster Cake) ખાતર તરીકે ઘણો ઉત્તમ છે જમીન પોચી કરવામા, જમીનના રજકણ છુટા પાડવામા ઘણો ઉપયોગી છે તથા મરચી, રીંગણીને ઘણો ફાયદો કરે છે આ ખોળને ભાંગીને ભુકો કરીને મરચી, રીંગણીના છોડની થડમા થોડો થોડો મુક્યા બાદ પાણી મુકવુ અથવા તે ભુકો કોથળામા ભરી, કુવા ઉપરના થાળામા અગાઉથી પલાળી મુકવો, પછી પાણી સાથે તેનો કસ જશે. આ અખતરો ખાસ કરવા જેવો છે કારણ કે ફાયદાકારક નીવડેલ છે.

(૪) લીલુ ખાતર—(લીલા પાકનો પડવાસ)—શણ, શીંડી, ગવાર, વગેરે

ના છોડવા આશરે ત્રણેક ફુટના થાય એટલે તને ખેડી જમીનમાં ગોળ ની દેવાથી જમીનમાં સેન્દ્રીય પદાર્થ (હ્યુમસ) નો વધારો થઇ વનસ્પતીને પોષકતત્વો વધારે પ્રમાણમાં મળે છે. ઘઉ, સરસવ, રાઇ, સવા, તથા શાકભાજીને વધારે ફાયદાકારક છે.

(૫) મેલુ (ગંદુ—બનાવટી) ખાતર—આ ખાતર બટાટા, રતાળુ સુરણ, તથા બગીચાનાં ફળાઉ ઝાડને તથા તમાકુ, વીલાયતી શાકભાજીને વધારે લાભ દાયી છે.

(૬) સુરોખાર—વનસ્પતીના છોડ જલદી વધારવામાં સુરોખાર ઘણો મદદ કરે છે. તેથી બગીચાનાં ફળાઉ ઝાડ જેવાં કે જમરૂખી, દાડમ, લીંબુ ફણસ, પપનસ, રામફળ, વગેરેને વધુ ગુણકારી છે.

(૭) ચુનો—ખાતર તરીકે ચુનો પણ ઉપયોગી છે જે જમીનમાં અતીશય લોહ રહેલા હોય ત ખેતરમા ચુનાને ખાતર તરીકે નાખવો (દર એકરે ૪૦—૫૦ મણ) વનસ્પતીનાં પોષક તત્વો જમીનમાંથી છુટાં પાડવામાં ચુનો ઘણું સારૂ કામ કરે છે. ડુંગળી, બટાટાને ફાયદાકારક છે.

(૮) ઉંટ, બકરાં, ઘેટાની લીંડાઓનુ ખાતર—સર્વ ખાતરોમાં આ ખાતર જલદ અને જમીનનો કસ એકદમ વનસ્પતીદ્વારા બહાર પાડવામાં ઉપયોગી છે. આ ખાતરનો ગુણ તાત્કાલીક (પહેલે વર્ષેજ) જણાઇ આવે છે. ડાંગર, બાજરી, તુવર, કપાસ, જુવાર, તથા તમાકુ એ પાકોને તથા ફળાઉ ઝાડોને, કુંડાના છોડ, [કુંડઝાડ,] કુદીનો, ગુલાબ, મોગરા વગેરેને વધારે ગુણકારી છે, પરંતુ આ ખાતરવાળા ભાગમાં પાણી જેમ વધારે તેમ વધારે ફાયદાકારક છે માટે બગીચા વાળાઓએ આ ખાતરનો ઉપયોગ કર્યા પછી પાણી જલદી, અને પુષ્કળ મુકવું.

(૯) મીઠું—બગીચાવાળાઓનેજ આ ખાતર ઉપયોગી છે; સબબ કે આથી ફળાઉ ઝાડને સડો લાગતો નથી, અને ફળ પુષ્કળ બેસે છે. પરંતુ મીઠું વધારે પ્રમાણમાં છોડના થડમાં ન મુકતાં દરેક છોડ દીઠ અર્ધો પોણો શેર મીઠું થડનો થોડો ભાગ ખુલ્લો કરીને નાખ્યા પછી તે ભાગ માટીથી દાબી દઇ, પાણીથી ક્યારા ભરી દેવા. (મીઠું વાવેલું સાર) પાણી દર પાંચ-છ દીવસે મુકવું. સર્વ કરતાં લીંબુડી, દાડમને વધારે ગુણકારી છે.

(૧૦) રોળીનો ખોળ—(Movra Oak) આ ખોળ ઉધઇ નાશક છે. સડો રાકે છે. પાણી સાથે બટાટા, શેરડાને અપાય છે.

(૧૧) સુકા માછલાંનુ ખાતર—સુકાં માછલાંનો ઝીણો ભુકો કરીને ફળાઉ

ઝાડોને (બગીચાના) તેના થડમાં નાખવામાં આવે છે પછી પુષ્કળ પાણી થી ક્યારો ભરી દેવો કેટલાક માછલાં તથા સુંગાખારનું નીગ્રજુ કરીને વાપરે છે સુકાં માછલાં અમદાવાદ, વડોદરા જેવા શહેરોમાં મળે છે. બગીચાને આ ખાતર ઘણુંજ ગુણકારી નીવડ્યું છે

(૧૨) ચામડાનો ભુકો—બગીચાવાળા છોડને ઘણો ફાયદો કરે છે અને પણ પાણી વધારે જોઇએ ઇત્યલમ્ ।

લેખક,
ઝાલુસિંહ નથુસિંહજી સોલંકી
હેડ માસ્તર
બો બો સ્કુલ, ગણીઆર (ઝાલોદ)

---

## વનસ્પતિનાં ત્રણ પોષ્ટિક તત્વો.

જમીનમાં પાકને અનુકુળ આવે તે તત્વ હોવાથીજ પાક સારો થાય છે અને તે આનંદથીજ પુરા પાડી શકાય છે હરેકોઈ વનસ્પતિને નીચે જણાવેલા ત્રણ તત્વો પૈકીનું એક બે અગર ત્રણે પોષ્ટિક હોય તે તત્વો પુરા પડે તોજ પાક સારો આવે છે એ ત્રણ તત્વો (૧) પોટાશ (૨) ફોસ્ફરસ (૩) નાઇટ્રોજન છે આ ત્રણ નામો અંગ્રેજી છે, પરંતુ તે આપણા જાણીતા પદાર્થોથીજ પુરાં પાડી શકાય છે એટલે તે ખેડુતે જાણવાં આવશ્યક છે

(૧) પોટાશ—તે સ્વાદે ખારાશ પડતો છે તે શુધ્ધ રૂપે પાકને ઉપયોગી નથી, પરંતુ બીજા પદાર્થો સાથે મળેલો હોય ત્યારેજ વનસ્પતિને ઉપયોગી બને છે ખાસ કરીને ખડકાવી બનેલી જમીનમાં આ તત્વ વધુ પ્રમાણમાં હોય છે લાકડાં તથા છાણાંની ભઠ્ઠીની (રાખ) માં પોટાશ તત્વ સાથી વધારે છે માટે રાખનો ખાતર તરીકે ઉપયોગ કરવાથી તે તત્વ પુરૂં પડે છે ગુમભાજી, ઘીગવાળા છોડ (મેથી) બટાટા, મરચી, ભીંડા, તમાકુ લસણ ડુંગળી, મુળા શકરીઆ એ પાકોને પોટાશ તત્વ વધારે જોઇએ. માટે ભઠ્ઠીદ્વારા તે તત્વ પુરૂં પાડવું, પરંતુ આ રાખનું દ સાગની ભેગી ભઠ્ઠી પલળવા દેવી નહિ કારણ કે તેમ થવાથી પોટાશ તત્વ છુટી જશે નહિ

કુભારના નીંભાડાથી, ઈંટવાડ યા નળીઆની ભઠ્ઠીઓથી રાખ વધુ પ્રમાણમાં મળી શકે છે

(૨) ફોસ્ફરસ—દિવાસળી છેડે જે લાલ ભાગ હોય છે તેજ ફોસ્ફરસ આ પદાર્થ શુધ્ધ અવસ્થામાં વધુજ ઝેરી છે તેથી તે પણ પોટાશ ની માફક શુધ્ધ અવસ્થામાં ખેતીને (પાકને) માટે નિરૂપયોગી છે, પરંતુ બીજા પદાર્થો સાથે મળેલો હોય છે ત્યારે ઉપયોગી બને છે છોડ વધીને મોટા થયા હોય, પણ પાક સારો આવે નહિ તો જાણવું કે

તેમાં ફોસ્ફરસ તત્વ જોઇએ તે પ્રમાણમાં નથી. આ તત્વ પ્રાણીઓનાં હાડકાંમાં પુષ્કળ હોય છે. માટે હાડકાંનો ખાતર તરીકે ઉપયોગ કરી ફોસ્ફરસ તત્વ પુરૂં પાડવું. સ્મશાનમાં કેટલીકવાર ભડકા થાય છે તે આ તત્વને લીધેજ બને છે. શેરડી, જેમરૂખ, દાડમ, લીંબુડી, પનસ, પપઇયાં, વગેરે ફળાઉ ઝાડને આ તત્વ ઉપયોગી છે. માટે તેને હાડકાંનો ભુકો પુરો પાડવો (બાળેલાં હાડકાંમાંથી આ તત્વ જલદીથી છુટું પડે છે, માટે બાળેલાં હાડકાં વાપરવાં) માછલાંના ખાતરમાં ફોસ્ફરસ તત્વ વધારે હોય છે, માટે બગીચાવાળાઓએ તેનો ઉપયોગ કરવો લાભદાયી છે.

(૩) નાઇટ્રોજન—આ નામ તો ઘણાએ સાંભળ્યું હશેજ શુધ્ધ હવામાં ચાર ભાગ નાઇટ્રોજન અને એક ભાગ ઓક્સિજન છે. પરંતુ હવામાંનો નાઇટ્રોજન પાકને પુરો પાડી શકાય તેમ નથી. તેથી જે પદાર્થો સાથે તે ભળેલા હોય તે પદાર્થોનો ઉપયોગ લઇ આ તત્વ પુરૂં પાડી શકાય છે. ખાતરના ઉકરડા પાસે ઉભા રહેતાં જે ગંધ આવે છે તેમાં નાઇટ્રોજન પુષ્કળ હોય છે. આ તત્વ જલદીથી ઉડી જાય છે.

વનસ્પતિનાં ડાળાં—પાંદડાંમાં આ તત્વ વધુ હોય છે તેમ સુકાખાતરમાં પણ વધુ પ્રમાણમાં છે.

તમામ જાતનાં કઠોળ, ઘઉં, બાગાયત તુસો, શેરડી, જુવાર, વગેરે પાકોને આ તત્વની જરૂરીયાત વધુ છે.

કઠોળનો વર્ગ હવામાંનો નાઇટ્રોજન શોષી શકે છે, માટે તે પાકને આ તત્વ પુરૂં નહિ પડે તો વાંધો નથી.

લીલા પાક (શણ, ગવાર, બીંડી, અડદ, પુંવાડ, ઝીલો) ખેડી જમીનમાં મેળવી કોહી જવા દેવા, આથી આ તત્વ પુરૂં પડશે.

હાડકાં તથા માછલાંના ખાતરમાં ફોસ્ફરસ તથા નાઇટ્રોજન તત્વ રહેલું છે માટે તે પણ વાપરવું. ઉંટ, બકરાં, તથા ઘેટાંની લીંડી તથા મુતરમાં આ તત્વ બીજાં ખાતરો કરતાં વધુ હોય છે. વળી એરંડી તથા તલીના ખોળમાં પણ આ તત્વ છે. માટે તે ખોળનો ભુકો છોડના મુળ પાસે નાખવાથી આ તત્વ મળે છે.

વળી સૌથી વધારે અગત્યનું નીવડેલું ખાતર ગંદુ ખાતર (કૃત્રિમ ખાતર) છે. તેમાં પણ આ તત્વ વધારે છે. માટે તે પણ વાપરવું. અમદાવાદ તથા પુના વગેરે કેટલાંક શહેરોની મ્યુનીસિપાલિટિઓ આ ખાતર તઇયાર કરાવે છે. અને તે ખાતરનો કેટલાક એક તો બટાટા, તથા બાગાયત તુસો માટે કરે છે.

ઉપર જણાવેલાં ખાતરને વિષે જેને શંકા પડતી લાગતી હોય તેણે પોતાના આખા ખેતરમાં નહિ પરંતુ અમુક ભાગમાં અખતરો કરી જોવો, અને પછી આખા ખેતરમાં ઉપયોગ કરવો.

આશા છે, કે આ લેખના વાચકો (ખેડુત) ઉપર જણાવેલાં ખાતરોનો ઉપયોગ કરી તેમાં ફતેહ મેળવશે. ઇતિશિવમ્ !

લેખક,
બાધુસિંહ નથુસિંહજી સોલંકી,
હેડ માસ્તર,
લો. એ. સ્કુલ, રણીજાર. (ઝાલોદ)

# દુધાળાં ઢોર અને તેમની માવજત.

ખેડુતોના ધંધામાં પેટા ધંધા તરીકે ગાય-ભેંસ-બકરાં વગેરે દુધાળાં ઢોર રાખો, ઘી, દુધ ઉત્પન્ન કરી તેમાંથી ઉપજ લેવાનો છે; આથી ભાગ્યેજ કોઈ ખેડુત દુધાળા ઢોર વગરનો હશે

જે ખેડુતને ઘેર દુધાળું ઢોર નહિ હશે તેનો હાથ ખેંચાયલો રહેશે; કારણ કે દુધ તથા ઘી વેચીને અઠવાડીએ અગર હંમેશા પઇસા મેળવી શકાય છે કેટલાક મહેનતુ ખેડુતો ખેતી કરતા દુધાળા ઢોરથી વધારે પઇસા પેદા કરી શકે છે વળી ખેડુતો દુધ-ઘી વેચાતુ લઇને ખાઇ શકતા નથી, આના કારણથી સામા તેમનું શરીર ખોવાતુ લાગે છે, માટે દુધાળા ઢોર રાખવા આવશ્યક છે.

દુધાળા ઢોર રાખી તેની સારી રીતે માવજત કરી, સારો અને પૌષ્ટીક ખોરાક ખવડાવી સારૂ અને વધારે દુધ મેળવી શકાય છે

વળી કેટલાક ખેડુતો પોતાના ઢોર જંગલમાં યા છુટા ખેતરોમાં ચરી આવે છે તે સિવાય ઘેર બીલકુલ ઘાસ નાખતા નથી તેમ જોઇએ તેવી માવજત કરતા નથી આથી તેવાઓને ત્યાંના ઢોર ભાગ્યેજ વધારે મુદત સુધી દુધ દે છે. ઘેર ઘાસ નાખવા તથા ખાણુ ખવાડવા ઉપરાંતના કેટલાક પદાર્થો અને છે, કે જેનાથી દુધનો વધારો થાય છે તે ખેડુતોએ જાણવુ જોઇએ

દુધાળાં ઢોર વિઆય કે તરતજ કેટલીક મુદત સુધી તેને પૌષ્ટીક ખોરાક આપવો કે જેથી લાંબી મુદત સુધી દુધ દે છે.

દુધનો વધારો થવા દુધાળા ઢોરને વિઆય ત્યારે તથા ત્યાર પછી કયો ખોરાક આપવો તે નીચે દર્શાવ્યો છે.

વિઆય ત્યારે (ફક્ત ભેંસ તથા ગાય માટે)—બાજરીઆ ઘઉ તથા મકાઇ બરાબર ખાંડીને બાફવા પછી તેમાં તેલ તથા ગોળ મિશ્રણ કરીને ખવાડવુ.

વરી—સાલનુ ભુકણુ કરીને તેમા સુવા (કેટલાક સવા કહે છે) નાખી બાફવા પછી તેમાં તેલ તથા ગોળ મેળવીને ખવાડવુ.

તે સિવાય હંમેશને માટે—

૧ ખાણમાં કપાસ તથા પુંવાડ, ઝીલોના પાપડા બાફીને ખવાડવું

૨ તલનો ખોળ ભાંગીને ખવાડવો કેટલાક ખેડુતો ડોળીનો ખોળ ખવાડે છે આથી દુધ તથા છાસ કડવા લાગે છે માટે તે બનતા સુધી ઓછો ખવાડવો.

૩. રાયણ ઝાડનાં ફળ કે જેને રાયણાં કહે છે તે ખવાડવાથી દુધનો વધારો થાય છે, અને ઢોર પણ પુષ્ટ બને છે.

૪ આંબલીના પાન ખવાડવાથી દુધનો વધારો થાય છે

૫ બોરડીનાં પાન ખવાડવાથી દુધનો વધારો થાય છે.

૬ તુવરનું ભુકણ (ડારસું) ખવાડવાથી પણ દુધનો વધારો થાય છે.

(ડારસું બાફવું નહી પણ પલાળી મુકવું પછી ખવારવું)

૭ ખાખરના ફુલ (કેસુડા) ખવાડવાથી દુધ તથા ઘીનો વધારો થાય છે.

૮ અટલાની ગટલી તથા બાવળના પરડા ખવાડવાથી ઘી વધારે થાય છે.

બકરી માટે—

મકાઈ તથા ચણા આખા અથવા ભુકણ ખવાડવું આથી દુધનો વધારો થાય છે. તથા બાવળના પરડા ખવાડવાથી દુધ વધે છે

નોંધ:—સારી માવજત અને પૌષ્ટીક ખોરાક છતાં દુધનો વધારો ન થાય તો ખાણ સાથે હમેશા રૂપીઆ રૂપીઆ ભાર ફટકડી વાટીને ખવાડવી આથી દુધ જરૂર વધશે. અસ્તુ!

લેખક,
બાબુસિંહ નથ્થુસિંહ સોલંકી,
હેડ માસ્તર, લો. બો. સ્કુલ, રણીઆર (તા ઝાલોદ)



## ખેડુતોને શિખામણ.

પદ્યમાં.

રાગ દોહરો.

શિયાળા માટે:—

સવારમાં ઝટ ઉઠીને, લેવું પ્રભુનું નામ;
નાહી ધોઇ પરવારીને, કરો કાર્ય તમામ. (૧)
બળદને ચારો નીરીને, કરો શુભ વિચાર;
આજે શું કામ કરવું, કરો નોંધ તમામ. (૨)
શિરાતો પોને કરીને, કરો સાધન તઈયાર,
ખોમાસે ભુમિ ખેડીને પાક કરો સુરી ભાત (૩)

નીંદી, ખેડી કરવ દઈ, સંભાળો બધી બાત.
માડી તઇયાર થાયતો, કાપી લ્યો ધરી હામ. (૪)
ખળામાં સંચય કરીને, અગળી લ્યો જુદી જાત
મુખ્યનો હીસ્સો રાખીને, ઘેર લાવો અનાજ. (૫)
આનંદે પાક વેચજો, ભાવ આવે જે વાર,
ધનનો સંચય કરજો, ભલા કાર્ય સધાય. (૬)

### રાગ કવ્વાલી.

શિયાળા માટેઃ—

આવ્યા દીનો શિતળતાના ઘઉં જુવાર પાકોના,
ચણા સરસવ રાઇના, વળી મેથી તણા વારા (૧)
ફસલ જ્યાં થાય શિયાળુ, નહિ વિચાર કરવાનો,
ખેડીને પાક લેવાનો, કરો વિચાર બહુ સારો (૨)
કરો ઘઉંને ચણા જુદા, કરો માહિ ચાસડા જુદા,
સરસવ રાઇને અળગી, કરો દઇ ધ્યાન ને કાળજી (૩)
ફસલ ના' શિયાળુ થાતી, કરો સાધન કુવાનું,
સુખે પાણી કરો પાકો, સુરી દો ધ્યાન સુવાનુ. (૪)
બાગાયત પાક લ્યો સારા, કરીને પાણીના ધારા,
પકવશો પાક જો સારા, ગણાશો ખેડુ રૂપાળા (૫)
સમણ કુંગળી કરે કોઇ, કરે કોઇ શેરડી મરચી,
બટાટા આદુને સુરણ, શકરકંદ ને વળી હળદી. (૬)
મુદત પાકવાની આવેથી નહિ વિલંબ કરવાની,
કાઢી લ્યો પાક મોઘાનો, કરીને કામ તનમનથી. (૭)

### રાગ દોહરો.

ઉન્હાળા માટેઃ—

ઉનાળાના દિવસમાં, કાર્ય કરો બધી જાત,
શણને બીડી હોયતો, વણો દોરીઓ સાર (૧)
સાફ કરો સૌ ખેતરો, કરી હળથી ખેડ,
કરવ કરવડી દઇને, કામ કરો રૂડી પેર (૨)
ખાધરખેતર હોય તો, વાડ કરો તઇયાર,
છોડા પુરો ખેતરે, તજી સુસ્તી તમામ. (૩)
ખાતર નાખો ખેતરે તપે તાપ જે વાર,
ખેડ કરજો હોંસથી, ખાતર મિશ્રણ થાય. (૪)
આવે દિવસ જેહનાં જળ વરસ્યાના દિન,
કુવે દરવા નાખજો, કદી ન કરશો ઢીલ (૫)
એવી રીતે કામ જો, કરવા રાખો ટેવ
દિવસ આવે પાધરા, પ્રભુની થાશે મે'ર. (૬)

**પ્રાસ્તાવિક નોંધ—**

કેટલાક ખેડુતો ચોમાસુ પાક લઇ લીધો એટલે ખેતી પુરી થઇ સમજી નિરાંતે આરામ લેવે છે, પરતુ તેમને કોઇ કહેશે કે શિયાળુ પાક કર્યો કે નહિ ? તો કહેશે કે કુવો નથી એટલે શુ કરીએ ? પરંતુ તેઓ વિચારે અને ધારે તો પોતાનાં ખેતરોમા આ ગવો અથવા સહિયારો કુવો કરી શિયાળુ પાક પણ લઇ શકે ('દુકાળથી બચવાનો સહેલો ઉપાય" એ લેખ વાચવાથી તરત સમજાશે) ઘણા ભાગ ખેડુતો ઉનાળાનો સમય ઉંઘમા જ ગુજારે છે, ત્યારે આળસુ ખેડુતો ઉંઘવામાંજ ગુજારે છે પરતુ ઉનાળે પણ ખેડુતોને ઘણું કામ હોય છે, ગજર-રોગને માટેના ઢેખડા વણવા, ખેતરમાંના ઝુમ્પા કાઢી નાખવા, ખાતર નાખવુ, વાડ કરવી વગેરે કામ ઉનાળામાંજ થઇ શકે છે, માટે વખતસર કામનો સમય આવે નિકાલ કરી દેવોજ એ સુજ્ઞ ખેડુતનુ કર્તવ્ય છે, અને તેમ સમજી વર્તવા આ લેખના વાચકોને પ્રભુ શક્તિ આપો.

લેખક,

મધુસિંહ નથ્થુસિંહજી સોલંકી,

હેડ માસ્તર

લો. ખે. સ્કુલ, નડીઆદ (ગ્રેવેદ)

---

## મોડાસા તેમજ પ્રાંતીજ તાલુકામાં કલમી બોર ઉછેરનારને જાણવા યોગ્ય

લેખક:—પરાગજી રણછોડજી દેસાઇ

ખેતીવાડી ઓવરશીઅર—અમદાવાદ.

(૧) બોરડીના ઝાડની વચ્ચે અને આજુબાજુએ ખેડ તેમજ ગોડ થવી અગર કરવી જોઇએ, જંગલી બોરડીના ઝાડ અગર રોપાને ખોદી નાખવા જોઇએ. વરસાદ થયે હળ વતી જયા જ્યા ચલાય ત્યા ચાસવું જોઇએ અને બાકીની જમીનમા ગોડ આપવી તેમજ સારા વરસાદ વાળા વરસમાં બકરીની લીંડીનુ ખાતર સારો વરસાદ થયે આપવુ. ચઇતર વઇશાખ માસમાં કલમી બોરને છાંટવી જોઇએ કે જેથી નવી ફુટ સારી આવે. ખેડ તથા ગોડ વીગેરે ન થવાથી તેમજ જંગલનો ભાગ નજીક હોવાથી જીવાત બહુ ઉત્પન્ન થાય છે અને તે કલમી બોરના ઝાડને બહુ નુકશાન કરે છે માટે એવી રીતના રોગ ન થાય તેને, માટે ખેડ કરી, ગોડ કરી જેમ બને તેમ વચગાળેની જમીન સાફ રાખવી. કારણ કે રોગ થયા પછી તેને નાબુદ કરવાને ગણા પ્રયાસ કરવો પડે છે તેના કરતા રોગ ન થાય એમ કરવુ ઘણુંજ ઉત્તમ છે. આ સાલ તાજપુર

નજીક રહેલી બોરડીમાં જીવાતનો ઉપદ્રવ ઘણો જણાય છે. મકોડી ગોલી બગસ, માઇટસ વગેરે પ્રકારની જીવાત થયલી છે. દેમેઇ ગામે રા. સા. રેવણ દાસ કહાનદાસને ત્યાં બોરડીપર માઇટસ નામની જીવાત પડેલી હતી તેના પર ઇન્ફાસો પોલ તથા ગંધકને પાણી સાથે મેળવી દવા છાંટી ઉપયોગ કરેલો છે.

બોરડી પર સારી જાતની આંખ ચઢાવવામાં નીચેની બાબત ધ્યાનમાં રાખવી જોઇએ. જંગલી બોરડી જાડાં થડવાળી હોય તેને ચઈતર માસમા કાપી જે પીલા ફુટે તેમાંથી બે ત્રણ સારા જોઇ રહેવા દેવા અને એક હારમાં અને સરખે અંતરે આવતા હોય અગર રોપ પર આંખ ચઢાવવી કે જેથી બેઉ બાજુની ખેડ અને ગોડ કરતાં સવડ અને સુગમ પડે અને ઝાડ સારું ફુટી ફુલી નીકળે. ગમે તેમ આડા અવળા રોપ પર કલમ કરવાથી એક જગોએ પાંચ ઝાડ થાય છે અને કેટલીક જગોએ કંઇ ઝાડ હોતા નથી અને તેથી ખેડ બરોબર થઇ શકતી નથી અને ગોડ કરાવતાં ખરચ વધુ થાય છે. જીવ જંતુનો વધારે ઉપદ્રવ થાય તો ઝાડના પાનને નુકશાન થતું હોવાથી તેના પર ફુલ બરોબર આવતાં નથી અને જે આવે છે તેના ફળ બાઝતા તેમા સળો પડેલો હોય છે અને તેથી પેદાશ ઘણીજ ઓછી આવે છે. જો સળો માલમ પડતો હોય તો ફુલ આવે ત્યારે સળો તેમાં માલમ પડતો હોય તો તે વખતે દવાનો ઉપયોગ કરવાની જરૂર પડે છે. થોડા ઝાડ પર જુલાઇ માસની આખરે અગર તો ઓગષ્ટ માસમા દરેક ઝાડને ઝાડના કદના પ્રમાણમાં શેર ૧ થી શેર ૩ સુધી મીઠું આપવું એ સારૂં છે કેટલીક વખત આંખ ચઢાવતી વખતે જે જીવજંતુનો રોગ સારી જાતની બોરડીની ડાળ પર લાગેલો હોય છે તો તેવી આંખનો ઉપયોગ ન કરતા તદુરસ્ત આંખનો ઉપયોગ કરવો. રાણોલી બાજુએ બોરડીને ગોડ આપી દરેક ઝાડની આજુબાજુએ માટીના ઢગલા કરેલા હોય છે અને ત્યા વચગાળેની જમીન સાફ રહેતી હોવાથી જીવજંતુનો ઉપદ્રવ ઓછો થાય છે.

બોરડીને છાંટતી વખતે સુકી ડાળ અગર સુકાઇ ગએલી ડાળને કાપી નાંખવી એ સારૂં છે.

પાક, રોગ તેમજ ખેતીના સંબંધમાં બીજી જોઇતી માહીતી હમને રૂબરૂ મળવાથી અગર લખવાથી આપવામા આવશે કારણ કે ખબર ન હોવાથી કેટલીક વખત નુકશાન થાય છે તેનો એક દાખલો હું અત્રે આપીશ દસ્ક્રોઇ નજીક મગનલાલ કંટ્રાક્ટરની લીંબાઇની વાડી આશરે પાંચ વીંઘામા છે. આ વાડીમાં ઝાડને આંખ મીચીને ચાર પાંચ દીવસને આંતરે પાણી આપવામાં આવતું હતું. ખાતર ખેડ અને ગોડ બીલકુલ આપવામાં આવતાં નહીં તેથી

એની પેદાશ નજીવી જેવીજ હતી. મને ખબર મળવાથી હું મે માસમાં ગયો અને ઉપરની સ્થીતી જણાતાં મેં પાણી એક વખત આપવાનું બંધ કરવાનું કહ્યું. દરેક ઝાડને પ્રુનીંગ કરી, ગોડ કરી જમીનને ખેડ કરવાનું કહ્યું. કારણ કે વધુ પાણી મળવાથી ચીકો મનો જીવાતનો રોગ ઘણાં પ્રમાણમાં દરેક ઝાડ પર પડ્યો હતો. તે પ્રમાણે કરવાથી જુલાઈ માસમાં એ રોગ ઓછા પ્રમાણમાં જણાયો. હાલમાં આશરે પચીશ ઝાડપર ઇન્ડોસોગીલતી દવાનો ઉપયોગ કર્યો. તીવાડીમાં ખેડ જો સારી થાય તો અને વખતસર પાણી અને ખાતર ઘણો લાભ થાય એમ છે.

## —સુચના—

આ વરસે વરસાદ ઓછો હોય એમ લાગે છે. હજી સુધી પુરો નથી માટે સારી ખેડ કરી તુલ વાવવા પ્રયાશ કરવો એ ઠીક છે. કે પડેલાં પાણીનો જોઇતો ઉપયોગ થાય. વળી ઓછા વરસાદ વાળા ઇનો ત્રાસ ઘણો થાય છે તેથી ઉંડી અને સારી ખેડની જરૂર છે. તના ઓજાર પ્રાંતીજમાં રાખવામાં આવેલ છે. માટે ત્યાંથી લઇ ઉપયોગ કરવો એ ઠીક છે.

જે પાક વાવો તેનાં બી ચારણાવતી ચાળી, સારા દાણાવાળા દાર બીને વાવવાથી પાક સારો થાય છે. માટે મકાઇ જાર વીગેરે વાવતી વખતે એ પ્રમાણે કરવા વીનતી છે.

જાર વીગેરેમાં થતા અંગારીઆ માટે મોરથુથાના પડીકાનો ઉપયોગ કરવામાં આવે છે. વરસાદ ઓછો લાગે છે તો ટીમારી જમીનમાં બાજરી, બંટી, મગફળીનું વાવેતર કરવું કે પુરતા વરસાદના અભાવે પાક ન થાય તો ઉપલો પાક તો અવશ્ય થશે અને ઢોરને ખોરાક

પરાગજી રણછોડજી દેસાઈ.
ખેતીવાડી ઓવરસીઅર—અમદાવાદ

## હાથ વણાટનાં સુતરને કાંજી પાવાનું હાથે ચાલતું સાઇઝીંગ મશીન.

મુંબઇ સરકારના ઉદ્યોગખાતાં તરફથી તેની લેવાયલી તપાસ

(મહેરબાન એસીસ્ટંટ ડાયરેક્ટર ઓફ ઇન્ડસ્ટ્રીઝ તરફથી આવેલું.)

મુંબાઇ સરકારના હુન્નર ઉદ્યોગ ખાતા (ડીપાર્ટમેન્ટ ઓફ ઇન્ડસ્ટ્રીઝ) તરફથી કેટલો એક વખત થયાં હાથ વણાટનું કામ કરનારાઓમાં ફ્લાઇ શટલ નામની સાળો દાખલ કરવા માટે ઘણો પ્રયાસ કરવામાં આવ્યો છે, જેથી અસલની હાથે કાટલો નાખવાની સાળો કરતાં આ નવી સુધરેલી ઢબની ફ્લાઇ શટલ સાળો ઉપર એક કારીગર લગભગ દોઢું કામ નિપજાવી શકે છે. આથી કારીગર વર્ગને મોટો ફાયદો થયો છે, અને ઘણાંક ગામડાઓ અને શહેરોમાંથી હવે જુની ઢબની હાથે કાટલો નાખવાની (throw shuttle) સાળો નીકળી જઇને ફ્લાઇ શટલ (fly shuttle) નામની સાળોની સંખ્યા ઘણી વધવા પામી છે.

પરંતુ હાથ વણાટના કામ માટે સાળ ઉપરાંત, શરૂઆતમાં તાણો બનાવવાનું જે કામ કરવામાં આવે છે તેની રીતમાં હમણાં સુધી કાંઇ સુધારો વધારો કરવામાં આવ્યો નથી. હવે જ્યારે ફ્લાઇ શટલ સાળો ઉપર કામ કરતા એક કારીગર વધુ કામ નિપજાવી શકે છે ત્યારે અલબત્ત તેને અગાઉ કરતાં વધુ તાણાની જરૂર પડે છે. આથી હાથ વડે તાણો બનાવવાને બદલે કાંઇક યાંત્રીક કળાથી તાણો બનાવવામાં આવે તો તેની નિપજ વધુ થઇ શકે.

કાપડના વણાટ કામમાં સુતરનો તાણો અગત્યનો ભાગ બજાવે છે. સાળમાં વણતી વખતે સુતરના તાણા ઉપર ઘણું ખેંચાણ પડવા ઉપરાંત રાજ અને ફણીઓ વચ્ચે તાણાંના સુતર ઉપર ઘણો ઘસારો પડે છે, તેથી જો તાણો મજબુત બનાવ્યો નહિ હોય તો તે વારંવાર તુટી જાય છે. જેમ એક મોચી જોડા સીવતી વખતે તેનાં સુતરને મીણ લગાડી મજબુત બનાવે છે, તેમ તાણાના સુતરને પણ મીણ અથવા કોઇ જાતના આટાની કાંજી પાવાની અગત્ય છે. આ દેશના ઘણાંક ભાગોમાં તાણાનાં સુતરને બે ગાડા અથવા ખુંટાઓ સાથે બાંધીને કુચડા અથવા બ્રશ વડે આટાની કાંજી લગાડવામાં આવે છે, જે રીત ઘણી ખર્ચાળ અને ધીમી છે, અને એવી રીતથી ૫૦ વારથી વધુ લાંબો તાણો થઇ શકતો નથી, તેમજ તાણામાં ૧૨૦૦ થી વધારે સુતરના તાર આવી શકતા નથી આથી સાળમાં તાણો ઘડી ઘડી બદલવો પડે છે, તથા કાપડનો પન્નો નાનો રાખવો પડે છે.

તાણાના સુતરને કાંજી પાવાની કોઇ વધારે સારી અને સગવડભરેલી રીતની ગેરહાજરીમાં હાથ વણાટનું કામ કરનારાઓ સુતરના બે તારને ભેગા વળ દઇને બનાવેલું જાડું બેવડ સુતર વાપરે છે, જે ઉપર કાંજી ચડાવવી પડતી નથી, કારણ કે એકવડાં સુતર કરતાં આવું બેવડું દોરી જેવું સુતર અલબત્ત વધુ મજબુત હોય છે. એટલે કે જો તાણામાં ૨૦ નંબરનું સુતર વાપરવું હોય તો ૪૦ નંબરના સુતરના બે તાર સાથે વળ

દઈને તેનું સુતર બનાવી વાપરવામાં આવે છે આ રીતનો ગેરફાયદો એ હોય છે કે ૨૦ નંબર કરતા ૪૦ નંબરનું સુતર કીમતમાં વધારે મોંઘું પડતું હોવાથી તેમાંથી બનતું કાપડ પણ મોંઘું પડે છે, જો કે તે કાપડ વપરાશમાં વધારે ટકાઉ અને લાંબો વખત ચાલે તેવું હોય છે ખરું

કેટલાક વર્ષો ઉપર માઇસોર સરકારના ઉદ્યોગ ખાતા તરફથી બેંગલોરમાં સુતરના તાણાને કાંજી પાવાનું હાથે ચાલતું યંત્ર બનાવવામાં આવ્યું હતું આવું એક સુધરેલું યંત્ર ૧૯૨૧ ના ડીસેમ્બર માસમાં પટણા ખાતે ભરાયેલા ઓલ ઇન્ડીઆ હુન્નર ઉદ્યોગ એક્ઝીબીશનમાં બતાવવામાં આવ્યું હતું અને તે યંત્રને તે એક્ઝીબીશનનું રૂા ૧૧૦૦ મુખ્ય ઇનામ આપવામાં આવ્યું હતું

મુંબઈ સરકારનું ઉદ્યોગ ખાતું કેટલોક વખત થયા ગુજરાતની કેટલીક હેન્ડ લુમ ફેક્ટરીઓના માલેકોના સમતી સાથે આ યંત્રની તપાસ લીએ છે એ ખાતા તરફથી એ સીસ્ટંટ ડાયરેક્ટર ઓફ ઇન્ડસ્ટ્રીઝ મી૦ કે એ ભરૂચાની દેખરેખ હેઠળ એ યંત્રમાં ઘણા ક ફેરફાર અને સુધારા કરવામાં આવ્યા છે, અને છેલ્લા ત્રણ મહીના થયા સુરત જીલ્લાના અમલસાડ ગામમાં સ્વદેશી ઉદ્યોગમંડળ નામની હેન્ડ લુમની ફેક્ટરીમાં એ યંત્રની તપાસ ચાલી રહી હતી જેનું પરિણામ સંતોષકારક આવ્યું છે ગયા એપ્રીલ માસમાં એ યંત્રની છેલ્લી તપાસ આસીસ્ટંટ ડાયરેક્ટર મી૦ ભરૂચાની જાતી દેખરેખ હેઠળ લેવામાં આવી હતી, જે વખતે ઘણી સારી જાતનું ૨૦ નંબરનું સુતર તાણા તરીકે વાપરવામાં આવ્યું હતું એ સુતરના દરેક ૧૦૦ તારના ચાર બીમ ભરવામાં આવ્યા હતા અને તે આ યંત્રની પાછળ બીમ મુકવાના કોઠામાં મેળીને મશીનના રાઉલરો અને ફણીઓ માંહેથી સુતરને પસાર કરવામાં આવ્યું હતું

ખડીના મેંદાની કાંજી પકાવીને તથા યંત્રને ગરમ કરીને સવારે નવને પાંચ મીનીટ ઉપર એની તપાસ શરૂ કરી બપોરે એકને પંદર મીનીટ ઉપર બંધ કરવામાં આવી હતી આ અરસામાં યંત્ર બગર ચાર કલાક અને દશ મીનીટ સુધી વગર અટકવે ચાલુ રહ્યું હતું તાણો વિટાળવાના વાંપ ડરમ ઉપર ૧૨૫ વારના અને ૪૦૦ તારના પાંચ ખંડ વિંટાળવામાં આવ્યા હતા, માટે એવો દરેક ખંડ પુરો થતા અને બીજો શરૂ કરતાં વચ્ચે આસરે પાંચ મીનીટ યંત્ર બંધ રાખવું પડ્યું હતું તે સિવાય બીજા કોઇ કારણસર યંત્ર બંધ રહ્યું ન હતું. આ પ્રમાણે ૪૦૦ તારના પાંચ તાણા અથવા ૨૦૦૦ તારનો ૧૨૫ વાર લાંબો તાણો ૪ કલાક દશ મીનીટમાં બનાવી સુકાવીને તઇયાર કરવામાં આવ્યો હતો અસલ બેંગલોરમાં યંત્ર બનાવનારે એ યંત્રની જેટલી નિપજ કહેલી તે કરતા લગભગ બમણી નિપજ આ પ્રયોગ દરમિઆન આ સુધારેલા યંત્રમાંથી મળી હતી

હાથે ચાલતા સાઇઝીંગ યંત્રના આ પ્રયોગ ઉપરથી એવું અનુમાન નીકળે છે કે આ યંત્ર ચલાવવા માટે સુતર કાપડની મીલમાં કામ કરેલા અનુભવી મીસ્ત્રીની જરૂર પડે છે, કારણ કે આ યંત્ર મીલોમાં વપરાતા મોટા પાવરથી ચાલતા સાઇઝીંગ મશીન ઉપરથી બનાવવામાં આવેલ છે ગામડામાં કામ કરતો એક હાથ સાળનો કારીગર આ મશીન ચલાવવાનું કામ બરાબર કરી ન શકે વળી એ મશીનમાં પણ સુતર ઉપર ખેંચાણ પડ

હેતથી એમા નાખવાનુ સુતર સારી જાતનુ મજબુત અને ખાસ તાણા માટે બના વેલુ હોવુ જોઇએ સરકારી ઉદ્યોગ ખાતાએ આ યત્રની શરૂઆતમા લીધેલી તપાસમા ઉપના કાન્ઝો થળ રેસીલ નિષ્ફળના પહેલા મળી હતી ખાસ જાતન અને નબળુ સુતર આ યત્રમા વાપરતા તે સુતર ઘડી ઘડી તુટી જવાથી તે આવવા યત્ર બધ કરવુ પડે છે, જે વખતે એ યત્રમા રાખેલા કાજી પાયલા સુતરને સુકાવવાની પેટીમા સુતર વધારે ગરમ થઇ બળી જવાનો સભવ રહે છે એ માટે એ પેટીમા ગરમી ઓછી કરવાની યુક્તિઓ રાખવામા આવી છે ખરી પરતુ ઘડી ઘડી સુતરની તુટફાટ યત્રના સતોષકારક કામ કરવામા ઘણી હરકત કર્તા થઇ પડે છે અમુક એંજનેરોથી મગાવેલા યત્રમા આ ખાતા તરફથી વળી ફેરફાર કરી ઉપલી કેટલીક ખામીઓ દુર કરવામા આવી છે, જેથી સુતરની તુટફાટ પણ ઘણી ઓછી થઇ ગઇ છે હાલ યત્ર વધારે સતોષકારક કામ કરે છે

એકાદ બે સાળ સાથ કામ કરના એક કારીગર માટે આ યત્ર ઘણુ મોટુ કહેવાય, કારણ કે એની કીમત તે કારીગરને ભારે પડવા ઉપરાત તેના ખપમા એ યત્ર હરરોજ આવી ન શકે પરતુ થોડાક કારીગરો સાથે મળીને સહકારી મડળીના ધોરણ ઉપર એવુ એક મશીન મગાવી તેમા તાણો બનાવીને વાપરે તો તેઓને ફાયદો થઇ શકે તેમજ હાલ હાથે અથવા પાવર ચાલતી નાની નાની વણાટની ફેકટરીઓ માટે આ મશીન ઘણુ અનુકુળ થઇ પડે આવી ફેકટરીઓ હમણા હમણા ઘણી વધી પડી છે.

કોઇપણ હેન્ડલુમ અથવા પાવરલુમ ફેકટરીને આ યત્રનો પ્રયોગ કરવો હોય તો તે ફેકટરીને તેના પોતાના ખર્ચે ડીપાર્ટમેન્ટ આફ ઇન્ડસ્ટ્રીઝ આ યત્ર ઉછીનુ આપશે અને જો તેમને તે મગાવવુ પડતુ માલમ પડે તો તેની નકલ લેવા કરવા દેવામા આવશે ઉદ્યોગ ખાતાના હાથ વણાટના મદદનીશ મારફતે એવી કોઇ ફેકટરીમા જરૂર પડે તો આ યત્ર વિષે વધારે માહીતી તથા તેને ચલાવવાની સુચના મુફત આપવામા આવશે



# અમદાવાદ નજીક થતા શાકભાજી વિષે.

લેખક —પરાગજી રણછોડજી દેસાઇ.
ખેતીવાડી ઓવરશીઅર અમદાવાદ

ચોમાસામા વરસાદ થયે અમદાવાદ નજીક આજુબાજુએ વાલ્લરી લોક, ભીંડા, ગુવાર, તુરીઆ, ગલકા, ચોળી, આરીયુ, દુધી, તુમડી, કારેલા, વાલ પાપડી વીગેરે શાકભાજી હાથ દોધાળીથી ખેડી ઉછેરે છે અમદાવાદમાં શીઅળે ઉન્હાળે જે શાક ભાજી આવે છે તે ઘણું ખરૂં કોચરબ બારડી સામગી આવે છે, બટાકાનુ વાવેતર સાબરમતીના ભાઠામા કરવામા આવે છે.

કંકોડા અગર કંટોળા વાડ પર અગર પડતર જમીનમાં વેલા ફુટી લાગે છે, તે શ્રાવણ માસમાં વધારે પ્રમાણમાં માલમ પડે છે. વેંગણ, મરચી અસ્ગોળ ખોરજ ખોડીઆર, વાસણા, ચાંદખેડા વીગેરે નજીકના નદીને કાંઠે આવેલા ગામમાં કરવામાં આવે છે.

કોચરબ ખારડી ગામ અમદાવાદ નજીક હોવાથી એ ગામમાં શાકભાજીનું વાવેતર વધારે કરવામાં આવે છે. કુવામાં કોઇ કોઇ જગોએ પાણી ખારાશ પડતાં જણાય છે. જમરૂખી અને લીંબોઇનું પણ વાવેતર થાય છે. વઇશાખ માસમાં ગુવાર, તુરીઆં, ભીંડા, દુધી અને કારેલી, રતાળુ રાત્રે આળુ; દુધી, અને કારેલી, રોપવામાં આવે છે. એક વીંઘામાં ૩૦૦ ક્યારા ચાર ચાર હાથના કરેલા હોય છે. એક કયારામાં વેંત વેંતને છેટે ગુવાર. એક તુરીઆનું બી, એક દુધીનું બી અને એક કારેલાનું બી રોપવામાં આવે છે. એક વીઘામાં ગુવાર શેર ૩, ૩૦૦ બી તુરીઆનાં, ૩૦૦ દુધીનાં, ભીંડા શેર ૪ તથા ૩૦૦ કારેલાંના બી જોઇયે છે.

વરસાદ થયે ગુવાર, ભીંડા અને વાલ પાપડી વાવવામાં આવે છે. ગુવાર સુંવાળા થાય તે માટે ઇંટનો ભુકો તથા ભેંસ અગર બકરાંનું દુધ નાંખી છડીને રોપે છે. કે જેથી ગુવાર બરછટ ન થતાં નરમ થાય. વાંકડીઓ ગુવાર મોડા થાય છે તેથી તેની સાથે પાપડી અને આરીસુ રોપે છે.

દીવાળી પર ગાજર, મુળા, મોગરી, કોબીજ, કોલી ફ્લાવરનું વાવેતર કરવામાં આવે છે.

ગાજર છાંટીને કરવામાં આવે છે. એક વીંઘામાં એક રાણ બી જોઇએ. અને બીની કીંમત રૂપીઆ ૨૫ પડે છે. ગાજર સાથે મુળાને ચાર ચાર આંગળને છેટે રોપવામાં આવે છે. અને મુળો આશરે એક ફુટનો થાય એટલે એને તાણી લેવામાં આવે છે. અને ત્યાર પછી ગાજરને નીંદવામાં આવે છે. મુળા હોય ત્યાં સુધી દર અઠવાડીએ પાણી પાવું પડે છે. મુળા ઉખેડી લીધા પછી ગાજરને દર પંદર દીવસે પાણી પાય છે. (એક કયારામાંથી ગાજર બે મણ ઉતરે છે.) ગાજરના શંપ મોટા થયે ઉપરથી ભાંગી કોબીજના પાંતરા સાથે ભેંસને ખવાડવામાં આવે છે. કે જેથી દુધનો વધારો થાય છે. (આ ગામે તેલના ખોળ કરતાં કપાસીઆનો ખોળ ભેંસને ખવાડવાથી દુધ વધુ નીકલે છે એમ લોકનું કહેવું છે અને બે ત્રણ વરસમાં આ ખોળનો ઉપયોગ વધ્યો છે, શહેર નજીક હોવાથી દુધ પણ વધુ પ્રમાણમાં ખપી જાય છે.

મોગરીના બીને એક હાથને છેટે રોપવામાં આવે છે. અને મુળા વેંત વેંતને છેટે ઝીક તથા પારામાં રોપે છે. મોગરી મોટી થયે દરેક છોડની આજુ

બાજુ' એ ચુરડાં રંગવામાં વપરાતી ગળી નાંખવામાં આવે છે. કે જેથી મોગરી પોળી ન થતાં કાળા રંગની અને તીખી થતી મનાય છે. ચુરડાં રંગી રહે અને પછી જે માટી રહે તેનો ઉપયોગ કરવામાં આવે છે. એક વીઘે આશરે શેર ૧૫ થી શેર ૨૦ આવી માટી જોઇએ. અને એ રૂપીઆ પાંદરના મણ ૧ ના ભાવ પ્રમાણે મળે છે. ફુળા મોટા થયે ઉપાડી બજારમાં વેચી દેવામાં આવે છે અને ત્યારબાદ ક્યારામાં આડા કરવામાં આવે છે કે જેથી પાણી બધુ રહે કારણ કે ભીમરીને બહુ પાણી જોઇયે છે. કોબીજનું ધરૂં અષાઢ શ્રાવણ માસમાં ઉછેરવામાં આવે છે. એક વીંઘા માટે શેર ૦॥ બીનું ધરૂં ઉછેરવામાં આવે છે. ધરૂમાં ઉછરતી વખતે ઇયળ બહુ નુકશાન કરે છે તે વખતે રાખ અને ઘાસતેલ સાથે મેળવી છાંટવાથી નુકશાન ઓછું થાય છે એમ એક અનુભવી ખેડુતનું કહેવું છે જે ક્યારામાં ધરૂ ઉછેરવાનુ હોય તેમાં સાફ કોહેલુ ખાતર અને રાખ નાંખી હોય અને ધરૂ ઉગી નીકળ્યા બાદ એરંડી ખોળ આપી પાણી આપે છે તો ધરૂ સારૂં થાય છે. અને કોલી ફ્લાવરને પણ ધરૂ કરી રોપવામાં આવે છે.

[1] સંયુક્ત પ્રાંતમાં બરેલી તરફથી વરમા એન્ડ કું૦ તરફનું કોબીજનું તેમજ કોલી ફ્લાવરનુ બી સસ્તુ આવે છે. દરેક ખેડુત જુદુ મંગાવે તેના કરતાં બધા એકત્ર થઇ મંગાવે તો સસ્તુ પડે એમ છે અને તેને માટે રા. નાથુભાઇ રાહુયાભાઇ ને કહેતાં આ સાલ તે પ્રમાણે મંગાવવા કબુલ્યું છે.

કોબીજને ભાદરવા આસો માસમાં જમીનને સારી ખેડ કરી તઇયાર કરેલી હોય તેમાં રોપવામાં આવે છે. કોબીજમાં અડધા યાર ફરેતી હોય તેમાં રોપવામા આવે છે. કોબીજમા અડધા વીંઘામાં મેથી વીઘે ૧॥ મણ પ્રમાણે છાંટવામાં આવે છે અને બાકીના અડધા વીઘામાં ધાણાને ભરડી વીઘે ૧ મણ પ્રમાણે છાંટવામાં આવે છે. મેથી એક મહીનામાં તઇયાર થાય છે અને ઉપાડી બજારમાં ભાજી તરીકે વેચી દેવામાં આવે છે. કોબીજમાંથી મેથી ઉપાડી લીધા પછી ગોબરી અગર મેલાનું સુકું ખાતર વીંઘામાં બે માપ તરીકે (એક માપમા ચાર કોથળા અને એક કોથળીમાં આશરે મણ ૩ રહે) છાંટવામાં આવે છે. આ બે માપની કીમત ગાડાંના ભાડા સાથે રૂપીઆ પાંચ પડે છે. રખીઆલ ગોમતીપુર તરફથી ખાતર લાવવું પડે છે.

મેથી લાણી રહે એટલે કોબીજના છોડ પાસે માટી પુરી દેવામાં આવે છે. કે જેથી છોડ મજબુત થાય. મેથી વાળી કોબીજ સારી થાય છે. મેથી ભાજી તરીકે જાય છે. વીઘે રૂ. ૧૦૦) થી રૂ. ૧૫૦ સુધીની થાય છે. (પુચ્છા હુંસારીઆમાં કોબીજમા મેથી તથા ધાણાનો અખતરો કરી જોવા જેવો છે.)

હાલમા ગાજરનું વાવેતર ઓછુ થતુ જાય છે અને દાસી ફુવારનું રોપાણુ વધતુ જાય છે કારણ કે એમાથી ઉપજ વધુ થાય છે શાકભાજીમા પેદાશ સારી થતી હોવાથી આ ગામે બાજરી, જાર તથા ઘઉનુ વાવતર ઘણા જ જુજ પ્રમાણમા થાય છે. વરસાદ રચે જમીનમા જાર અને બાજરી વાવી દેવાય છે જેઠ મહીનામા આ જમીનમા ખાતર સારૂ નાખેલુ હોય છે જ્યારે જારને ચાર તરીકે કાપી ઢોરને ખવાડી દેવામા આવે છે જ્યારે બાજરીનો દાણો લેવામા આવે છે અને ત્યાર બાદ જમીનને ખેડી ટોબીજ વીગેર રોપવામા આવે છે ટામેટા, વેગણ અને મરચી જુજ પ્રમાણમા કરવામા આવે છે. કેળાનુ વાવેતર વધુ પ્રમાણમા થાય તો ફાયદો કરે એમ છે તેજીજ રીતે પપૈયા, કેળ, ફળવી, કુહનો, ટામેટા, વીગેરે શાકભાજી સુવેજના પળીમા ઘણા જ બહોળા પ્રમાણમા કેટલીક મીલની નજીકમા ઘણા બહોળા પ્રમાણમા કરવામા આવે છે. પણ આ સઘળાનો સ્વાદ કુવાના પાણીથી થતા માલ કરતા ફીકાશ પડતા હોય છે.

પરાગજી રણછોડજી દેસાઇ.
ખેતીવાડી ઓવરસીઅર—અમદાવાદ

---

## ખેતીની પેદાશ વધારવાને દેશી રાજ્યોના ખેડુતો અને રેવન્યુ અમલદારોએ જાણવાની કેટલીક હકીકત.

### જમીન વિષે.

(૧) વાઢણી કે લણણી કરીને તુરતજ ખેતરને લોઢાના હળથી ખેડી નાખવું.

(૨) ખેતરમા કળીયુ, બેલી, એકલીયું, વીગેરે ફેરવીને અને વાડીપાળામાં દાતરડાથી ગોડી ચગર કોઇ રીતે ખેતરના શીનારા જાળવી રાખવી અને નીંદામણ કાઢી નાંખવું.

(૩) સેઢા ઉપરની પડતર જમીન જેમ બને તેમ ખેડીને સાફ રાખવી ચગર હાથથી ખોદી નાખેવી.

(૪) ઢોળને પાણી પાતી વખતે એકી સાથે ત્રણ ચાર કયારા ઉઘાડા રાખી દરેકમાં થોડું થોડું પાણી જવા દેવું આથી પાણી જમીનમા ઉતરશે અને જમીનને બગાડશે નહિ.

## ખાતર વિષે.

(૫) વાડીમાં કુવા પાસે ઝાડના છાયા નીચે ખાડો કરવો અને ખાડાનું તળીયું મુરમ કાંકરી દબાવી ટાંચ નાખીને લીંપવું અને પાણી નીચે ઉતરી જાય નહિં કઠણ બનાવવું ખાડાની અંદરની દીવાલને ઇંટથી ચણી લેવી જેમ જેમ દર આગળ એક ગાડુ ખાતર થાય તેમ તેમ તે ખાતર ગાડુ ભરીને તે ઢીપડાના ખાડામા નાખવુ આ ખાડામા દરરોજ થોડુ થોડુ પાણી છાંટવુ

(૬) ઢોર બાંધવાની કોઢમાં પંદર દીવસે સુકી માટી નાંખીને પંદર દીવસ પછી એ માટી ખાતરના ખાડામાં નાખવી અને નવી સુકી માટી કોઢમાં વાપરવી

(૭) બની શકે તો દર વરસે ખેતરનો થોડો ભાગ રપોતીયુ (પડતર અગર વાસેલ) રાખવુ અને ચોમાસામાં તને ખુબ ખેડવો વાડીપડામા શીયાળુ પાક વાવ્યા પહેલાં ચોમાસામાં શણનું લીલુ ખાતર કરવું

(૮) મોટા શહેરની નજીકના ગામડામા શહેરના મેલાનુ ખાતર ખાનદેશ ની રીત મુજબ વાપરવુ.

(૯) દરેક ખેડુને રસાયણીક ખાતર જેવુ કે એમોનીયમ સલ્ફેટ સોડીઅમ નાઇટ્રેટ, સુપર ફોસ્ફેટ અને હાડકાંના ભુકાના ખાતરનો ઉપયોગ બે ચાર ક્યારામા કરવો અને તેનો ફાયદો જોવો

## પાણી વિષે.

(૧૦) ખેતરમાં જેમ બને તેમ ધોવાણની જગ્યામાં દર વરસે થોડો થોડો બંધ બાંધી ધોવાણની ઉલટી દીશામાં ખેડવુ અને ખેતરની ઉપલી માટી ધોવાઇ જતી અટકાવવી.

(૧૧) ખેતરમાં પાણી ભરાઈ રહેતું હોય તો ખેતરમાં નીચાણના ભાગ તરફ નાનો નીક ખોદી પાણીને જવાને રસ્તો કરી આપવો.

(૧૨) વરસાદનુ પાણી જમીનની સપાટી ઉપરથી ચાલ્યું જાય નહી અને જમીનમાંજ ઉતરે માટે જમીનને સપાટ કરવી.

(૧૩) ખેતરમાં કેનાલનુ પાણી અતીશય પાવું નહી કારણ કે ખેતરની જમીન ખારી થઇ જાય છે, અને જમીનમા રહેતા ઉપયોગી જંતુ (બેકટીરીઆ) અને હવાનો માગ બંધ થઇ જાય છે અને પાકના મુળીયાં સડી જાય છે.

(૧૪) દરેક દુષ્કાળ વખતે કુવામાંથી નાળ કઢાવી ઉંડા ગળાવવા અને કુવાને તળીયે બોરીંગ કરાવી વધારે પાણી કાઢવાનો પ્રયાસ કરવો.

## બી વિષે

(૧૫) પોતાના ખેતરનુ પસંદ કરેલું સારૂ બી આવતી સાલ માટે સાચવી રાખવુ અને જંતુ પજેલા પડે નહી તેની સંભાળ રાખવી સારો ગુચ્છાદાર કપાસ વીણી લઇ હાથ ચરખાથી પીલાવી કપાસીઆ સાચવી રાખવા અને કોઇ પણ બી બજારમાથી વેચાતુ લેવુ નહી

(૧૬) પર મુલકમા થતા અનાજ, કપાસ, શાકભાજીના બી મંગાવી એકેક કયારામા અજમાયસ કરવી

(૧૭) એકજ પાકમાં થતી જુદી જુદી જાતના બી એક એક કયારામા વાવી તેની અજમાયશ કરવી.

## સામાન્ય.

(૧૮) જુવારના બી ને મોરથુથાના પાણીમા પા કલાક બોળી છાંયડે સુકવીને વાવવુ કે જેથી આગીઓ રોગ અટકાવી શકાય.

(૧૯) વાડી પડામા કુવાને કાંઠે અગર વાડીને સેઢે આંબા, ગુંદા જામ, ફુણી, જાંબુ વીગેરે બે ચાર ફળઝાડ દરેક ખેડુતે વાવવા.

(૨૦) ઘાસચારાની મોસમ વખતે પોતાના જાનવરને બે વરસ ચાલે તેટલો ચારો દરેક ખેડુતે સંઘરી રાખવો કારણ કે દુષ્કાળ વખતે તે ચારો ઘણો કામ લાગે છે.

(૨૧) સેઢા ઉપર જીવતી વાડ કેતકીની અગર હાથલા થોરની કરવી. અને તેમા થોડે થોડે છેટે મોટા ઝાડ નાખવા અને દર ઉનાળે એ વાડ દુરસ્ત કરવી.

(૨૨) અરસપરસ મદદ કરનારી સોસાયટી સ્થાપવી અને ખેડુતોના મંડળવાર મંડળો સ્થાપી ખેતી સુધારવાના પ્રયત્નો કરવા અને રાજ્ય પાસેથી જાહેર કામ માટે એક સપથી મદદ લેવી

(૨૩) ખેતીના સુધારા સબંધી હકીકતની ખબર મેળવવા પોતાના રાજ્યના ખેતીવાડીના અમલદાર સાથે મસલત કરવી અને કંઇ નવીન શોધ કરવાની ખંત રાખવી

ઉપરની હકીકતની વીશેષ માહીતી માટે અમોને લખી પુછવું.

રાજકોટ સીવીલ સ્ટેશન
કાઠીયાવાડ.
તા ૬-૯-૨૦

વ્રજલાલ ગિરધરલાલ પટેલ.
બી. એજી.
એગ્રીકલચરલ એડવાઇઝર,
રાજકોટ સ્ટેટ.

## દક્ષિણ ગુજરાતમાં જે જે જમીનોમાં કપાસ થાય છે તેની વિગત.

( કોટન ફીડર સાહેબ ગુજરાત તરફથી. )

### ભરૂચ જીલ્લો.

(૧) કાનમ પ્રદેશ:—

આ ભાગ ભરૂચની ઉપર એક માઇલથી શરૂ થાય છે અને ગીલાગામ સુધી એની સરહદ છે ને ઇશાનમા આમોદ સુધી જાય છે આ પ્રદેશનો ઘણો ભાગ, આમોદ અને ભરૂચ તાલુકાઓમાં છે અને જુજ ભાગ વાગરામા છે આમોદ તાલુકામાં આમોદની ઉતરેથી શરૂ થઇ, આમોદને અડકીને અનાર અને સમની થઇ વાગરા તાલુકામાં ઓરા આગળ વાગરા થઇને તે બેરસમ પહોચે છે ને ત્યાથી ભરૂચ તાલુકામા કથારીઆ, કવીઠા અને ચમારગામ સુધી જાય છે.

આ કાળી મીઠી એક સરખી જમીન કપાસને માટે ઉત્તમ છે અને ઘણી તપરાપ છે.

**કાનમ જેવી જમીન:**—મુખ્ય કાનમ કરતા કંઇક હલકી છે અંકલેશ્વર અને હાસોટ તાલુકાઓમા અને આમોદના થોડા ભાગમા આવેલી છે

સજોદથી શરૂ થઇ, હાસોટ, પાનોલી, ખરાડ અને અંકલેશ્વર તળમાં આ જમીન છે.

(૨) રેચાણીયા જમીન:—

અંકલેશ્વર તાલુકામા અને હાસોટ મહાલના મધ્ય ભાગમાં આવી જમીન છે હાસોટની તદન દક્ષીણમા, પાનોલીની પશ્ચીમે મીઓદરા સુધી અને દક્ષીણમા, ખારચ સુધી ને ત્યાર પછી આવો પ્રદેશ સુરત જીલ્લાના ઓલપાડ તાલુકામા આવે છે

(૩) બારાનો પ્રદેશ:—

ખંભાતના અખાતના કાણા બારા પર આ પ્રદેશ આવેલો છે મોટે ભાગે, વાગરામાં, અને અંકલેશ્વર હાસોટમા છે. આમોદના થોડા ભાગમા પણ આવો પ્રદેશ છે ત્યાં પાણીની ઘણી તગાસ અને કપાસ ઘણી મુશ્કેલીએ થાય છે વીઘે ઓછો પાકે છે.

**નીમ બારા જમીન:**—કાનમ અને ખારાટવાળો બારાના પ્રદેશની વચ્ચેના ભાગમા આ જમીન છે ઉપલી ૧॥ થી ૨ ફુટની જમીન મીઠી હોવાથી, જુવાર, ઘઉ અને કપાસ થાય છે આવો પ્રદેશ મોટે ભાગે વાગરામાં છે અને થોડો ભાગ જંબુસર અને આમોદમાં આવેલો છે

(૪) હલકી ટેકરીઆ જમીન:—આ પ્રદેશોમાં ડુંગરીઓ હોવાથી

જમીન, ટેકરીઆ છે. અંકલેશ્વર તાલુકાના થોડા ભાગમા પુર્વ બાજુએ આ વેરી છે

(૫) ગોરાડુ જમીન —મોટે ભાગે જબુસર તાલુકામા આ પ્રદેશ છે, જબુસર તાલુકાના ઉતરે, પુર્વે અને દક્ષીણ પુર્વે છે અને વાગરા તાલુકાના અગ્ની કોણમા છે.

(૬) ભાઠાની જમીનઃ—અંકલેશ્વર તાલુકાના ઇશાન કોણમા નર્મદા પર છે અને ભરૂચની આખી હાંસોટે નર્મદા નદી પર છે

## સુરત જીલ્લો

કાળી જમીન

(૧) માનમના જેવી આ પ્રદેશ ઓલપાડ, ચોર્યાસી, માંડવી અને સગ ભાગ આખા બારડોલી તાલુકામા આવેલો છે ઓલપાડ તાલુકામા ઓલપાડ ની ઉતરેથી શરૂ થઇ દક્ષિણમા તાપી નદી સુધી જાય છે ચોર્યાસીના નૈઋત્ય ખુણા શિવાય બધા ભાગમા અને માંડવીના પશ્ચિમ ભાગમાજ છે

(૨) સારી કાળી જમીન —એ બેહરી કાળી છે, તે ઉંડી છે પણ મઇડીવા હોતા નથી અના નીચેના તગાર નાઇડોવા છે, અગર મઇડીયાવાળી પીળી ગોરમટી હોય છે જલાલપોર તાલુકાના ઉત્તર અને દક્ષણ મધ્ય ભાગ મા અને મધ્યભાગમા આવેલી છે મઇડાવાવાળી કાળી જમીન મોટા ભાગે ઢાકરીઆ છે, પણ ખીણોમા ઉંડી છે આવી જમીન ચીખલી તાલુકાની ઉતરે અને પુર્વે છે

રેચાણીઆ જમીન.—મોટે ભાગે ઓલપાડ તાલુકાના પુર્વ ભાગમા, અને ઇશાન ખુણામા આવેલી છે

ટેકરીઆ જમીન —માંડવી તાલુકાની ઉતર ભાગમા,મધ્ય ભાગમા અને દક્ષિણના મધ્યભાગમા આવેલી છે. આ ડુંગરાઓ પ્રદેશ હોવાથી સપાટી એક સરખી નથી

(૩) બેહડી જમીન —સહેજ ખારી છે અને ભરૂચ જીલ્લાને નીચ જાને મળતી આવે છે, આ પ્રદેશ ઓલપાડ તાલુકાની પુર્વ બાજુએ અને ચોર્યાસી તાલુકાના નૈઋત્ય ખુણાના અને જલાલપુર તાલુકાના ઉત્તર ભાગમા મધ્યમા અને દક્ષિણ પશ્ચિમે આવેલો છે.

(૪) ઉતમ ભાઠાની જમીન —ચીખલી તાલુકામા પુર્વ અને દક્ષિણ ભાગમા આવેલી છે અને ત્યા મોટે ભાગે પિતના તુલ થાય છે.

(૫) ગોરાડુ જમીન—બારડોલી તાલુકામા બારડોલીના નજીક આવી જમીન છે.

# "યાંત્રીક બળની ખેતી."

(લખનાર:—મી. હરીશમ જેઠાભાઇ)

હરકોઇ પ્રજા અથવા દેશની તંદુરસ્તી યા આબાદીનો આધાર મુખ્યત્વે કરીને પુષ્કળ અનાજ, રૂ, તેમજ દુધ, ઘી ઉપર છે ઉપલી બધી જરૂરીઆતો આપણને જમીનમાથી પુરી પડી શકે તેમ છે. હરેક ઉદ્યોગની ફતેહનો આધાર ઉપલી ચીજોના વધારે પ્રમાણ અને સસ્તા સપ્લાઇ ઉપર છે કહેવત છે કે "ખેતીવાડી એ દરેક ઉદ્યોગની મા છે."

હજારો વર્ષ પુર્વે મનુષ્ય જાત જયારે પોતાની પછાત સ્થીતીમાં હતી ત્યારે ટોળીઓ બનાન ગ્હેતી આજે અહીયા તો કાલે વળી બીજે એવી રીતે શીકાર, માછલી, તેમજ જંગલી ફળફુલો વીગેરે ખાઇને પોતાનો ઉદર નિર્વાહ કરતા. જ્યા સુધી આવી સ્થીતી હતી ત્યા સુધી વસ્તીનો વધારો તેમજ આબાદાની થવી અશક્ય હતી ઘડી ઘડી તેઓ લડાઇઓમા અને ઝગડાઓમા ઉતરતી ઇતીહાસ ગવાહી આપે છે કે જયારે એક પ્રજા બીજાના હુમલામાથી બચવાના ઉપાયમા, તેઓ મોટી નદીઓવાળા રસાલ પ્રદેશોમા ઠરીઠામ થઇને બેસતા, જમીન ખેડતા અને થોડાક વર્ષોમા સુલેહ શાંતી આબાદાની વીગેરે જોતા જે ટોળી પાસે વધારે ખેડેલ જમીન, વધારે ઢોર ઢાખેર, તેજ ટોળી વધારે બળવાન થતી

જ્યારે માણસ જાતે થોડા વખતમા બળવાન થવાનો ભેદ ખેતીવાડીમાં છે એમ જોયુ ત્યારે તેઓ ખેતીવાડી ઉપર વધારે ધ્યાન આપવા લાગ્યા. એટલુંજ નહી પણ હળથી અને થોડી મહેનતથી ઝાઝુ કામ થઇ શકે એવી જાતના ઓજારો શોધવા લાગ્યા. બાવળના થડમાથી હળ, કરબડી, મરખી, તેમજ લોઢામાથી દાતરડું, કુહાડી, વીગેરે કામ થાય એવા ઓજારો વાપરતા હાથના ઓજારોથી થતુ કામ ઘણુ ધીમુ તમજ મહેનતવાળુ હતુ. કામ કરવાના કલાકો બારથી સોળ હતા. ખેડુતની આખી જીંદગી આવુ સખત શારીરીક મેહેનતવાળુ કામ કરવામા વીતી જતી તથી તેઓ કોઇ પણ જાતની માનસીક યા નઇતીક પ્રગતી કરી શકતા નહી. તેથીજ ખેડુતોનો સાસારીક દરજ્જો આજના કરતા ઘણોજ નીચો હતો.

આ પછી એક મોટી શોધ થઇ, કે જે શોધ આગળની હાથની પધતી થી ઘણીજ ફાયદાકારક નીવડી, તે શોધ તે બળદોની ખેતી। જુના વખતમા,

હળ વીગેરે બધું હાથે ખેંચવુ પડતુ, પણ હવે તે તે કામ બળદોથી થવા લાગ્યું હાથની ખેડ કરતા બળદો વાળી ખેડ ઉંડી થવા લાગી, તે ઉપરાંત ખેડુત વધારે જમીન ખેડી શકવા લાગ્યા, પરીણામે ઉત્પન્ન પણ વધારે અને સસ્તુ થવા લાગ્યું.

બળદોની શોધને આજે સેંકડો વર્ષો વીતી ગયા છે વસ્તી દસગણી વધી ગઇ છે અનાજ, રૂ. દુધ, ઘી વીગેરે મોંઘા થતા ચાલ્યા પણ ખેડ કરવાની જુની, અર્ધદગ્ધ આજના જમાનાને પુગી વળવા અશક્ત, બળદોવાળી પધ્ધતી થી અનાજ પેદા કરતો રહયો છે. ખેતીવાડીની દશા માઠી થવા લાગી છે, વસ્તીના વધવા સાથે (પ્રોડકશન) યાને ઉત્પન્ન વધ્યું નહી એટલે ગુજરાતના સાધનો મોંઘા થતા ગયા છે. ભુખમરો વધી રહયો છે. જેઓ અડધી રોટીથી સંતોષ માને છે તેમજ જેમની પાસે વધારે જમીન યા પઇસો હતો તે સીવાય બાકીનાઓ વતન છોડોને દેશ પરદેસે કમાવા નીકળી પડયા છે.

આપણી આજની સ્થીતી અમેરીકાની દોઢસો વર્ષ ઉપરની સ્થીતી સાથે બીલકુલ બંધ બેસ્તી છે. યુનાઈટેડ સ્ટેટસની પ્રજાના ઇતીહાસમાં મી૦ મેક માસ્તર લખે છે કે "મેસાચુસેટનો એક ખેડુત કે જેણે બળદો જોયો હતો તે લાકડા ના હળથી જમીન ખેડતો. બીયાં છુટે હાથે ખેતરમાં વીખેરતો, અને જ્યારે પાક થતા ત્યારે દાતરડાથી કાપતા, પછી દાણા લાકડી વતી કુટીને છુટા પાડતો," વળી આગળ જતા તે લખે છે કે સતરસો નેવુમાં વરજીનીઆનો એક ગરીબ સફેદ ખેડુતના ઝુપડાની દીવાલોને પલાસ્ટર કીધેલું નહતું બારીઓને કાચ ન હતા અને જે ફરનીચર હતું તે હાથે બનાવી લીધેલુ હતું અનાજ ના કણસલા જમીન પર રાખીને તે ઉપર ઘોડાઓ ફેરવતા, અને અનાજનો આટો પથરમાં ખાડો બનાવી તેમાં પથરથી કુટીને કરતો ઘણી વખત તે ખેત રોમાં ચોદ કલાક કામ કરતો એક સાધારણ મજુરને તે વખતે મહીને ત્રણ ડોલર એટલે નવ રૂપીઆ મજુરી મળતી, ત્યારે આજે તેવાજ એક મજુરને ઓછામાં ઓછા દશ ડોલર યાને ત્રણસો ત્રીસ રૂપીઆ મહીને મળે છે.

જે દેશોમાં હજુ પણ હાથ યા બળદની પધ્ધતીથી ખેતી થાય છે ત્યાં મજુરી ઘણીજ ઓછી છે કામ કરવાના કલાકો પણ દશથી બાર છે. આ સ્થીતી આજે આપણા દેશની છે. જ્યાં મજુરી માંડીને દસ આનાથી વધારે નથી; અમેરીકામાં જુની હાથની પધ્ધતી કરતા હાલની સુધરેલી મજુરી બચાવનાર કળ અને બળતણવાળા ઓજારોથી ખેતરો ઉપરની વસ્તીમાં જે ઘટાડો થયો છે તે જાણવા જોગ છે. ઇ. સ ૧૮૯૭ માં કુલ વસ્તીનો ૯૭ ટકા ભાગ ખેતીમાં રોકાયલો હતો, જ્યારે આજે ૨૯ ટકા રોકાયલો છે, તે છતાં આજનો ઉત્પન્ન

યાને પેદાશ કેટલી વધી છે તે નીચેની બીનાથી જણાશે, દુનીયાની ખેતીવાડીની પેદાશમા અમેરીકાનુ પ્રમાણ નીચે મુજબ છે:—

૭૦ ટકા દુનયાનો અનાજ.
૬૦ ટકા દુનયાનો કપાસ.
૫૦ ટકા દુનયાનો તમાકુ
૨૫ ટકા દુનયાનો સુકુ ઘાસ અને જવ.
૨૦ ટકા દુનયાનો સણ અને ઘઉ.
૧૫ ટકા દુનયાનો બારલી
૧૦ ટકા દુનયાનો બટાટા,
૫ ટકા દુનયાના ખાંડ.

દુનયાના ખેડુતોના પ્રમાણમાં અમેરીકન ખેડુતો માત્ર ૪ ટકા છે છતાં તેઓ કેટલું બધુ ઉત્પન્ન કરે છે ! એક અમેરીકન શહેરી દીઠ અમેરીકન ખેડુતો ૧૨ ટન અનાજ ઉત્પન્ન કરે છે. આજબ ફેરફાર સુધરેલી જાતમાં મજુરી બચાવનારા કળ અને બળવાળા ઓજારોનેજ આભારી નથી, એમ કોણ ના પાડી શકશે ?

## મહાન શોધ.

કળ અને બળથી ખેતી કરતા અમેરીકા જેવા દેશો પોતાની દોઢસો વર્ષ ઉપરની સ્થીતીને આજે ઘણે દરજ્જે ફેરવી નાંખી છે. દુન્યાનો મોટો ભાગ અનાજ, રૂ, તમાકુ વીગેરે ઉત્પન્ન કરે છે છતાં આ સ્થીતી તેઓ સંતોષકારક લેખતા નથી, યાને તેમાં પણ હજી મોટો ફેરફાર કરવા ઇચ્છે છે. ખાસ તોપી અમેરીકનોએ ખેતીવાડીની દુન્યામાં એક મહાન શોધ કરી છે જે શોધ દુન્યાની દરેક મહાન શોધમાં ચઢી જાય તેવી છે. તે શોધ તે ત્રેકટર યાને મોટર હળ છે.

આજ દીવસ સુધી હળ ખેચવાનું દેશો ખેંચવાનું, કરબડી કરવાનું કામ ઘોડાઓથીજ થતુ. જો કે પાણી ખેંચવાનું, દાણા છુટા કરવાનું વીગેરે કામ સ્ટેશનરી એન્જીનથી થતું છતાં ઘોડા એ ઘોડા અને એન્જીન એ એન્જીન, એ મુજબ કેટલુંક કામ જે ઘોડા કરતો તે એન્જીનથી ન થઇ શકતું. ઉપરી ત્રેકટરની શોધ પછી હળો ખેચવાનું કામ તેમજ સ્ટેશનરી એન્જીનનું કામ મળી બેઉ કામ એકલા ત્રેકટરથી થાય છે. આ ત્રેકટરની શોધને ૬૪ વરસ થયા, પણ એટલા વરસો દરમ્યાન તેમાં સુધારો કે વધારો કરીને આજે તે તદ્દન ઉપયોગી બનાવી શકાયું છે તેનું ઉપયોગીપણુ તે આજે ત્યાં શાકકશ-રીતે પુરવાર થયેલી બીના છે.

## ટ્રેકટર વીશે મી૦ ફોર્ડનો અનુભવ.

મી૦ હેનરી ફોર્ડ એ નામથી આજે કોણ અજાણ્યુ છે? દુન્યાનો મોટો પઇસાદાર કે જેના કારખાનામાં દર રોજ એક હજાર મોટર તઇયાર થાય છે. જેના વીશે મહાન શોધક એડીસન એમ કહે છે કે "મારે પણ તેની આગળ મારી ટોપી ઉતારવી જોઇએ કારણ કે મી૦ ફોર્ડને સસ્તેથી અને સહેલાઇથી યાંત્રીક ચીજો બનાવવાની અટકળ છે. જેથી એક્ષપર્ટો પણ મુઝાઇ જાય છે." એ ઉપરાંત ફોર્ડ એક મોટો ખેડુત છે. તેની પાસે નવ હજાર એકર ખેડાણ જમીન છે, જેની ખેતીનું સઘળુ કામ ટ્રેકટરથી કરવામાં આવે છે. મી૦ ફોર્ડ જ્યારે આવા મોટા ખેડુત યાંત્રીક એક્ષપર્ટ છે ત્યારે ખચીત તેમનો ટ્રેકટર વીશેનો અનુભવ આપણા માટે વીચારવા જેવો છે. ટ્રેકટરથી થતી ખેતી વડે રૂતુ ઉપર કાબુ મેળવી શકાય તેમજ દશ ગણે ઓછે ટાઇમે કામ થઇ શકે. આ વીચાર ઘણા જુના જમાનાના ખેડુતો કે જેઓ આખો દહાડો ઘોડા યા બળદ સાથે સખત મહેનત કરે છે તેઓને અતીશયોક્તી ભરેલું લાગે તેમાં નવાઇ નથી, "ખેતર ઉપર અને ગામડામાં યાંત્રીક યુગનો જમાનો આવી લાગ્યો છે. સુધરેલી દુન્યાએ આ એક મોટું પગલું આગળ ભર્યું છે. સખત રૂતુઓમાં લાંબો વખત કામ કરવા કરતાં થોડો વખત કામ, વધારે નફો અને વધારે ઉત્પન્ન કે જે વડે માણસ જાત પોતાનું વધારે સુખ અને આરામ મેળવી શકે આજ દીવસ સુધી માણસોના હાથે ઘોડા યા બળદ વડે ખેતી થતી, અને તે પછી હળવે હળવે કળવાળા ઓજારો દાખલ થયા. અને આજે ખેડુત યાંત્રીક બળથી ખેતી કરવા ભાગ્યવાન થયા છે!!

"ખેતીમાં વખત એ પઇસો છે વખત અને રૂતુ ફાર્મના માટે થોભતા નથી કુદરતે નકી કરેલા ટાઇમ ઉપર ખેતી કરવીજ જોઇએ અને ખેડુતે તે નકી કરેલા ટાઇમનો બરાબર લાભ લેવો જોઇએ"

મી૦ હેનરી ફોર્ડના ફાર્મ ઉપર, દરેક કામ જલદીથી અને ટુંક વખતમાં કરવાની રૂઢી છે. જેવી રૂતુ અને જમીન લાયક થાય છે તેવુંજ દરેક કામ આરોપી દેવામાં આવે છે દરેક ખેડુતને વખતનો બચાવ એ મોટી ચીજ છે, ખેતીમાં એક ઉતાવળું કામ ધારેલા વખતમાં થવુંજ જોઇએ જે કામ ઘોડા યા બળદથી થવું મુશ્કેલ છે, અને નથી થતુ તેમાં નફા અને ટોટા જેટલોજ ફરક છે. માટેજ વખત બચાવવો એ ખેતીમાં ઘણીજ કીમતી બાબત છે..

"મારા ફાર્મ ઉપર ખેતીવાડીનુ બધુ કામ જુદે જુદે વખતે મળીને માત્ર ૨૧ દીવસમાં ખલાસ થાય છે તે પછીના અગીઆર મહીના અને નવ દીવસ હુ કારખાના ચલાવું છું. આવી જાતના ૧૭ નાના કારખાનાઓ આ

અગર કેટલેક અંશે ટ્રેકટરોથીજ થાય છે. ઉપરાંત જ્યારે કાંઈ પણ કામ નથી હોતુ ત્યારે ઘોડા યા બળદની માફક તે ખાવાનું માગતું નથી" વળી આગળ જતા મી૦ ફોર્ડ કહે છે કે ટ્રેકટરને માટે વીશાળ ભવીષ્ય છે કારણ કે તેનાથી મનુષ્યોનુ સુખ વધશે, અનાજ વધારે અને સસ્તુ ઉત્પન્ન થશે ખેતી જેવી બની જોઇએ તેવી થશે યાને તે વધારે ખુશકારક, વધારે તંદુરસ્ત અને વધારે લાભકારક થશે કે જેની સરખામણીમા કોઈ પણ ઉદ્યોગ યા વેપાર હશેજ નહી !

આજે અમેરીકન ખેડુતોના કામ કરવાના કલાકો ઓછા છે, તે સુખેથી રહે છે જીંદગી તનદુરસ્ત અને સુખી બનાવવાના દરેક સાધનો તે ભોગવે છે. જેમ વખત જશે તેમ તેઓ વધારે સુખી અને વધારે નફો મેળવતા જશે પોતાની શારીરીક મહેનતને હળવે હળવે યાંત્રીક બળમા ફેરવતા જશે.

"" બળદો હાંકવો, તેની પુછડી મરડવી, આખો દીવસ તડકામા ચાલવો કોઈ પણ મનુષ્યની સોબત વગર એકલો ચુપચુપ માત્ર તેના માર્ગ હળવે હળવે બળદો સાથે ફરતો અને ભલે કવીઓ દેવતા પુરૂષ યા અંદરસ ફીલોસોફર કહે, પણ ખરેખર તો તે બીચારો પોતાના બળદોને વાગી નાખનો કામ છે"

" હું એક ખેડુતનો દીકરો છુ ખેતર ઉપર જનમ્યો છું એક ખેડુત તરીકે અને મેન્યુફેક્ચરર તરીકેનો મારો અનુભવ એમ કહે છે કે શારીરીક બળ કરતા યાંત્રીક બળ વીશેષ ફાયદાવાળુ હોઈ અને વખતનો બચાવ કરનાર છે"

ઉપલો મી૦ ફોર્ડનો ટ્રેકટરના ઉપયોગીપણા વીશેનો અભીપ્રાય જાણ્યા પછી વાચનારની ખાત્રી થયા વીના રહેશે નહી

## યાંત્રીક બળની ખેતી અને હીંદુસ્તાન.

છેલ્લી એક સદીથી વસ્તીનો ક્રમે ક્રમે થતા રહેલો વધારો, દુકાળો, ખેતીના મજુરોની તંગી તેમજ તેઓના દરોનો વધારો વીગેરે સાબીત કરે છે કે આજે આપણા માટે cheap production યાને સસ્તી અને વધારે ઉત્પન્નની જરૂર છે. અનાજ એક એકરે દશ ગુણ થતુ હોય તો વીશ ગુણ ઉતપન્ન કરવુ જોઈએ કપાસ વીશ મણ થતુ હોય તો ચાલીશ મણ દુધ એક ગાય દશ શેર આપતી હોય તો તેને વીશ કે પચીસ શેર આપે એવી ઓલાદ સુધારવી જોઇએ. ઉપરાંત હાલમા ઉત્પન્ન કરવામા જે મજુરી લાગે છે તેમા બહુજ ઘટાડો થવો જોઇએ ઉપજ બે યા તેને પહોંચી વળવા માટે એક તો સુધરેલા હળ અને બળવાળા યાંત્રીક ઓજારો તેમજ સાયન્સ યાને વીજ્ઞાની,

મદદ લેવી જોઇએ. હીંદુસ્તાનના ખેડુતોનો મોટો ભાગ small holders નાના ખાતેદારોનો બનેલો છે. તેઓ ટ્રેકટર જેવા મોટા યાંત્રીક બળવાળા ઓજારો તો ન વાપરી શકે, પણ નાના કળવાળા ઓજારો તેમજ નાના સ્ટેશનરી એન્જીનો અને વીજ્ઞાનની મદદ તો જરૂર લઇ શકે તેમ છે. જો આવતા દશ વર્ષમાં ઉપલા ઉપાયો નહીં લેવામાં આવશે, તો ખેતીવાડી અને ખેડુત વધારે પડી ભાગશે. અનાજ, રૂ, તેમજ દુધ ઘી વીગેરે મળવા દુર્લભ થઇ પડશે, હાલમાં જે ભુખમરો ચાલુ છે તે વધશે અને તેમ થતા આપણી પ્રગતી અટકશે,

કેટલાક ભાઇઓ એવી દલીલ કરતા મેં સાંભળ્યા છે કે જો આપણે અનાજ, રૂ, તેમજ ઘી, દુધની નીકાશ બંધ કરીશુ, તો ઉપલી ચીજો આપો આપ સસ્તી થઇ જશે! તે ભાઇઓને કયા ખબર છે કે મુલકમાં સસ્તુ અનાજ થશે એટલે પહેલા તો ખેડુતોજ મરશે કારણ કે તેઓનુ production યાને ઉત્પન્ન બહુજ મોઘું છે તેમાં વળી જો ભાવો સસ્તા થાય તો ખેડુતોને મોટો ફટકો પડે તેથી, કરાને તંગીઓમાં જે હાલ Resisting power યાને ટકવાની શકતી છે તે પણ નીકળી જશે, જેઓએ આર્થીક બાબદોનો બારીક અભ્યાસ કર્યો હશે તેઓ આ વાત ઘણી સારી પેઠે સમજતા હશે માટે ખરેખરો ઉપાય તો small holders યાને સસ્તેથી ઉત્પન્ન કરવાનો છે એટલે કે થોડી મહેનતે, થોડા ખર્ચે વધારે ઉત્પન્ન થવુ જોઇએ.

યાંત્રીક બળ અને કળવાળા ઓજારોનો પુરેપુરો ઉપયોગ કાયદેસરથી તો ઓછામા ઓછી ત્રીસો અને વધારેમા વધાર પાંચસો એકર સુધીની એક માલીકવાળી જમીનમાં થઇ શકે. ફકત બે મહીનામાં ખેતીનું કામ ખલાસ થાય અને બાકીના દસ મહીના કુવા યા નદીમાંથી પાણી ખેંચવાનુ કામ, તેલની ઘાણીયો, કપાસનું જીન, શેરડી મીલ, હાથે શાળો, આટો પીસવો વીગેરે અનેક જાતનું કામ સસ્તાથી અને ઝડપથી યાંત્રીક બળવાળુ ટ્રેકટર કરી શકે. આવી રીતે કાચી પેદાશને પંકીમા ફેરવી શકાય એટલે કે કારખાનુ અને ખેતીનુ જોડાણ, આમ થવાથી વેપારી અને કારખાનાવાળાઓનો નફો ખેડુતોને બચે આજ રૈતુ ગીઓ હેનરી ફોર્ડ નોજ છે

હીંદુસ્તાનના મુડીવાળાઓને મારી અરજ છે કે, જ્યારે આજે બીઝનેસ અને ઉદ્યોગોમાં ચાનસીસ ઓછા છે ત્યારે આવા ચોક્સ અને દેશ ઉપયોગી ધંધામા કામમા જપવાવવુ જોઇએ યાન્ત્રીક બળ અને કળવાળા ઓજારોની ખેતી સઘળી ફાયદાવાળી છે ચાર બળદોની જોડ અને ચાર માણસો જેટલું કામ ફકત એક ટ્રેકટર અને તેનો ચલાવનારો કરી શકશે.

હું વધારે લખુ તે અગાઉ દરેક વાંચનારને આગળ વર્ણવેલા મી. હેનરી ફોર્ડના અભીપ્રાયને બારીકાઇથી વાંચી જવા ભલામણ કરું છું.

# સુરત જીલ્લામાં આવેલા ચોર્યાસી તાલુકાના ખેડુતો અને તેમની ખેતી સંબંધી ટુંક હકીકત.

લેખક:—અંબાલાલ એમ. પટેલ. બી. એજી.

ચોર્યાસી તાલુકો સુરત જીલ્લામાં આવેલો છે. તેની ઉત્તર બાજુએ ઓલપાડ તાલુકો આવેલો છે, તથા પુર્વ અને દક્ષિણ બાજુએ વડોદરા રાજ્ય અને પશ્ચિમ બાજુએ સચિન સ્ટેટ આવેલા છે. આ તાલુકામાં બધા મળી ૮૨ ગામ છે જેમાંના ૬૧ વસ્તી વાળા અને ૨૧ વસ્તી વિનાનાં છે. તેમાં સુરત અને રાંદેરમાં મ્યુનિસિપાલીટી છે.

**જમીન અને તેની માવજતઃ**—આ તાલુકામાં બધી જાતની જમીન માલુમ પડે છે, જેની વિગત નીચે મુજબ છે:—વાંઝ, આભુવા, ખજોદ, બુડીઆ, ગમદલા, ઉમેર વગેરે ગામોની જમીન ખાર ગોરવણ છે. પાલ, અડાજણ, વાઠા, ભાટપોર, વેડ, ડભોલી, સીંગણપોર, ગોતાલાવાડી અને કતારગામ વગેરે ગામોની જમીન ગોરાટ છે. પણ ત્યાંના પાણી ખારા છે. કારણ કે જમીન નીચે ખાર છે જ્યારે પુણા, કુંભારીઆ, મોટા વરાછા, મગોબ, અમરોલી, અને ઉત્રાણ ગામોની જમીન ગોરાટ છે, પણ ત્યાંના પાણી મીઠાં છે; જેથી કુવાને બગાયતી તુવેર ત્યાં ઉત્તમ રીતે લેવામાં આવે છે ભાનોદરા, અકલેરા, ઉભરા, ગજુરા, ભેદવાડ, સોહણી, ગાગવા, દેલાડવા વગેરે ગામોની જમીન ક્યારીઆ છે. આ જમીનમાં પાણી ચોમાસામાં ભરાઇ રહે છે અને જમીનમાં ખુવા (ખાડા) પડી જાય છે. આ જમીનમાં વરાપ ઘણી મોટી થાય છે અને ખેડુતોને બેથી ચાર વખત વાવેતર કરવા પડે છે. બાકીના ગામોમાં મધ્યમ કાળી જમીન છે, જેમાં કપાસનું કુલ ઉત્તમ થાય છે ઉપર જણાવેલા પ્રકાર સિવાય, બામરી, બેસર, મીઠી, પડ્યો વગેરે જાતની જમીન જોવામાં આવે છે.

પુના-કુંભારીઆ, મગોબ, મોટા વરાછ, કોસાડ, કતારગામ, ગોતાલાવાડી અને સુરત શહેરની આજુબાજુ બગાયતી તુવેર કરવામાં આવે છે. આ ગામોમાં ઉત્તમ પ્રકારની ખેતી જોવામાં આવે છે વળી તે ઘણીજ સીસ્ટેમેટીક છે, તેમાં કંઇ પણ સુધારો સુચવવો એ અસંભવિત છે. આ તાલુકાના મુખ્ય પાક જુવાર તથા કપાસ છે કપાસની ખેતીમાં જેમ જેમ ખેડુતને ફાયદો જણાતો જાય છે, તેમ તેમ તેઓ સમયાનુસાર સુધારા વધારા કરતા જાય છે.

જુવારનું વાવેતર આખા તાલુકામાં ફક્ત ટીંબરવામાંજ ઉત્તમ રીતે કરવામાં આવે છે તે ગામની જુવાર સુરત કણપીઠમાં બજાર ભાવ કરતાં બે ટકા વધારાથી વેચાય છે. ભટાર, અલથાણ, ઉમરા, પીપલોદ, ભરથાણા, પાલ, અડાજણ, ભાઠા ભાટમોર, ગામોમાં મરચી તથા વેંગણનું તુલ પાણી આપ્યા સિવાયે ઉતમ રીતે લેવામાં આવે છે.

પાણી:—લગભગ આખા તાલુકાનાં અર્ધોઅર્ધ ગામોમાં મળકાં પાણી છે; જેથી કરીને બાગાયતી તુલો માટે તે નિરૂપયોગી છે. રેલવે લાઇનથી પુર્વમા આવેલાં ગામોમા મીઠાં અને પશ્ચિમમાં આવેલા ગામોમાં ખાર પાણી છે. આખા તાલુકામાં ફક્ત દશ મોટાં તળાવ છે. જેનુ પાણી કયારીને ભાતને પાવામાં આવે છે. હાલમાં તેઓ જીર્ણ દશામાં છે. અને ઘણાનું પાણી ખેડુતના ઉપયોગમાં આવતું નથી. તેમ છતા તેના ઉપર ટીસમું ( Water tax ) લેવામાં આવે છે.

મોટા વરાછામાં એક અને મગોલમાં એક, એમ મળીને ઓઇલ-એન્જીનથી ચાલતા બે પમ્પ છે. ખંભાસલામાં એક રેંટ છે. મોહણી અને ખંભાસલામાં સરકારી કુવામાં બોરીંગ મુકવામાં આવ્યું હતું, અને તેમાં સારૂ પાણી થયું હતું. કપલેથા, કઠોદ્રી અને સામરોદમાં પણ બોરીંગ મુકવાથી ૧૦૦ ફુટે મીઠાં પાણી આવ્યાં છે જો આ બાગત ઉપર પુરતું લક્ષ આપવામાં આવે, તો મીઠા પાણી મળવા સંભવે છે.

ખેડ:—બાગાયતી જમીન તઇયાર કરવામાં ખેડુતો ખાસ કરીને પુરતું ધ્યાન આપે છે. બાગાયતી જમીનમાં દર એકરે ૩૦ થી ૪૦ ગાડલી ઢોરનું ખાતર તેઓ નાખે છે. અને તેમાં ત્રણથી સાત વખત દેશી હળથી ખેડ કરે છે. બધાં તુલ તેઓ કયારા પાણીમાં કરે છે તેથી પાછળથી તેમાં ગોડવા તથા નીંદવા સિવાય કઇ થઇ શકતું નથી. સારા ખેડુતો તેમાં દર એકરે ૧૫ મણ સુધી એરંડીનો ખોળ ખાતર તરીકે આપે છે. જુવાર તથા કપાસ કરવાની જમીનમાંથી ઉનાળામાં કરાંઠી, ખુંપરા વગેરે કાઢી કરબ મારી જમીન તઇયાર રાખે છે અને ચોમાસામાં તેને વાવી દે છે. સારા ખેડુતો ૬૪ આંગળને આંતરે વાવે છે અને વચ્ચે એક ચાસ અડદ અગર સણનો કરે છે. પાછળથી તેને અંદર ખેડી નાંખવામાં આવે છે. જો વાવેતર ઘટ થઈ આવ્યું હોય, તો તેને ઉખેડી આછુ કરવામાં આવે છે. ત્રણથી ચાર વખત કરપી મારવામાં આવે છે. જુવારને છેવટના એકથી બે વખત હજી કાઢવામાં આવે છે.

ખાતરઃ—

સાધારણ રીતે બધે છાણનું ખાતર વપરાય છે. કેટલીક જગ્યાએ બીલકુલ ખાતર આપવામા આવતુ નથી. બાગાયતી તુકોને ૩૦ થી ૪૦ ગાડી પ્રમાણે છાણનું ખાતર આપવામા આવે છે જુવાર, બાજરી, કપાસને ૧૦ ગાડી પ્રમાણે પાચ વર્ષમા એક વખત ખાતર અપાય છે હાલમા કેટલાક ગામોમાં અહડ અગર સણનો એક ચાસ વચ્ચે કાઢવામા આવે છે, જે પાછળથી ખેડી નાખવામા આવે છે ઘેટા-બકરા પણ કેટલાક ગામોમા બેસાડવામાં આવે છે, પણ તે પુરતા જથામા મળી શકતા નથી. સુરત શહેરની આજુબા જુની વાડીઓમા ચરકીનું ખાતર (Poudrette વપરાય છે. ખારની ખાતરો (Artificials) કેટલે દરજ્જે ફાયદેમંદ છે તથા વ્યાવહારિક રીતે ફાયદા કર્તા છે કે કેમ, તે શકા ભરેલું છે, માટે તમને વાપરવા ભલામણ કરવી યોગ્ય જણાતી નથી ચરકીનુ ખાતર (Poudrette) અહડ અગર સણનુ લીલુ ખાતર તથા એરડીનો ખોળ વાપરવા યોગ્ય છે.

બીઃ—

જુવાર, બાજરી તથા કઠોળનું બી ખેડુતો પોતાનાજ ખેતરમાથી ઉપયોગ પુરતુ રાખી મુકે છે કપાસનું બી તેઓ સરકારી દ્વારે અગર તો જીનોમાથી લાવે છે શાકભાજીનુ બી સુરતમા પરતાળીઆને ત્યાથી લઈ જાય છે. સુરણ, આદુ, હળદ અને રતાળુનુ બી પીપલ ગભાણ, મોટા વરાછા, અને બારડોલીથી મગાવે છે. સારા તથા ચોકખા બી સઘરી રાખવા અગર મગાવવા ખેડુતો ખાસ ધ્યાન આપતા નથી.

તુલોઃ—

આ તાલુકામાં મુખ્ય પાક જુવાર તથા કપાસનો છે પાલ, અડાજણ, ભાઠા અને ભાટપોરમા બાજરીનું તુલ થાય છે પુના કુભારીઆ અને મોટા વરાછામા સુરણ, આદુ, હળદ વગેરે બાગાયતી તુકો થાય છે ભાઠા, ભાટપોર પીપલોદ, અલથાણ, ભટથાણ વગેરે ગામમા બીન પીતથી મરચા તથા વેંગણના પાક લેવાય છે ભાઠા ભાટપોર રવઈયા (વેંગણની જાત) તથા કતારગામ વાલ પાપડી માટે વખણાય છે. વડ હલોલીમા ખરબુજની વાડીઓ છે અમરોલીનુ આદુ ગોટાલાવાડી અને કતારગામમા તંબાકુ પાકે છે. વડ મા દર વર્ષે નદીમા રેલ આવી કાપ ઠરે છે માટે બીલકુલ ખાતર આપવું પડતુ નથી અને તંબાકુ સઉથી ઉત્તમ થાય છે. સુરત શહેરની આજુબાજુ આગાની વાડીઓ છે પણ તેમા ઘણા ખરા ગામઠી છે પાલ, અડાજણ અને રાંદેરમા બોરની અમુક જાત થાય છે, જે બીજે કોઈ ઠેકાણે જોવામા આવતા નથી, અને તે રાંદેરી બોરને નામે ઓળખાય છે. ભાઠા, અડાજણ, સીંગણપોર, હલોલી

વેચવાની શરતે પઇસા આગળથી મીરે છે. જે ગામોના ખેડુતો પોતાનો કપાસ ગૃપ/ર્સ ટર્મથી ખેતીવાડી ખાતા મારફત એડવાન્સ તરીકે વેચે છે દિવસે દિવસે ખેડુતોની સ્થિતિ બગડતી જતી હોય તેમ જણાય છે. તેનાં મુખ્ય કારણો માહો માહે કુસંપ, જ્ઞાતીના કરીવાજો તથા દુકાળોમાં વરસો છે. આ કારણો ને લઇને ધીમે ધીમે શાહુકાર પાસે ખેડુતોની જમીન જાય છે.

મજુરઃ—

મજુરની મુશ્કેલી લગભગ બધેજ છે અને તે દિવસે દિવસે વધતીજ જાય છે. એઓ ખેતીમાંથી કટાળવા માંડે છે અને એમના છોકરાઓ નોકરીમાં જાય છે વળી મીલ, જીન તથા બીજા બધા ઉદ્યોગોથી આકર્ષાઇ શહેરમાં તે એઓ ભાગી આવે છે શહેરનો ફેંટેલો, દારૂ તાડીનાં પીઠાં વગેરે વગેરે મજુર વર્ગ ઉપર ઘણા અસર કરે છે. વળી એઓ તાપમા સખત મહેનત કરવા કરતાં કારખાનામા છાંયે કામ કરવાનું વધારે પસંદ કરે છે. લોકનો ખેતી પ્રત્યે જે આદરભાવ હતો, તે ઘટતો જતો હોય તેમ માલમ પડે છે જે મજુર પહેલા એક આનો મજુરીમા અગર તો ત્રણ શેર જુવારમા આખો દિવસ સખત મહેનત કરતો હતો, તે હવે એક રૂપીઓ માગે છે, અને ૬ થી ૮ જ કલાક કામ કરે છે. જે ખેડુતો મજુર વર્ગ ઉપર અત્યાર સુધી આધાર રાખતા હતા તેમને તે છોડી દેવો પડે છે, અને પડશે, અને સ્વાશ્રયી બનશે, તેજ ખેતીમાં ફાવી શકશે.

આ તાલુકામાં દુબળા તરફનુ ખેડુતોને ઘણુંજ દુઃખ જોવામાં આવે છે. તેઓ ૩૦૦ થી ૫૦૦ રૂપીઆ લઇ, તે આપ્યા સિવાય એક ધણીને છોડી બીજા ધણીને ત્યા નોકરીમાં દાખલ થાય છે કેટલાક ગામોમા ૮૦૦ થી ૧૦૦૦ રૂપીઆના દુબળા જોવામા આવે છે. વળી તેઓ અધવચ કામ પડતું મુકીને ચાલ્યા જાય છે; તેથી કરીને ઘણા ખેડુતોની ખેતી રખડી જાય છે.

ઉદ્યોગોઃ—

(૧) ટેરી, અલથાણ, ભરથાણા, કતારગામ, સીંગણપોર, વગેરે ગામેમાં ગાયો, ભેંસો, રાખવામાં આવે છે, અને તેનું દુધ સુરત શહેરમાં વેચવામા આવે છે.

(૨) સાકા, ભાટપોર, વેડ, ડભોલી વગેરે ગામના લોકો ઢોરના છાણના છાણા બનાવી સુરત શહેરમાં વેચે છે.

(૩) લાકડાં તથા ઘાસ લાવી સુરત શહેરમા વેચવાનો ધંધો નવરાશના વખતે ઘણા ખરા લોકો કરે છે.

તુલ ઉપર જોવામાં આવતા રોગો:—

(૧) જુવારમા હછ આંજીઆ (અંગારીઉં Smut) પુષ્કળ જોવામાં આવે છે.

(૨) તબાકુ, વેંગણ વગેરેમાં આગીઓ (Orbanohe) પુષ્કળ જોવા માં આવે છે.

(૩) વેંગણ, મરચાં, ટેમેજ, વગેરે પાક ઉપર જીવાત પડે છે, અને પાકનો નાશ કરે છે, આ વર્ષે તે બાબતમા ખેડુતોને બહુ સહન કરવું પડયુ છે.

(૪) કપાસમા છોડમરો (Wilt) ઘણોજ જોવામાં આવે છે વળી તેજ પાક ઉપર છાસીઓ અથવા કંછેડો (Wilden) માલુમ પડી આવે છે.

તાલુકો માટે સુચના:—

(૧) જુવારમાં થતા આંજીઆં અટકાવવા માટે મોરથુથાનાં પડીકાં મોટા પ્રમાણમા વહેંચવા જોઈએ.

(૨) ફાર્મના કપાસનુ ચોકખુ બી જુદે જુદે સ્થળે ડેપો ખોલી તાલુકા માં વહેંચાવું જોઇએ.

(૩) શાકભાજીનાં તથા બીજી જાતના તથા કપાસ વગેરેનાં ચોકખાં બી ખેડુતોને કીફાયત ભાવે પુરા પાડવા જોઇએ કેટલીક વખત એમ બને છે, કે ખેતીવાડી ખાતા મારફત મગાવેલ બજારભાવ કરતા મોંઘા પડી જાય છે.

(૪) ભાઠા ભાટપોર તરફ ઉપણવાનો સંચો અજમાયસ કરી જોવા જેવો છે.

(૫) મ્હોણી, અંબાસલા, ગાંગવા, મજુરા, અટવા ઉમરા વગેરે જે ઢોવા ણીઆં ગામો છે, ત્યા કપાસ જુવાર પાળીયોં ઉપર કરવાથી તુલ બચવાનો સંભવ છે.

(૬) શણ તથા અડદનુ લીલું ખાતર, એરંડીનો ખોળ તથા ચરબીનું ખાતર (Poudrate) તાલુકામા દાખલ કરવા જેવા છે, તે સસ્તા છે, તથા ઘણોજ અસરકર્તા પણ છે. ખારનાં ખાતર (Artificial) વાપરવા ભલામણ કરી શકાય નહિ, કારણ કે તે આર્થિક રીતે ફાયદાકારક નથી.

(૭) "કોટન સેલ સોસાયટીઓ" ઓલપાડની માફક સ્થાપન કરવી જોઈએ.

(૮) જુવાર કપાસનાં વાવેતરમાં બે હાર વચ્ચે અંતર વધારે રાખવું જોઇએ. અને તેની વચ્ચે એક ચાસ અડદ જમર સણનો કરી પાછળથી બેઠી નાખવો જોઇએ.

(૯) જેમ બને તેમ એવી રીતથી વાવેતર કરવાં જોઇએ કે બળદથી લગભગ બધું કામ લેવાય; આથી મજુરનો ઘણો બચાવ થશે

(૧૦) તાલુકામાં જંગલી બોર ઘણા જોવામાં આવે છે, જો તેને ફાગણ માસમાં કાપી નાખી, જે નવા પીલા નીકળે તે ઉપર જેઠ માસ માં અજમેરી મોટા બોરની આંખો ચઢાવવામાં આવે તો તે ઘણી જ ફાયદાકારક નીવડે તેમ છે. આવી રીતે ભાઠા ભરપોરમાં સર દાર દાવર મોદીજીની એસ્ટેટ ઉપર મારા પ્રયત્નથી ચારસો જંગ લી બોરને કપાવી નખાવી તે ઉપર કીમતી બોરની આંખો જે માસમાં ચઢાવવામાં આવી છે,



# મંડળનો વાર્ષિક રીપોર્ટ.

### ભરૂચ તા૦ ૧૭ અપ્રેલ સને ૧૯૨૩

રવાના,

કપીરલાલ એન દેસાઇ બી એ, એલ એલ. બી.
ભરૂચ જીલ્લા ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગ ખીલવનાર મંડળના ઓ નરરી સેક્રેટરી તરફથી.

જી એચ કૈવેન, એટસ્વાયર બી. એ, આઇ સી. એસ.
ભરૂચ જીલ્લાના, કલેક્ટર તથા ભરૂચ જીલ્લા ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગ ખીલવનાર મંડળના પ્રેસીડન્ટની હજુરમા,

સાહેબ,

તારીખ ૩૦ સપ્ટેમ્બર ૧૯૨૨ ને રોજ પુરા થતાં, સને ૧૯૨૧–૨૨ ના વર્ષ માટે શ્રી ભરૂચ જીલ્લા ખેતીવાડી હુન્નર ઉદ્યોગ મંડળનો વાર્ષિક રીપોર્ટ આ સાથે રજુ કરૂં છું.

ઋતુ.

૧. સને ૧૯૨૧ ની સાલનું ચોમાસુ જો કે મોડું શરૂ થયું હતું તો પણ એકંદરે ખેડુતોને ઘણું સારૂં નીવડયું હતું અને સરકારની કોઇ પણ જાતની મદદ સીવાય ખેડુતો પોતાની જરૂરીઆતોને પહોંચી વળ્યાં હતાં

૨ અને ૧૯૨૨ ના ચોમાસાએ માગં ઝાપટાં નાંખી સુભ શરૂઆત કરી હતી અને તેથી કરી ખેડુતોને પુષ્કળ મન માનતો પાક અને એક ઉત્તમ વગ્મ પ્રાપ્ત થયા છે અને તેની સાથે કપાસનો ભાવ પણ સારો આવલો હોવાથી તેઓમાના ઘણાઓ પોતાના જુના દેવાઓ ચુકવી આપવાને યા તો તે ઓછા કરવાને શક્તીવાન થયા છે

## કાર્યવાહકો

૩ વર્ષ દર્મીયાન મંડળના પ્રમુખ તરીકે એચ. એસ. રોથ એસક્વાયર ભી. એ. આઈ સી એસ. રહયા હતા, સરદાર રાવ બહાદુર મોતીલાલ ચુનીલાલે ઉપ પ્રમુખનુ કામ કર્યું હતુ અને ભરૂચ ખેતીવાડી હુન્નર ઉદ્યોગ ત્રિમાસીક પ્રગટ કરવાના કામ ઉપર દેખરેખ રાખી હતી હુ ઓનરરી સેક્રેટરી તરીકે ચાલુ રહયો હતો

## મંડળના સભ્યો

૪ આગલા વર્ષના જીદગી પર્યંતના ૧૪૧ અને વાર્ષીક ૧૦૨ સભ્યો સાથે સરખાવતાં વર્ષ દરમ્યાન જીદગી પર્યંતના ૧૪૦ અને વાર્ષિક ૪૪ સભ્યો રહયાં હતા. ૫૮ વાર્ષીક સભ્યોએ ફી આપેલી નહી હોવાથી તેઓના નામ કમી કરવા પડયા હતા. સુગનના એક જીદગી પર્યંતના સભ્ય ગુજરી ગયા હતા. વાર્ષિક સભ્યો પયકી ૧૯ અંકલેશ્વરના ૨ આમોદના, ૧૦ હાંસોટ ૮ ભરૂચ તાલુકાના અને ૫ ભરૂચ શહેરનાએ ફી આપી ન હતી

## મંડળની મીટીંગ.

૫ મંડળના કાર્યવાહક સમિતિની બેઠક વર્ષ દરમ્યાન ચાર વખત થઇ હતી

## આર્થીક સ્થીતી

૬ મંડળની આર્થીક સ્થીતીમા રીપોર્ટના વર્ષ દરમીયાનમા પણ સુધારો થયો હતો. અને તે પરીશિષ્ટ (અ) વાલી તારીજ પરથી જણાશે. ગયા વર્ષની બાકી સીલીક રૂા ૭૭૯૦-૨-૩ સાથે સરખાવતા આ વરસની આખર સીલીક રૂા ૮૦૭૭-૦-૪ રહી હતી. આ પ્રમાણે સીલકમા રૂપીઆ ૨૮૬-૧૪-૧ નો વધારો થયો હતો કુલ્લે રૂા ૧૫૪૯-૧૩-૧ ની ઉપજ થઇ હતી તેમા ત્રિમાસીક લવાજમ રૂા ૮૯૬-૧૪-૦ વ્યાજ પેટે રૂા. ૪૩૧-૧૫-૭ ભરૂચ ડીસ્ટ્રીક્ટ લોકલ બોર્ડની ગ્રાંટના રૂા ૧૦૦) અને સભ્યોની ફી ના રૂા. ૪૮-૦-૦ ની રકમો મુખ્ય છે

૭ કુલ્લે ખર્ચ રૂા ૧૨૬૧-૧૫-૦ નો થયો હતો તેમાં છપામણી ખાતે ૫૩૪-૦-૬ ઓફીસ એસટાબ્લીસમેંટ ખાતે રૂા ૫૨૮-૦-૦ અને ટપાલ ખાતે રૂા ૧૩૩-૫-૬ નો ખર્ચ મુખ્ય હતો

૮ રૂા૦ ૮૦૭૭-૦-૪ ની બાકી પુરાંત મધ્યેથી રૂા. ૭૫૦૦) રૂા. ૨૭૫, અને રૂપીઆ ૫૦, ધી ભરૂચ કો-ઓપરેટીવ બેંક લીમીટેડના ફીક્સ ડીપોઝીટ સેવીંગ બે. ડીપોઝીટ અને ચાલુ ખાતામાં અનુક્રમે જમે મુકયા છે મંડળ પાસે સાડા પાંચ ટકાના રૂા ૫૦૦૦) ની કીમતના વોર બોન્ડસ છે અને ભરૂચ કો-ઓપરેટીવ બેંક લીમીટેડનો રૂ ૧૦૦) નો એક શેર તથા સરકારી સાડાત્રણ ટકાની એક રૂા ૧૦૦) ની કીમતની લોન છે વરસ

આખરે રૂા ૫૨-૦-૪ હાથ ઉપર સીલક હતી મીં૦ ભોગીલાલ હરીલલ શાહ ડીસ્ટ્રીક્ટ લોકલબોર્ડ એકાઉન્ટન્ટે કાંઇ પણ શાલીઆણું લીધા વિના હીસાબ તપાસ્યો છે અને ખરો હોવાનુ જાહેર કર્યું છે.

## મંડળનુ કામ અને આભાર

વરસ દરમ્યાન " શ્રી ગુજરાત ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગ ત્રિમાસીક " વખત સર નિયમીત રીતે પ્રગટ કરવામા આવ્યુ હતુ અને તમા ખેતીને લગતા કેટલાએક અગત્યના સવાલો સબંધી લેખો મુખ્ય સરકારના ખેતીવાડી ખાતાના અમલદારો તરફથી લખવામા આવ્યા છે આ લખો મુખ્યત્વે કરીને ગુજરાત નોરધરન ડીવીઝનના સુપ્રીન્ટેન્ડેન્ટ મી૦ ગુલાબભાઈ એન. દેસાઇ સાહેબ તરફથી અને ભરૂચના ખેતીવાડીના ઓવરસીયર મી૦ જી પી પાઠક અને પચમહાલના ગણીઆર તાલુકે ઝાલોદની નિશાળના હેડ માસ્તર મી એમ એન સોલકી તરફથી લખવામા આવેલા તે મહસ્યોનો મંડળ તરફથી આ સ્થળે એ ઉપકાર માનવામા આવે છે

૧૦ સને ૧૯૨૦-૨૧ ના માહગ છેલ્લા રીપોર્ટમાં મડળ તરફથી જીલ્લામા ચળવળ ચલાવવા માટેનુ કામ કરવા એક શીક્ષત માણસને રોકવા માટેની સુચના ખેતીવાડી ખાતા તરફથી બીજા એક ઓવરસીયર આ જીલ્લામા કામ કરવા માટે રોકાયેલો હોવાથી બીજા એક સ્વતંત્ર મડળે રોકવાની જરૂર નથી એમ જણાવી મેહેરબાન વાઇસ પ્રેસીડેન્ટ સાહેબે પોતાના તારીખ ૨૧ જાન્યુઆરી ૧૯૨૨ ના નબર ૧૨૩ સને ૧૯૨૧-૨૨ના કાગળમા માન્ય રાખી ન હતી પરતુ તે બાબતમાં હુ માનપુર્વક જણાવવાની રજા લઉ છું કે ગામ ગામ જીલ્લામા ફરી શકે એવો અને ખેતીના આધુનીક સીધ્ધાંતોથી તથા સુધરેલી ઢબ પર ખેતી કરવાની રીતથી વાકેફ હોય એવો એક શખસ જ્યા સુધી આ મડળ રોકી શકે નહી ત્યા સુધી કાંઇ પણ અગત્યનુ કામ મડળ કરી શકશે નહિ. આ માણસે ખેતીવાડી ખાતાના આદમી સાથે સહકારથી કામ કરવુ તેમજ મડળના આતરીક કાર્યભાર પર પણ દેખરેખ રાખવી હાલમાં ઓફીસના ખર્ચ પેટે મડળને રૂપીયા ૫૦૦ કરતા વધુ વાર્ષિક ખર્ચ થાય છે અને બીજા વધુ રૂ. ૫૦૦ સરકાર તરફથી યા તો જાહેર ઉઘરાણાથી મેળવવામા આવે તો ફડના સવાલનો ઉકેલ થઇ શકેશે

૧૧ જીલ્લામા ખેતીવાડીની નીશાલ બાબતની મ્હારી અરજ પર મી એચ. એલ. કોક્ષ. સી એ આઇ ઇ. એસે આતના મહેરબાન ખેતીવાડીના ડાયરેક્ટર સાહેબે નબર તા૦ ૨૮ ફેબ્રુઆરી ૧૯૨૨ ના નબર એ. જી આર ના લખેલા પોતાના કાગળમા લાગણીથી ધ્યાન આપેલુ છે અને મહેરબાન ડાયરેક્ટર સાહેબે પેણ પોતે મડળના પ્રેસીડન્ટ અને ભરૂચના કલેક્ટર પર નબર ૩૧૧૯ તા ૨૦ માર્ચ ૧૯૨૨ ના લખેલા કાગળમાં તે બાબત જણાવેલુ કે સરકારની આર્થીક સ્થીતી જ્યારે સુધારા પર આવશે ત્યારે સરકાર પર પોતે જે ભલામણો મોકલે છે તેમા ભરૂચ જીલ્લા ખેતીવાડીની નીશાળ ઉઘાડવાની સુચના પર અનુકુળ રીતે જરૂર જ ધ્યાન આપશે. માગ અગાઉના રીપોર્ટ પર મહેરબાન ડાયરેક્ટર સાહેબે આ પ્રમાણે જે મેંગ કરેલો છે તેથી એકવાર ફરીને હુ મ્હારી તેજ અરજ રજુ કરૂ છુ. અને નમ્રતાપુર્વક જણાવુ છુ કે નામદાર મુબઇ સરકાર

બજેટમાં કોણું માલ સારી બાકી રહેલી છે તે ધ્યાનમાં લેતા ખેતીવાડીની નીશાળ માટે જે આ જીલ્લાનો લાગા વખતનો દાવો નામદાર ઓનરેબલ પ્રધાનુ રૂબરૂ રજુ કરવાની મેહેરબાની એઓ સાહેબ કરશે મુંબઈ ઇલાકાના રહેતી વધુ મહેસુલ આપતાં જીલ્લાઓમાંનો ભરૂચ જીલ્લો એક છે અને હું ધારૂ છુ કે આ આધુનીક પધ્ધતી મુજબનું પ્રાથમિક યાતો માધ્યમિક ખેતીનુ શીક્ષણ આપવાની તકની વધુ વખત આ જીલ્લાના ખેડુતના છોકરાઓને ના પાડવી જોઇએ નહિ. હુ નમ્રતા પુર્વક જણાવુ છુ કે આપ સાહેબ મડળની આ વાજબી અરજ નામદાર સરકારના યોગ્ય અમલદારો રૂબરૂ મહેરબાની રાહે રજુ કરશો.

૧૨ આગલા વરસના રીપોર્ટમાં મ્હારી બીજી એક અગત્યની સુચના જીલ્લામા ખેતીવાડી તથા ઢોરોનુ પ્રદર્શન દર સાલ ભરવાને લગતી હતી સને ૧૯૨૦ ની સાલમાં મડળે જે ખેતીવાડી અને ઢોરોનુ પ્રદર્શન ભરેલું તે સઘળા લાગતા વળગતાઓ તરફથી એક ફત્તેહ તરીકે જાહેર કરવામા આવેલું અને મ્હારૂ માનવુ છે કે ખેતીની પેદાશ અને ઢોરની ઓલાદ સુધારવાની અગત્યતા ખેડુતોના ધ્યાન પર લાવવાનો શ્રેષ્ટ ઉપાય એવા પ્રદર્શનો ભરવાના છે. સદરહુ સુચના મડળના પ્રેસીડટ મીઠ એચ૦ એલ૦ હેલ, આઇ સી એસ. સાહેબે માન્ય રાખેલી અને મહેરબાન ડાયરેકટર સાહેબે પણ મેં. ડેપ્યુટી ડાયરેકટર સાહેબ સાથે તે બાબત વિષે મસલત કર્યાબાદ તેનાપર અનુકુળ રીતે ધ્યાન આપવાનુ કબુલ કરેલું. હુ નમ્રતા પુર્વક જણાવુ છું કે મડળની આ વિષે ની અરજ બાબત મહેરબાન ડાયરેકટર સાહેબનુ ફરીથી ધ્યાન ખેચવું અને જીલ્લામાં આવા પ્રદર્શનો ભરવા માટે એઓ સાહેબની મારફતે બજુકની ગ્રાંટ મેળવવી.

૧૩ રીપોર્ટવાળા વરસ દરમ્યાન કાઠીઆવાડ તથા સુરત એજન્સી અને રેવાકાંઠાના જુદા જુદા રાજ્યોના તરફથી સાહેબોએ તથા ભરૂચ, સુરત અને પચમહાલની લોકલબોર્ડ એ મડળને પોતાના તરફનુ ડોનેશન આપવુ ચાલુ રાખ્યું અને મડળ આ જગ્યાએ એઓ મહાશયોનો ઉપકાર માને છે ભરૂચ ડીસ્ટ્રીકટ લોકલ બોર્ડના એકાઉન્ટન્ટ મી૦ મેગીલાલ દલાલ શાહ કે જેમને મડળનો હિસાબ વિના સાહીઆણાએ તપાસ્યો છે તેમનો પણ મડળ ઉપકાર માને છે

મી૦ સુરજરામ એમ દીવાન કે જેઓ મંડળની ઓફીસમાં દેખરેખ રાખે છે તેમને પણ ઉત્સાહથી સંતોષ પુર્વક કામ કરેલું છે

હુ છુ આપનો નમ
સેવક,
આર. એન દેસાઈ.
ભરૂચ જીલ્લા ખેતી અને હુન્નર ઉદ્યોગ ખીલવનાર
મંડળના ઓનરરી સેક્રેટરી—ભરૂચ.

## એપેન્ડીક્ષ (અ.) ૧.

## ભરૂચ જીલ્લાની ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગ ખીલવનાર મંડળનું સને ૧૯૨૨-૨૩ ની સાલનું બજેટ.

| જમા. | બાબત. | ખર્ચ. |
|---|---|---|
| | ખુલતી સીલક નીચે પ્રમાણે | |
| ૮૦૭૭-૦-૪ | ભરૂચ કો-ઓપરેટીવ બેંકમાં | |
| | ફીક્સ્ડ ડીપોઝીટ ખાતે ... ૨૫૦૦-૦-૦ | |
| | સેવીંગ ખાતે .. ... ... ૨૭૫-૦-૦ | |
| | કરંટ ખાતે ... ... ... ૫૦-૦-૦ | |
| | શેર ખાતે ... ... ... ૧૦૦-૦-૦ | |
| | વોર બોન્ડ ખાતે .. ... ... ૫૦૦૦-૦-૦ | |
| | પ્રોમેસરી નોટ ખાતે ... ... ૧૦૦-૦-૦ | |
| | એકંદર ૮૦૨૫-૦-૦ | |
| | હાથ ઉપરની સીલીક ૫૨-૦-૪ | |
| | કુલ્લે ૮૦૭૭-૦-૪ | |
| ૪૫૦-૦-૦ | આપણી મુંબઈ ગવર્મેન્ટના ગ્રાન્ટના | |
| ૯૦૦-૦-૦ | ત્રિમાસીક વેચાણના | |
| ૧૦૦-૦-૦ | ભરૂચ ડીસ્ટ્રીક્ટ લોકલ બોર્ડ ગ્રાંટના | |
| ૫૦-૦-૦ | લાઈફ મેમ્બરની ફીના | |
| ૫૦-૦-૦ | વાર્ષિક મેમ્બરની ફીના | |
| ૨૦-૦-૦ | ત્રિમાસીકમાં જાહેર ખબર છપાવવાની ઉપજના | |
| ૪૫-૦-૦ | પોસ્ટેજ. ખાતે | ૧૫૦-૦-૦ |
| | ત્રિમાસીક વિગેરે છપામણી ખર્ચ ખાતે | ૬૫૦-૦-૦ |
| | નોકરના પગાર ખાતે | ૫૨૮-૦-૦ |
| | સ્ટેશનરી ખાતે | ૫૦-૦-૦ |
| | પુસ્તક ખરીદી ખાતે | ૨૫-૦-૦ |
| | પરચુરણ ખાતે | ૨૦-૦-૦ |
| | તગાદી મહેનતાણા ખાતે | ૫-૦-૦ |
| | ખાતર બી વિગેરે ખાતે | ૨૫-૦-૦ |
| | મોરથુથુના પડીકા ખાતે | ૨૫-૦-૦ |
| ૧૬૧૫ ટોટલ | ડેમોન્સ્ટ્રેશન ખાતે | ૫૦-૦-૦ |
| ગ્રાંડ ટોટલ | | ૧૫૨૮-૦-૦ |
| ૯૬૯૨-૦-૪ | | |
| | ટ્રાવેલીંગ ખાતે | ૧૫-૦-૦ |
| | ડેડસ્ટોક ખાતે | ૫-૦-૦ |
| | ઓજાર ખરીદી ખાતે | |
| | અનામત ખાતે | |
| ૧૬૧૫-૦-૦ | ટોટલ | ૧૫૪૮-૦-૦ |
| ૮૦૭૭-૦-૪ | સીલીક | ૮૧૪૪-૦-૪ |
| ૯૬૯૨-૦-૪ | | ૯૬૯૨-૦-૪ |

MOTILAL C

વાઇસ પ્રેસીડેન્ટ.

બાબતમાં મને ખાસ્ત્રી છે કે આ જીલ્લો સઉથી છેલ્લો આવશે.

૫ જીલ્લામાં મંડળના મતનો કાર્ય સાધક રીતે ફેલાવો કરવાનું કામ કરવા માટે એક યોગ્ય માણસને મંડળ તરફથી રોકવા માટેના ઓનરરી સેક્રેટરીની અરજ બાબત મને લાગે છે કે એમણે તે માટેના ખર્ચની બરાબર ગણત્રી કરી નથી "યોગ્ય માણસ". એટલે કે તે ખેતીવાડીનો ગ્રેજ્યુએટ યા ગ્રેજ્યુએટ જેટલું જ્ઞાન ધરાવનાર સખસ હોવો જોઇએ. ખેતીવાડીના ગ્રેજ્યુએટો હજુ નોકરી સોધમાં રખડતા થયા હોવાનું મ્હારી જાણમાં નથી. એવા ગ્રેજ્યુએટો થી બજાર હાલમાં ઉભરાઇ જતું નથી અને તે સંજોગોમા એવા કોઇ સખસ ખેતીવાડીના ડાયરેક્ટર સાહેબ મારફતે અને તે પણ ઘણું ભાગે સરકારી નોકરીમાંથી મેળવવો પડે. તેનો પગાર, પેન્શન અને રજા માટેના ફાળા અને એક સીપાઇ બાબત જોગવઇ કરવી જોઇએ અને તે ઉપરાત તે બેઉને મુસાફરીનું ભથ્થું તથા ખર્ચ આપવો પડશે. આ ખર્ચનો આંકડો ચોકસ કેટલો થસે તે હું જાણું નથી પરતુ તે આસરેથી કહી શકું છું કે તે લગભગ રૂ. ૨૫૦૦) દર વર્ષે થસે. સરકાર તરફથી ફક્ત જીલ્લામાંજ કામ કરવા માટે બીજો એક ઓવરસીયર નીમવામા આવ્યો છે અને તેના પાસે ખેતીવાડી બાબત ચલવલ ચલાવવાની આશા રાખી શકાય છે. મંડળની પાસે આવા એક નોકર બાબત આશા રાખવી ફોકટ છે. સને ૧૯૨૧-૨૨ મા આ મંડળની કુલ્લે ઉપજ રૂ. ૫૫૪૮-૧૩-૧ અને ખર્ચ રૂપીઆ ૧૨૬૧-૧૫-૦ થયો હતો અને તે મુજબ આવા એક કાર્યસાધક કામ કરનાર માટે ફક્ત રૂ. ૩૦૦)ની રકમ બચત રહી હતી. આ સન્જોગોમાં બીજી વધુ આવક મેળવવી જોઇએ. અને તેને માટે એક જ રસ્તો એ છે કે દર વરસે જીંદગી પર્યંતના એકસો મેમ્બર્સ મેળવવા જોઇએ, યા તો વાર્ષિક ૨૨૫૦ મેમ્બરોના ખાત્રા મેળવવી જોઇએ. આ બેમાંથી કોઇ પણ એક શકય નથી. જો દશ માણસની મેનેજીગ કમીટી મે મ્હારી ટીકાના ઉપર પેરા ૩ માં જણાવ્યા મુજબ પોતે ઠરાવ કર્યા પછી ફક્ત એક જીંદગી પર્યંતનો સભ્ય મેળવી શકે. તો જ્યાં સુધી ચલવલનું કામ પુરૂં થાય નહીં, ત્યાં સુધી દર વર્ષે ૧૦૦ જીંદગી પર્યંતના યા તો ૧૨૫૦ વાર્ષિક સભ્યો મેળવવાનું કેવી રીતે શકય છે ?

૬. ઢોરોના પ્રદર્શન બાબત સારા તારીખ ૧૬ મી સને ૧૯૨૨ ના નં. ૨૫૯ ના કાગળથી ખલાશ થતાં પત્રવ્યવહારપર ધ્યાન ખેંચવાની રજા લઉ છુ. છેલ્લું પ્રદર્શન તા૦ ૨૭ થી તા૦ ૨૯ ફેબરૂઆરી ૧૯૨૦ દરમ્યાન ભરવામાં આવ્યું હતું તે વખતેજ પ્રાથમીક મીટીંગમાં મ્હેં જણાવ્યું હતું કે તે તારીખો ભરૂચ જીલ્લા માટે બંધ બેસતી નહોતી, આ જીલ્લામાં રૂ ની મોસમ

ફેબ્રુઆરીના અધવચાળી શરૂ થાય છે અને ખેડુતો અને વેપારીઓ લગભગ ત્રણ માસ સુધી ઘણા રોકાયેલા રહે છે આથી કરીને તે વખતે જે નમુનાઓ રજુ થયેલા તે ભરૂચ જીલ્લાના તથા સુરત ફાર્મના હતા પ્રદર્શનનો હેતુ ઢોરોની ઓલાદ સુધારવા માટે ખેડુતોની આંખો ઉઘાડવાનો હતો અને તે ઉત્તર ભાગના જીલ્લાઓ તરફ ચઢીઆતા ઢોરોની સરખામણી કરવાથી સાધી શકાતે પ્રદર્શન જો નવેમ્બરની આખરે ભરવામાં આવે અને તે બાબતની વખતસર ખબર ખેડા અને અમદાવાદ જીલ્લાઓમાં તેમજ વડોદરા રાજ્યમાં કે જયાં બળદ ગાય અને ભેંસોમાં શ્રેષ્ટ નમુનાઓ મળી આવે છે ત્યાં આપવામાં આવે તો ઘણું ફતેહમંદ થઇ શકશે.

૭ મી૦ ઇશ્વરલાલ એન દેસાઇ બી એ, એલ એલ, બી એ ઓનરરી સેક્રેટરી તરીકે પોતાની ફરજ સંતોષ પુર્વક રીતે અદા કરી છે અને તેમની ઐચ્છીક સેવા માટે મંડળના ઉપકારને પાત્ર છે. મંડળના કલાર્ક મી૦ સુરજરામ એમ દીવાને અંતઃકરણ પુર્વક અને ચ્ચુક રીતે મ્હારા સંતોષ પુર્વક કામ કર્યું છે

ભરૂચ તા ૧૦ એપ્રીલ ૧૯૨૩

મોતીલાલ ચુનીલાલ
વાઇસ પ્રેસીડેંટ

**ખેતીવાડી મંડળના વાઇસ પ્રેસીડંટની તા ૧૦–૪ ૨૩ ની ટીકા નીચે.**

ભરૂચ તા ૨૮ એપ્રીલ સને ૧૯૨૩

મુંબઇ ઇલાકાના ખેતીવાડી ખાતાના ડાયરેક્ટર સાહેબ તરફ સલામ સાથે નકલ રવાના

પુના

૨ આ જીલ્લામાં ખેતીવાડીની નીશાળ ઉઘાડવા બાબતની સુચના પર ડાયરેક્ટરના નંબર ૩૧૧૯ તા ૨૦–૩–૨૨ ના કાગતમાં વચન આપ્યા મુજબ જો આર્થીક સ્થીતી અનુકુળ હોય તો લાભદાયક રીતે ધ્યાન આપવામાં આવશે

સહી જી એચ કોવેન
કલેકટર—ભરૂચ.

નંબર પી આર એ. જી આર.
ભરૂચ તા. ૨૮ એપ્રીલ સને ૧૯૨૩

ખેતીવાડી મંડળના વાઇસ પ્રેસીડંટ તરફ સલામ સાથે નકલ રવાના

સહી જી. એચ. કોવેન,
કલેકટર—ભરૂચ.

## મુંબઇ ઇલાકાનુ સરકારી ખેતીવાડી ખાતુ.

### સુચીપત્ર નં ૫ સને ૧૯૧૩.



### જુવાર અને ઘઉં વીગેરેમાં થતો આંજીઆનો રોગ

અંગારીઓ અથવા આંજીઓ એ રોગ અનાજના પાકને, તેમા ખાસ કરીને જુવાર, બાજરી અને ઘઉના પાકો લાગુ પડે છે અને જેઓ આ તુવતુ વાવેતર કરે છે તેઓ તેને સારી રીતે ઓળખે છે કોઇ વૃષ્ટ વર્ષે તો આ રોગનો ઉપદ્રવ એટને સખ્ત હોય છે કે જુવારના તુવમા કણસના લગભગ સેકડે પાંચ ટકા જેટલા આજીઆમા નામવાળા હોય છે, ખેડુતોનુ માનવુ એવુ છે કે આ રોગની ઉત્પત્તિ ખરાબ પવનથી થાય છે.

આ રોગના લક્ષણ પારખવામા ભુલ થવાનો સભવ નથી જ્યારે આજીઆને રોગ થાય છે ત્યારે જુવાર બાજરી અથવા ઘઉના કણુસલા માહેલા તમામ અથવા થોડા ઘણા દાણા કાળા મેશ જેવા રંગના થઇ જાય છે આ કાળો ભુકો જુવાર, બાજરી અને ઘઉનાં છોડના થડમાં (માહામાં) એક જાતની ઘણીજ બારીક વનસ્પતિ ઉગે છે તેના ઘણા જ ઝીણા અસખ્ય બીના છે આ બારીક વનસ્પતિ ' પરસતાપજીવી " એટલે બીજાના રસ ઉપર જીવનારી છે, અને તે જુવાર-વીગેરે જે છોડની અંદર ઉગે છે તેના ઉપર પોતાનો ગુજારો કરે છે એ વનસ્પતિ એટલી ઝીણી હોય છે કે સુક્ષ્મદર્શકની મદદ વિના નરી આંખે તેનુ થડ આપણને દેખાતુ નથી તેના બીયાજ માત્ર આપણને જણાય છે, જે બીયા કણુસલામા જ્યા અનાજના દાણા થવા જોઇએ ત્યા થાય છે

આ આંજીઆના બીયા એટના ઝીણાં હોય છે કે પવનથી તે સહેલાઇથી ઉડીને બીજા રોગવીનાના (તદુરસ્ત) કણુસના ઉપર જઇ તેના દાણાને લાગે છે અને કાપણી વખતે દાણા ઉપર તે ચોંટી રહે છે વળી આજીઆવાળા કણસલાને ઘણી કાળજીથી વીણી લઇ નાશ કરવામા ન આવે તો તે ખળામા બીજા સારા કણુસલા સાથે ભેગા થઇ જાય તેથી આ રોગના બીયા સારા ચોખ્ખા દાણાને દુષિત એટલે ચેપવાળા કરે છે આવા ચેપવાળા બી જ્યારે બીજી મોસમમાં વાવવામા આવે છે ત્યારે તેની સાથે આ આજીઆના બી પણ ઉગી નીકળે છે અને તેના છોડ જેમ જેમ વધતા જાય છે તેમ તેમ તેની અંદર આ રોગની વનસ્પતિ પણ વધે છે, અને તુવ જ્યારે પાકવા આવે છે ત્યારે તેના કણુસલાને લાગુ પડે છે આ પ્રમાણે આ પરસતોપજીવી વનસ્પતીઓ આખા દેશમા ચોતરફ ઘણો જ મરો ફેલાવો થાય છે

જ્યારે અમુક દિશાના પવન વાય છે ત્યારે આ રોગ ઘણા સખ્ત રૂપમા આવે છે એ વાત ખરી છે પરતુ જેમ ધારવામા આવે છે તેમ આ રોગની ઉત્પત્તિ કાંઇ ખરાબ પવનને લીધે થતી નથી એમ ઉપરની હકીકતથી જણાશે

આ આજીઆનાં ઝીણા કાળા બીયા ખળામા તૈયાર થયેલા અને મોહાગા નાખેલા

# જાહેર ખબર.



શ્રી ગુજરાત ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગ ત્રિમાસીક પત્રમાં અત્યાર સુધી જાહેર ખબરો છાપવાનો રીવાજ હતો નહિ પણ પત્રના ગ્રાહકોની તરફ ને માટે ખેતીવાડી તેમજ હુન્નર ઉદ્યોગને લગતી જાહેર ખબરો પત્રમાં છાપવાનું ઉચીત લાગવાથી તે હવેથી નીચેના દર મુજબ લેવામાં આવશે.

| જાહેર ખબરની [illegible] | કેટલી લીટીઓ અથવા પાના | | |
|---|---|---|---|
| [illegible] | ગમે એટલી લીટીઓ પણ આઠ લીટી કરતાં વધુ નહીં | દરેક લીટી છાપવાના બે આના પણ દરેક જાહેર ખબર દીઠ આઠ આનાથી કમતી નહીં. | |
| | | ૨ અંક | ૪ અંક, |
| | | રૂ૦ આ૦ પા૦ | રૂ૦ આ૦ પા૦ |
| [illegible]ની જાહેર ખબરો | પા પેજના ......... | ૫—૦—૦ | ૬—૦—૦ |
| | અર્ધા પેજના ......... | ૮—૦—૦ | ૧૩—૮—૦ |
| | એક પેજના ......... | ૧૧—૦—૦ | ૧૮—૦—૦ |

અ કવર, પાછલા બહારના પુઠાપર છાપવાની જાહેર ખબરો પેટે ઉપરના દર કરતાં સેંકડે ૧૫) ટકા વધુ લેવામાં આવશે.

જાહેર ખબરો પેટે પૈસા અગાઉથી લેવામાં આવશે. કોઈ પણ જાહેર ખબર વાચના ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગના મંડળને માન્ય નહિ હશે તો પત્રમાં દાખલ કરવામાં આવશે નહિ.

श्री गुजरात

# खेतीवाडी अने हुन्नर उद्योग त्रिमासिक.

# The Gujarat Agricultural & Industrial Quarterly.

[વર્ષ ૧૦ મું.] જાન્યુઆરી ૧૯૨૪. [અંક ૪ થો.


## પબ્લીશીંગ કમિટી.

૧. સરદાર રા. બા. મોતીલાલ ચુનીલાલ દેશાઇ. ભરૂચ

૨. મી. ગુલાબભાઇ એન દેશાઇ.
ડી. સુ. ઓફ એગ્રીકલ્ચર, ઉત્તર વિભાગ અમદાવાદ

૩. મી. નરહરી કે. દેશાઇ બી. એ એસીસ્ટંટ માસ્તર
હાઇસ્કુલ, અમદાવાદ

૪ મી. કાલીદાસ દામોદરદાસ ખાધીઆ
બી. એ. એલએલ બી ભરૂચ

૫. મી. વ્રજલાલ જે. અમરવાલા, બી એ મુંબાઇ.

૬ મી. ચુનીલાલ નંદલાલ દેશાઇ,
વેટરીનરી આસિસ્ટન્ટ, ભરૂચ

[illegible] वर्जिता ॥
हानिः कृषि पुराणश्च इत्युवाच पराशरः ॥

ભાવાર્થઃ—ખેતી ઉપર ખેડુત પોતે જાતે દેખરેખ રાખે તો તે પુરતું આપે એવી છે. પરંતુ જો પોતે તેના ઉપર નજર નહી રાખે તો દરીદ્ર આપે એમ કૃષિપુરાણમાંની પારાશર ઋષિ કહે છે.


લવાજમ—મંડળના લાઇફ મેમ્બરોને મફત—મંડળના સભાસદોને મફત.
અન્ય ગ્રાહકો માટે વાર્ષિક રૂ. ૧-૦-૦ પોસ્ટેજ રૂ ૦-૨-૦

શ્રી ગુજરાત

# ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગ.

ત્રિમાસિક.

વર્ષ ૧૦ મું. ] જાન્યુઆરી-૧૯૨૪. [ અંક ૪ થો.

## " ખેડ. "

સર્વાનુમતે કબુલ કરવામાં આવ્યું છે કે "ઉત્તમ ખેતી, મધ્યમ વેપાર અને કનિષ્ટ નોકરી" આપણે પણ નરી આંખે દેખીએ છીએ કે ખેતી ઉપર સારી આલમનો આધાર રહેલો છે, જીવન ટકાવા માટે પણ ઠરેલું છે કે ત્રણ મુખ્ય વસ્તુ "હવા, ખોરાક, ને પાણી" ની જરૂર છે. હવાનો તો ભંડાર કુદરતે બક્ષેલો છે. પણ ખોરાકને માટે આપણે પ્રયત્ન કરવોજ રહ્યો. અને એટલા માટે ખેતી વગર બીજો ઉપાય યોજી શકાય એમ નથી.

સારા પાકને માટે સારી ખેડની ખાસ જરૂર છે. ખેતરમાં સારો પાક મેળવવા માટે સારા બીની જરૂર હોય છે એટલુંજ નથી. સાથે સાથે સારી ખેડની જરૂર છે. જમીનમાં જોઇએ તેટલો, પાકને ઉપયોગી ખોરાક હોય, પણ તે છોડનાં મુળને પહોંચે નહી તો શા કામનો ? છોડ પોતાનો ખોરાક જમીનમાંથી મુળ વાટે પ્રવાહી સ્થિતીમાંજ લઈ શકે છે. માટે જમીન જેમ બને તેમ પોચી અને ઝીણી બનાવવી જોઇએ, આમ કરવાને ખેડની ખાસ જરૂર છે. જમીન ખેડવાના મુખ્ય હેતુઓ નીચે પ્રમાણે છે:—

(૧) જમીનનો ઉપલો ભાગ નીચે અને નીચેનો ભાગ ઉપર આવે તે માટે હળથી જમીનને ઉથલપાથલ કરવી જોઇએ. આથી નીચેની જમીનમાં જે વનસ્પતિ પોષક પદાર્થ ઓગળે એવો ન હોય તે ઉપર આવે છે, અને હવા તથા ગરમીની અસર થવાથી ઓગળે છે અને તેથી પોષક પદાર્થનો વધારો થાય છે.

(૨) ખેતરમાં જે ઢરો તથા ઘાસ વિ૦ બીજા પાકને નુકશાન કારક છોડવા હોય છે તે મુળ અને જમીનમાં જે ઘાસ વિગેરે રહેલ હો તે સડી જઇ ખાતર તરીકે કામ લાગે છે.

(૩) ખેડથી જમીન પોચી બને છે અને તેથી હવા તથા ગરમીનો અંદર ના ભાગમાં પ્રવેશ થાય છે અને તેની અસર એવી થાય છે કે જે પોષક પદાર્થો ઓગળે એવા ન હોય તે પીગળી જાય છે તેમજ જમીન પોચી હોય તો તે પર વરસાદ પડે તો બહાર ન નીકળી જતા અંદર ઉતરે છે. જમીન પોચી હોય તો તે ભીનાશને આકર્ષિ શકે છે તથા સારી રીતે સંઘરી રાખી શકે છે.

(૪) ખેતરની માટી તદન ઝીણી થાય છે એથી એ તરત ત્યાં ગાળી શકાય અને છોડનાં મુળ સહેલાઇથી જોઇતો પદાર્થ લઇ શકે છે.

જમીન જેમ ઉંડી ખેડાય તેમ ફાયદાકારક થાય છે. ખેતરમાં કેટલાક મહીના સુધી વાવણી ન કરી હોય તો પણ તે હળથી ખેડી, મુકવામાં ઘણો ફાયદો છે જમીન પડતર રાખી હોય તોપણ તેનો મથાળાનો ભાગ કઠણ સ્થીતીમાં રાખવા કરતા ખેડી રાખવામાં ફાયદો સમાયેલ છે જમીનમાં ઉંડા ખેડાણની અસર એકદમ માલુમ પડતી નથી. જમીન અંદરના પદાર્થો જેમ ઓગળે એવી સ્થીતીમાં આવે છે તેમ તે વધારે ફળદ્રુપ બનતી જાય છે.

ઉંડી ખેડથી ઘણો ફાયદો થાય છે એનો દાખલો ભરૂચ પાસે કુકરવાડ ગામમાં બનેલો છે. તે ગામની જમીનમાં વીલાયતી હળથી સારી પેઠે ઉંડી ખેડ કરી કપાસ વાવ્યો હતો પહેલે વર્ષે વાવેલા કપાસના છોડ જોરથી ઉગી તેને ઘણા પાન આવ્યા પણ ફાલ બેઠો નહી આ ઉપરથી લોકોને લાગ્યું કે ભરૂચ જીલ્લામાં ઉંડી ખેડની જરૂર નથી. પણ બે ત્રણ વર્ષ પછી એ ખેતરોમાં એટલો પાક થયો કે તેના માલીકો ન્યાલ થઇ ગયા. પછી એઓને ખાત્રી થઇ કે આમ થવાનું કારણ કાંઇ નહી પણ ઉંડી ખેડજ હતી.

ઉપર જણાવ્યા મુજબ દરેક જમીનને ઉંડી ખેડવાથી ફાયદો થાય છે એમજ નથી. જે ખેતરની ઉપલી જમીનનો કસ ઉતરી ગયો હોય છે અને નીચેની જમીનમાં પોષક પદાર્થો હોય છે, તેવી જમીનને ઉંડી ખેડવાથી ઘણો ફાયદો થાય છે. પણ જે ખેતરની નીચેની જમીન ખરાબ હોય છે તેને ઉંડી ખેડવાથી ફાયદાને બદલે નુકશાન વેઠવું પડે છે.

ખેડાણ દરેક રૂતુમાં કરવાથી ફાયદો નથી. પાક લણાઇ રહયો કે ખેતર ખેડી નાંખવું ફાયદાકારક છે. તેમાં ચાર પાંચ મહીના સુધી પાક ન લેવો હોય તો પણ તે ખેડી રાખવામાંજ ફાયદો છે. ઓછામાં ઓછું વરસાદ આગમચ એક મહીનો તો ખેતર ખેડી નાંખવુંજ જોઇએ. ચોમાસામાં ખેડ કરવાથી ઘણું નુકશાન વેઠવું પડે છે તે માટે કહેવત છે કેઃ—

"ચોમાસાની ખેડ, અને શિયાળાની ચાખડી (પાવડી)
ઉનાળામાં ડગલો, તે આછતનો ડગલો."

જમીન ખેડવાનું કામ વખતસર કરવા માટે આપણા ખેડુતોમાં કહેવત છે કે " ગયો મેહ આવે પણ ગઈ ખેડ ન આવે. " સરકારી ખેતરોમાં વરસાદ પહેલાં ખેડવાથી અને પછી ખેડવાથી શાં લાભાલાભ થાય છે તેનો ઘણી વખત અખતરો કરવામાં આવ્યો હતો. તેમાં વરસાદ પહેલાં ખેડ કરવાથી લાભ છે એમ જણાયું છે. દુકાળ પડે તે વરસે ચોમાસા પહેલાં ખેતરો ઉંડા ખેડવાથી સારો પાક આવે છે એવું અનુભવ ઉપરથી જણાઇ આવે છે. આની ખાત્રી નીચેની બીના આપે છે.

આજથી થોડાં વર્ષ પર જ્યારે વરસાદની ઘણી તાણ હતી તે વખતે કેટલાક સમજુ ખેડુતો એ ઉંડી ખેડ કરી હતી અને અણસમજુ ખેડુતોએ છાછરી ખેડ કરી હતી ઉંડી ખેડેલી જમીનમાંથી પાા મણ કડબ તથા ૧ાા મણ અનાજ મળ્યું હતું અને છાછરી જમીનમાં ૧૦ શેર કડબ તથા ૪ાા શેર અનાજ મળ્યું હતું આ ઉપરથી આપણે ઉંડી ખેડના ફાયદા જોઇ શકીએ છીએ.

ખાસ કરીને ચીકણી અને ઘટ માટીને ખેડવાથી બહુ લાભ થાય છે. જમીન એકદમ ઉંડી ખેડવા કરતાં દર વરસે બત્રે ત્રણ ત્રણ ઇંચ વધારે ઉંડી ખેડવી જોઇએ. ખેતર ઉંડું ખેડવું હોય તો તુવેર કપાસ વિ૦ જાતના પાકનાં મુળ ઉંડે જઈ જોઇતો ખોરાક ચુસી લે છે. જમીન ઉંડી ખેડવાથી પહેલે વર્ષ પણ ફાયદો પડે છે.

પરંતુ આપણે ત્યાં જે હળ વપરાય છે તે ઉંડી ખેડ કરવા માટે તદ્દન નકામાં છે માટે એવાં હળ બનાવવાં જોઇએ કે જેથી જમીન સારી રીતે ઉંડી ખેડી શકાય. કેટલાક સરકારી ખેતરોમાં નવી જાતનાં હળો દાખલ કરવામાં આવ્યાં છે અને તેથી ઓછે ખરચે સારો પાક મળે છે. આપણા ખેડુતોને પણ એવાં હળ મળવાં જોઇએ કે થોડે ખરચે વધારે પાકનો લાભ લઇ શકે.

સારી ખેડ કરવાથી કેવી રીતે ફાયદો થાય છે તેટલા માટે આ પણ ખેડુતોમાં કહેવત છે કેઃ—

" ખેડ ખાતર ને પાણી
લાવે નસીબને તાણી. "

જમીન હલકી હોય તો પણ સારી ખેડ અને ખાતર મળે તો સારી નીપજ થાય છે. અસ્તુ

પુના, ખેતીવાડી કોલેજ. તા૦ ૩૧-૧૧-૨૩.

સદાશંકર મંછારામ અગ્નિહોત્રી
( શુકલતીર્થ તા૦ ભરૂચ. )

## સોસાઇટીનો ૧૯૧૯ ની સાલનો હિસાબ

સોસાઇટીનું બંધારણ ઘણું સારું છે અને મુખ્ય વાત તો તેના કાર્યવાહકો ઘણા ઉત્સાહી, ખંતીલા અને નિઃસ્પૃહી છે. લોકોનો તેમના પર વિશ્વાસ બેસી ગયો છે અને ૧૯૧૯ માં ઉપરની હાડમારી દૂર કરવા સારૂ કપાસનો કેટલોક ભાગ છુટક વેચાઇ ગયા પછી ફક્ત ૧૩ તેર મેમ્બરોથીજ શરૂઆત થઇ. તે વખતે રજીસ્ટર કરાવેલી ન હતી. આ સોસાઇટીનો એક ખાસ નિયમ એ છે કે કારમનું ચોકખું બીજ દરેક મેમ્બરે વાવવું અને પાકે ને બધો કપાસ જીનમાં પીલાવી તેનું રૂ બધાની અનુમતિથી વેચવું. આ ૧૩ મેમ્બરોનો કપાસ ૩૨ ભાર, ૧૨ મણ પીલાવતા રૂ ખાંડી ૧૩, ૩ મણ ૧૦॥ શેર થયું અને કપાસીઆ ૧૬ ગાડલી, ૨૬ મણ ૩૫ શેર નીકળ્યા. રૂ ના રૂા. ૮૩૮૧-૧૨-૦ અને કપાસીઆના રૂા. ૧૧૬૭-૫-૦ મળી રૂા. ૯૫૪૯-૧ નો વકરો થયો. તેમાંથી પીલાણ વિમો તથા બીજો પરચુરણ ખર્ચ બાદ જતાં ભાર એકના રૂા. ૨૮૩-૫-૦ મુજબ મેમ્બરોને વહેંચી આપ્યા. તેજ ગામે તથા આજુબાજુ જે લોકોએ છૂટો કપાસ વેચ્યો તેનો સરેરાસ ભાવ ભાર એકના રૂા. ૨૩૫-૦-૦ ઉપજ્યા. એટલે બીજા લોકો કરતા સોસાઇટીના મેમ્બરોને દર ભારે રૂા. ૪૮-૫-૦ અને કુલ ૩૨॥ ભારે રૂા. ૧૫૭૦-૦-૦ વધારે મળ્યા. આતો દેખીતોજ આર્થિક લાભ, તે ઉપરાંત લોકોને ફક્ત પોતાના ગાડામાં કપાસ નાખી આવ્યાજ જવાનું. માલ અગર તોલમાં કોઇ જાતની અડચણ આવે નહિ દર ભારે ભાવ કરવાની માથાકુટ નહિ અને તોલમાં તેમજ ભાવમાં ઠગો થાય નહિ. વેચવાનું, પીલાવવાનું કામ અમુક આગેવાનોને સોંપેલું તેઓ ભાવ કરી બધો માલ આસરે અગર બે ત્રણ હપ્તે વેચી દે જેથી દરેક ખેડુતનો સમય તેમજ મહેનત બચે અને જીનમાં પડતી હાડમારીથી મુક્ત થાય.

## સને ૧૯૨૦ નો હિસાબ.

આ બધી સરળતા તથા નફો લોકોએ પ્રત્યક્ષ અનુભવેલો જોયો એટલે સને ૧૯૨૦ માં મેમ્બરોની સંખ્યા વધીને ૩૪ થઇ અને કપાસ ભાર ૧૩૪, મણ ૧૪, શેર ૮ પીલાયો. આનું રૂ તથા કપાસીઆ વેચી, ખર્ચ વિગેરે બાદ કરતાં દર ભારે રૂા. ૨૩૮-૬-૯ પ્રમાણે વહેંચી આપ્યા. આજુબાજુ લોકોએ છુટક વેચ્યો તેમણે દર ભારે રૂા ૨૧૫-૦-૦ સરેરાસ ભાવ ઉપજ્યો. ભાર એકે રૂા. ૨૩-૬-૯ અને કુલ ૧૩૪ ભારે રૂા. ૩૧૪૦-૦-૦ આશરે વધારે ઉપજ્યા.

## સને ૧૯૨૨ માં રેગ્યુલર રજીસ્ટર થઇ સોસાઇટીના કેટલાક નિયમો.

બે વરસ ચાલુ આ રીતે વેચવાથી જીનની હાડમારી ન ભોગવવાનાં પરિણામો ગામ લોક તેમજ બીજા લોકોમાં સારી શ્રદ્ધા ઉત્પન્ન થઇ. સને ૧૯૨૧ ની સાલમાં કામ ઘણું વધ્યું. મેમ્બરોની સંખ્યા ૧૨૭ થઇ અને કપાસ ભાર ૬૯૪ પીલાયો. મ્હોટા પાયા પર કામ વધતું જોઇ, અત્યાર સુધી જે પ્રાઇવેટ ખાનગી મંડળી હતી તેને અમુક ચોક્કસ પદ્ધતિપર મુકવા સારૂ તા ૯-૫-૨૧ ને રોજ આ મંડળી રજીસ્ટર કરાવી. દરેક મેમ્બરે અમુક દાખલ ફી ભરવી, અને ઓછામાં ઓછો એક સોસાઇટીનો શેર રૂા. ૨૦ નો ખરીદ કરવો. કારમનું ચોકખું બી ઓરવું, પોતાનો બધો માલ આ મંડળમાંજ પી-

કેટલી વેચતો વિગેરે-આ સોસાઇટીના નિયમો છે. બધા મેમ્બરોની એક જનરલ સભા વરસ આખરે એપ્રિલમાં ભરાય, તેમાં ઓડીટ થઇ ગયેલો હિસાબ વિગેરે રજુ થાય. આ જ સભા ગમે તે નિયમોમાં ફેરફાર કરે. મેમ્બરો પૈકી ૫ થી વધુ નહિ અને ૭ થી ઓછા નહિ તેટલા સભાસદોની એક મેનેજીંગ કમીટી નીમે છે, જેમને ચોખ્ખો હિસાબ રાખી બજારભાવ જોવા સાચવવાનું કામ કરવાનું હોય છે. તે પૈકી એક પ્રેસીડન્ટ નીમે છે જેનું કામ કપાસના જોરાકનું પત્રક તૈયાર કરવું, કપાસના ભાવની માહિતી રાખવી, પીલવાની ગાસડીઓ બંધાવી, વેચવા વિગેરેની ગોઠવણ કરવી અને સભાસદોને ભાવની ખબર આપવી રોજમેળ રાખી તેમજ સારૂં બી વહેંચવાની ગોઠવણ નાણાંની વ્યવસ્થા વિગેરે કરવાનું હોય છે.

## માલ વેચાતા પહેલાં ખેડુતોને નાણાં ધીરવાની ગોઠવણ

આ રીતે માલ વેચવામાં એક ખાસ અડચણ નાણાંની આવે. સરકાર ધારો, ગણોત વિગેરે ભરવાની મુદત કોઇ વખત મોડી જવાથી કપાસ વેચાતાં પહેલાં આવી જાય છે. સોસાઇટીમાં જે કપાસ આવે તે પીલાય, તેનું રૂ તેજીમંદી જોઇ મોડો વહેલો વેચાય, સોદો પતી નાણું આવે ત્યાં સુધી સોસાઇટી ખેડુતોને નાણાં શી રીતે આપી શકે? આ હરકત દૂર કરવા સારૂ દરેક મેમ્બરે રૂ. ૨૦) નો એક ફરજીઆત અગર પોતાની મરજી મુજબ વધારે શેર લેવાનું ઠરાવી ભંડોળ ભેગું કરવાનું શરૂ કર્યું. આટલાથી પહોંચી વળાય નહિ તેટલે ડીસ્ટ્રીક્ટ સેન્ટ્રલ બેન્ક પાસેથી ૬ાા ટકાના વ્યાજે મોસમમાં નાણું ઉપાડવાનું નક્કી કર્યું અને બેન્કે કપાસના અવેજમાં વધારેમાં વધારે ૭૫ ટકા જેટલી રકમ ધીરવા કબુલ થવાથી આ હરકત દૂર થઇ. બેન્કના નાણાં ખેડુતોને જેમ માલ આવતો જાય તેમ ફીસ વિગેરે કામને સારૂ દર એકર કપાસના વાવેતરે રૂ. ૧૦) એ મુજબ દર રૂપીએ દર માસે ૬ાા પાઇના વ્યાજથી નાણાં ધીરવાનો રિવાજ રાખ્યો. મોસમમાં બે ત્રણ માસ રૂના નાણાં ન આવે ત્યાં સુધી ફક્ત આ ભીડ રહે. પછી કપાસીઆ તથા રૂ ના વેચાણના પૈસાની છુટ થયેથી બેન્કના નાણાં ભરી દે.

## સોસાઇટીનો નફો.

પ્રવેશ ફી તથા શેરની રકમ ઉપરાંત દર ભારે એક રૂપીઓ સોસાઇટી કમીશન લે છે. આ કમીશનની રકમ તથા વેપારના વ્યાજથી જે નફો મળે તે વરસનો નફો ગણાય છે. તેનો ૪૦ ટકા રીઝર્વ તરીકે અનામત રાખે છે. પ્રવેશ ફી તથા શેરોની રકમ પણ આ અનામત ફંડમાંજ રહે છે. આનો ઉપયોગ ખાસ જરૂરને પ્રસંગે અગર કોઇ લોકોપયોગી કામમાં રજીસ્ટ્રારની મંજુરીથી થઇ શકે. બચત રહેલા નફામાંથી શેર હોલ્ડરોને ૬ થી ૬ાા અને વધારેમાં વધારે ૯ ટકા જેટલું ડીવીડન્ટ આપે છે. તે જતાં બાકી રહેલા નફાના ૭૫ ટકા મેમ્બરોના કપાસના પ્રમાણમાં બોનસ તરીકે વહેંચતાં બાકી રહે તેના અમુક ટકા નફા ફન્ડ તરીકે રહે છે, જે સોસાઇટીના મેમ્બરો ધારે તે મુજબ-નોકરોને બોનસ, સરકાર કેળવણી, ધાર્મિક વિગેરે ઉપયોગમાં લઇ શકે છે. એક મેમ્બર ગમે તેટલા શેર લે તોપણ તેમને એકજ મત (વોટ) આપવાનો અધિકાર રહે છે.

# સોસાઈટીના પાંચ વરસના

| સાલ | મેમ્બરની સંખ્યા | કેટલા ભાર કપાસ પીલાયો | | | કેટલું રૂ નીકળ્યું | | | કપાસીઆ નીકળ્યા | | | રૂની કીમત ઉપજી તે | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | ભાર | મણ | શેર | ખાંડી | મણ | શેર | ગાડી | મણ | શેર | રૂપીઆ | આના | પાઈ |
| ૧૯૧૯ | ૧૩ | ૩૨ | ૧૨ | ૦ | ૧૩ | ૩ | ૩૭॥ | ૧૬ | ૨૬ | ૩૫ | ૮૩૮૧ | ૧૨ | ૦ |
| ૧૯૨૦ | ૩૪ | ૧૩૪ | ૧૪ | ૮ | ૫૧ | ૩ | ૬॥ | ૭૩ | ૧ | ૨૬ | ૩૩૭૦૪ | ૨ | ૩ |
| ૧૯૨૧ | ૧૨૭ | ૬૯૪ | ૦ | ૦ | ૨૮૯ | ૩ | ૫ | ૩૫૬ | ૨૧ | ૧૨ | ૬૧૮૫૯ | ૩ | ૦ |
| ૧૯૨૨ | ૧૧૪ | ૫૬૭ | ૧૩ | ૨૭ | ૨૨૩ | ૧૩ | ૭॥ | ૨૯૪ | ૨ | ૨૩ | ૧૨૯૬૭૩ | ૬ | ૬ |
| ૧૯૨૩ | ૨૨૨ | ૧૦૯૬ | ૧૮ | ૦ | ૪૬૭ | ૮ | ૧૫ | ૫૫૩ | ૭ | ૩૬ | ૨૮૭૧૬૬ | ૧૧ | ૯ |



# કાર્યનું પત્રક.

| કપાસીઆની કીમત. | | | કુલ રૂપીઆ. વસુલ આવ્યા | | | સભાસદોને મળેલો ભાવ. | | | બીન સભાસદ ખેડુતને મળેલો ભાવ. | | | ભારે વધારો. | | | સોસાઇટીને એકંદર વધારો. | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| રૂપીઆ. | આના | પાઈ | રૂપીઆ. | આના | પાઈ | રૂપીઆ | આના | પાઈ | રૂપીઆ | આના | પાઈ | રૂપીઆ | આના | પાઈ | રૂપીઆ. | આના | પાઈ |
| ૧૧૫૭ | ૫ | ૦ | ૯૫૩૯ | ૧ | ૦ | ૨૮૩ | ૫ | ૦ | ૨૩૫ | ૦ | ૦ | ૪૮ | ૫ | ૦ | ૧૫૭૦ | ૧ | ૦ |
| ૩૧૨૪ | ૨ | ૯ | ૩૬૮૨૮ | ૫ | ૦ | ૨૩૮ | ૬ | ૯ | ૨૧૫ | ૦ | ૦ | ૨૩ | ૬ | ૯ | ૩૧૪૦ | ૬ | ૦ |
| ૧૮૩૭૬ | ૧૨ | ૦ | ૧૧૦૨૩૫ | ૧૫ | ૦ | ૧૫૯ | ૦ | ૦ | ૧૩૩ | ૦ | ૦ | ૨૬ | ૦ | ૦ | ૧૮૦૪૪ | ૬ | ૦ |
| ૧૭૪૪૨ | ૫ | ૬ | ૧૪૭૧૧૮ | ૧૨ | ૦ | ૨૪૭ | ૮ | ૦ | ૨૨૭ | ૮ | ૦ | ૨૦ | ૦ | ૦ | ૧૧૩૫૦ | ૬ | ૦ |
| ૨૮૭૩૦ | ૬ | ૦ | ૩૧૫૮૬૭ | ૧ | ૯ | ૨૭૬ | ૬ | ૦ | ૨૫૦ | ૦ | ૦ | ૨૬ | ૬ | ૦ | ૨૮૬૨૬ | ૮ | ૧ |

કપાસ સાથેજ નહિ પણ બીજી બધી ચીજો જો આ રીતે વેચવામાં આવે તો અન્ય ખેડુતોને ખેડ વિગેરે બીજા સુવાગઓથી જે સુધારાઓથી જે ફાયદાઓ થાય તેના કરતા અનહદ ફાયદો થાય એ દેખીતુ છે

## મંડળીદ્વારા એક મપે માલ વેચવાથી થતા ફાયદા

૧ પાક ઉત્પન્ન કરવામાં કરેલી મહેનતનો બદલો વધારે ભાવ મળવાથી લઇ શકાય.

૨ એકજ જાતનો સુધરેલા બીજનો માલ મોટા જથામાં વેચવાનો હોવાથી વહેપારીઓ સારા ભાવ ખરીદી શકે

૩ દરેક ખેડુતને દરેક ભાગ વેચવા ફરી પડતી માથાકુટ ન રહે અને દરેનો તેટનો વખત બચે અને તેનો ઉપયોગ ખેતીના બીજા કામમાં થાય

૪ નાણા મળવાની ચિંતા ન રહે વ્યવસ્થાપક કમિટિ વેચવા વિગેરે કામ કરે એટને વેચવાની પણ ચિંતા નહિ

૫ તોલમાં છેતરાવાનુ બની શકે નહિ

૬ ઉતરતી વણીનો માલ જે ઘણોજ હલકે ભાવે આપવો પડે તે પણ સાથે ખપાઇ જાય.

૭ જરૂર વખતે નાણા મળી શકશે

૮ રૂ ના ઉતારનો લાભ લઇ શકાય કપાસ અને રૂના ભાવ વચ્ચેનો નફો મેમ્બરોનેજ મળે

૯ મેમ્બરોમાં ભાતૃભાવ કેળવાય

૧૦ માલમાં ભેગો ભેગો મિશ્રણ થાતે નહિ. તદન ચોકખો એકજ જાતનો માલ સોસાઇટીમાથી મ્હોટા જથામાં મળે આથી જે જે સ્થળે સોસાઇટી હોય તે તે સ્થળનો માલ સુધરે અને અનિમમા ખેતીને ફાયદો થાય

૧૧ સ્વતંત્ર રીતે વહેપાર કરવાની ટેવ પડે

૧૨ બીજા પણ લોકોપયોગી કામો મળથી ચલાવવાની હિંમત આવે

કપાસ ઉપરાંત આ સાલ ગોળ ગુવાર અને મીઠુ મેમ્બરોની જરૂરીઆત પુરતુ જથાબંધ કીમતે ભાવે બજારથી મંડળી મેમ્બરોમાં આપ્યુ હતુ અને તેથી મેમ્બરોને ઘેર બેઠા સારો માલ સસ્તી કીમતે મળ્યો હતો

## સાસાયટીની આશાઓ

(૧) જીલ્લામાં પીલાવાનાં જીનવાળાઓની પરતંત્રતાથી બચવા માટે આ સોસાયટીનો હેતુ પોતાનું એક જીન ઉભુ કરવાનો પણ છે અને સારો ભંડોળ ભેગુ થયે તે-સમયમા મુકવાની આશા રાખે છે

(૨) સારી ખેડ કરી સાચમા સારૂં ચોકખુ બી ઉત્પન્ન કરનારને ઇનામો આપવાં જેથી બીજે માટે દર સાલ બીજાપર આધાર રાખવો ન પડે. તે માલ રાખ ચરખ પીલાવી બી સારુ કપાસીયા કાઢી મેમ્બરોને વહેચવા આથી સારી ખેડ કરવા ખેડુતોને ઉત્તેજન મળે.

## આવી સોસાઇટીઓ ફતેહમંદ કામ માટે ખાસ જરૂરની બાબતો

૧ કાર્યવાહી મંડળના મેમ્બરોની ચુંટણી બનતાં કોઇ રાગ રાખ્યા સિવાય ખરા કામ કરનાર, નિસ્પૃહિ, લોક લાગણીવાળા અને વિશ્વાસપાત્ર માણસોની થવી જોઇએ

૨ સેક્રેટરી અને પ્રેસીડન્ટ મર્યાદાવાન ધંધાના જાણકાર હિસાબી કામમા બાહોશ અને નિસ્વાર્થિ હોવા જોઇએ મેમ્બરોનો તેમના ઉપર સંપુર્ણ વિશ્વાસ હોવા જોઇએ,

# મુંબઇ ઇલાકાનું સરકારી ખેતીવાડી ખાતું.

## સુચીપત્ર નાં. ૫ સને ૧૯૨૩

## જુવાર અને ઘઉ વીગેરેમાં થતો આંજીઆનો રોગ

અગારાઓ અથવા આંજીઓ એ રોગ અનાજના પાકને, તેમા ખાસ કરીને જુવાર, બાજરી અને ઘઉના પાકને, લાગુ પડે છે. જેઓ આ તુલનુ વાવેતર કરે છે તેઓ તેને સારી રીતે ઓળખે છે કોઇ કોઇ વરસે તો આ રોગનો ઉપદ્રવ એટલે સખ્ત હોય છે કે જુવારના તુલમાં કણુસલા લગભગ સેંકડે પાચ ટકા જેટલાં આંજીઆના રોગવાળા હોય છે ખેડુતોનુ માનવુ એવુ છે કે આ રોગની ઉત્પતિ ખરાબ પવનથી થાય છે

આ રોગના લક્ષણ પારખવામા ભુલ થવાનો સંભવ નથી જ્યારે આંજીઆનો રોગ થાય છે, ત્યારે જુવાર, બાજરી અથવા ઘઉના કણસલા માહેના તમામ અથવા થોડા ઘણા દાણા કાળા મેશ જેવા રંગના થઇ જાય છે. આ કાળો ભુકો જુવાર, બાજરી અને ઘઉના છોડના ચરમાં (મોઢામાં) એક જાતની ઘણીજ બારીક વનસ્પતિ ઉગે છે, તેના ઘણુજ ઝીણા અસખ્ય બીયા છે આ બારીક વનસ્પતિ "પરમત્વોપજીવી" એટલે બીજાના રસ ઉપર જીવનારી છે, અને તે જુવાર વીગેરે જે છોડની અંદર ઉગે છે તેના ઉપર પોતાનો ગુજારો કરે છે એ વનસ્પતિ એટલી ઝીણી હોય છે કે સુક્ષ્મદર્શકની મદદ વિના સરી આખે તેનુ ઘર આપણને દેખાતુ નથી, તેના બીયાજ માત્ર આપણને જણાય છે જે બીયા કણુસલામા જયાં અનાજના દાણા થવા જોઇએ ત્યાં થાય છે

આ આંજીઆના બીયાં એટલાં ઝીણા હોય છે કે પવનથી તે સહેલાઇથી ઉડીને બીજા રોગ વીનાના (તદુરસ્ત) કણુસલા ઉપર જઇ તેના દાણાને લાગે છે અને કાપણી વખતે દાણા ઉપર તે ચોંટી રહે છે, વળી આંજીઆવાળાં કણુસલાને ઘણી કાળજીથી વીણી લેઇ નાશ કરવામા ન આવે તો તે ખળીમા બીજા સારાં કણુસલા સાથે ભેગા થઇ જાય છે અને તેથી આ રોગના બીયાં સારાં ચોખ્ખા દાણાને દુષિત એટલે ચેપવાળા કરે છે આવા ચેપવાળાં બી જ્યારે બીજી મોસમમા વાવવામાં આવે છે ત્યારે તેની સાથે આ આંજીઆના બી પણ ઉગી નીકળે છે અને તેના છોડ જેમ જેમ વધતા જાય છે તેમ તેમ તેની અંદર આ રોગની વનસ્પતિ પણ વધે છે, અને તુલ જ્યારે પાકવા આવે છે ત્યારે તેના કણુસલાને લાગુ પડે છે આ પ્રમાણે આ પરાત્વોપજીવી વનસ્પતિનો આ દેશમા ચોતરફ ઘણો જબરો ફેલાવો થાય છે.

જ્યારે અમુક દિશાના પવન વાય છે ત્યારે આ રોગ ઘણો સખ્ત રૂપમાં આવે છે એ વાત ખરી છે પરંતુ જેમ ધારવામા આવે છે તેમ, આ રોગની ઉત્પતિ કાંઇ ખરાબ પવનને લીધે થતી નથી એમ ઉપરની હકીકતથી જણાશે

# ઉત્તર ગુજરાતમાં જ્યાં જ્યાં કપાસ પાકે છે, ત્યાંની જમીનની વીગત.

(૧) અમદાવાદ જીલ્લો

(૧) ચુવલ પ્રદેશ—મેશાણા લાઈન પરના જંક્ષીથી શરૂ થાય છે અને વીરમગામ તાલુકાના ઇશાન કોણ સુધી પહોચે છે આ જમીન રેતાળ ગોરાડુ છે.

સાણંદની ઉતરે થોડો ભાગ કાંકરીઆ જમીનનો છે તેને આ જમીન મળતી આવે છે, પણ તેના કરતા વધારે ફળદરૂપ છે અહીયા પાણી મોઠાં છે અને લાળીઓ કપાસ કરે છે.

(૨) ઓછાવતા ખારવાલી હલકી કાળી જમીન

(અ) વીરમગામ તાલુકામાં, રણની નજીકમાં આવેલા પ્રદેશમાં આવી જમીન છે. ખંભાતના અખાત અને રણની વચ્ચેના આખા પ્રદેશમાં ખાર છે.

(બ) કાળી જમીન જેની અંદર મઇડ અને સોડા ખાર હોય છે. આવી જમીન સાણંદ અને ધોલકાની પશ્ચિમે નલ સરોવર પાસે છે.

(ક) કાળી બહેરી—રદાસ પડતી અને મઇડીયાવાળી જમીન. આ જમીનમાં લોહનાં ભાગ છે. આવી જમીન સાણંદ અને ધોલકાની વચ્ચેના પ્રદેશમાં છે. આમાં ઝાડ અને વાડો હોતી નથી. ચીકણી હોવાથી ગોરાડું કરતાં ઘણીજ કોમ કરવાને માટે કઠણ પડે છે અને જમીન નીચી હોય છે ત્યાં ભાતની કયારી સારી થાય છે.

(ખ) મધ્યમ કાળી જમીન—ધંધુકાની પશ્ચિમથી રાણપુર સુધી અને દક્ષિણે બરવાળા સુધી આવી જમીન છે, તેમાં થોડો ખાર છે. લાળીઓ અને વાગડ કપાસ થાય છે, આવી જમીનનાં નીચલા તલમાં ગોરમટી અને મુરમ છે.

(૩) બહેરી ગોરાડુ—આ પ્રદેશ ધોળકાની ઉતરે અને પુર્વે છે અને ખાસ કરીને પુર્વે છે. આની હદ સાબરમતીના પશ્ચિમ કીનારે છે, અને બા. ક્રોત, કવીઠા થઇ સીદ્રોજ સુધી અને ત્યાર પછી ધોળકે, અંબારેલી અને પાલડી, વડઠા અને ગડના ગામડાં સુધીત સાહેજ સુધી છે આમાં ઘણીજ ઝીણી રતાશ પડતી રેતી છે ગને જોઇએ તે પ્રમાણમાં જોઇએ તેવો ખારો છે તેથી કરીને પિયતના તુવેરને માટે ઘણીજ ફળદરૂપ છે, આખા પ્રદેશમાં આણી ગીલં છે.

(૪) ભાલનો પ્રદેશ—આ પ્રદેશ ધોળકા તાલુકાનો અર્ધો દક્ષિણ ભાગ ધંધુકાનો અર્ધો પુર્વ ભાગ, અને ખેડા જીલ્લાના માતર તાલુકાનો થોડો ભાગ અને અમદાવાદમા દક્ષિણે ખંભાતના અખાતના કીનારે આવેલો છે. પાણી પુર તુ નથી. વસ્તી થોડી છે, અને હવા પાણી સારાં નથી.

અહીંઆ ઢાંગર સારી થાય છે અને ભાલના સારા ભાગમાં ઘઉ પાકેછે. ધંધુકાના ભાલમા લાળીઓ કપાસ થાય છે અને ધોળકાના ભાલમા વાગડ કરે છે આ જમીનની તળીએ ગોરમટી છે

(૫) કેણીઅર જમીન—રાણપુરની પશ્ચિમે રાતી જમીનવાળો એક નહાનો પ્રદેશ છે, અને ત્યા વાગડ અને મઠીઓ કપાસ થાય છે.

(૬) કાળી જમીન

(અ) દક્ષિણ દસક્રોઈમાં સાબરમતીની પુર્વે કીનારા પર સરખેજ, ગ્યાસપુરથી શરૂ થઈ, બોરકાંઠી અને નવદેજ સુધી જાય છે, અને ત્યારપછી અમદાવાદથી ધોળકાના રસ્તાની ઉત્તરે માતર તાલુકામાં આવો પ્રદેશ છે અહીં આ જાતની કયારીઓ ઘણી સારી છે. અને પાણી ઘણા અળગા છે એટલે કે ૧૨ થી ૧૦ ફુટની અંદર પાણી મળી આવે છે, પણ પાણી થોડુ ઘણું ખાર વાળુ હોય છે.

(બ) બેહરી અગર મહેજ કાળી પડતી જમીન—આવી જમીન ઉત્તર દસક્રોઈમા છે અને ત્યા જુવાર બાજરી અને લાળીઓ કપાસ થાય છે. જયાં જમીન વધારે રતાળ છે ત્યા બાજરી કરે છે. નહી તો જુવાર કરે છે. પાણી ઘણે ભાગે મીઠા છે.

(૨) ખેડા જીલ્લો.

માળ-પ્રદેશ.—નડીયાદ તાલુકામા ઇશાન ખુણામાં, આઠ નવ ગામડામાં આવી જમીન છે. ઠાસરા તાલુકામા ઉત્તરે અને પશ્ચિમના ગામડામા આવી જમીન છે શેઢી નદીના જમણા કાંઠાના બધા ગામડામાં આવી જમીન છે, અને કપડવંજ તાલુકામા કપડવંજ તળથી શરૂ થઇ ઉત્તરે અને ઇશાનમાં અને દક્ષિણ પુર્વે મોહર નદીના પુર્વ કીનારા સુધી આવી જમીન છે.

છેક ઇશાનમા અને દક્ષિણનો માલ કંઇક સારો છે પણ કપડવંજ તાલુકાનો માલ ઠાસરાના માલ કરતા ઉતરતો છે કારણ કે ત્યાં પથ્થર જમીનની સપાટી ની પાસેજ નીકળે છે, અને જમીન કંઇ રતાસ પડતી ભુખરી છે આ પ્રદેશ માં કાળી, ગોઠી, ગોરાડુ અગર ખારી ગોરાડુ જમીન હોય છે, પણ ઠાસરા

તાલુકાના માલમાં છુટા છવાયા ભાગમાં દરેક ગામડામાં ગાર છે આ પ્રદેશના તળાઓમા ચુનાવાળો પત્થર પાંચથી આઠ ફુટથી ઉંડાઈએ મળે છે. જમીનમાં પાણી ભરાઇ રહે છે અને જમીન નીચાણમાં છે અને જ્યારે સુકાવા માંડે છે ત્યારે જલદી સુકાઈ જાય છે, તેથી વખતનો ખાસ ઉપયોગ થાય છે મળે છે અને થોડા દીવસમાં ઘણીજ મજુરી હોય તો પહોંચી વળાય છે. પાણી ઘણી ઉંડાઇએ મળી આવે છે અને મોટે ભાગે મીઠા હોતાં નથી.

ચરોતર—

નડીઆદ તાલુકામા પશ્ચિમે ટુંડેલ અને ડભાણ ગામડા એ ચરોતરની હદ છે અને ત્યાર પછી માતર તાલુકામા, માતરની પુર્વે અલીન્દ્રા અને રેવ સુધી જાય છે ઉતરે અને પ્રશ્નાનગર સહુ, વાટો અને તલપદ અને ગોબલેજ અને માગદોળી સુધી અને ઉતરે ઠેગાન સુધી આ પ્રદેશની હદ છે આણંદ તાલુકામા ઉમરેઠ સુધી ચરોતરની હદ છે અને આખા બોરસદ તાલુકાની જમીન ચરોતરની છે.

આ પ્રદેશની જમીન રેતાળ પણ ઘણા જુના ભાઠાની છે અહીયા પાણી લગભગ ૪૫ થી ૯૦ ફુટ મળે છે, કોઇ કોઇ વખત પાણી તમકુને માટે ઘણુંજ માફક પડે છે તે કદાચ પાણી નુકશાન કારક પણ હોય છે આબોહવા ઘણી સારી છે, આ જમીનને પુરતુ સારુ પાણી હોય તો ગમે તે જાતનો પાક થઇ શકે છે, ને તમાકુને માફક આવે છે

મધ્યમ ચરોતર:—આ પ્રદેશ મેમદાવાદ, કપડવંજ, નડીઆદ અને હાસરા તાલુકાઓમા છે

માળ અને ચરોતર જતા જેટલો ભાગ બાકી રહ્યો તે બધાને મધ્યમ ચરોતર કહે છે, તેના દોષ તથા ગુણોમા ચરોતર અને માળ કરતા અલગરો છે. પરન્તુ ઘણાખરા ભાગમા મોટે ભાગે કપાસ થાય છે ને ત્યાં દક્ષિણમાં જમીન કાળી છે અને ઉતરમા બહેરી છે.

( કૉટન બ્રિડર સાઉથ ગુજરાત તરફથી )



# દેશી આંબાને ખુંટી મારવાની રીત.

દેશી આંબાને આફુસ, પાયરી વીગેરે કલમી આંબાની ખુટી તેના થડ માં ચોકસ રીતે મારવાથી, તે ફુગી જે જાતની ખુટી મારી હોય, તે જાતની કેરી પાછલથી તે ખુટી ઉપર આવે છે.

**ખુટી કયાં મારવી**— ખુટી છ થી બાર વર્ષના ગામઠી આંબાને એકદમ લાગી જાય છે, કારણ કે તેની છાલ બહુ પાકટ હોતી નથી; વળી તેની અંદર રસ જપાટાબંધ વહયા કરે છે તેથીજ જેમ ઉગરે ઝાડ મોટા તેમ ખુંટી થોડા પ્રમાણમા ફતેહમંદ નીવડે છે. જે આંબાને ખુટી મારવાની હોય તેની, જમીનથી અર્ધા ફુટની ઉંચાઈએ, સારી છાલવાળી એક સરખી જગ્યા પસંદ કરવી. પશ્ચિમ બાજુ પસંદ કરવી નહિ, કારણ કે તે બાજુએ ગરમી વધારે લાગવાનો સંભવ છે વળી જે બાજુએ પવન ફુંકાતો હોય, તેની સામી બાજુ પસંદ કરવી, અગર તો ખુટી થયા બાદ પવનના જપાટાથી જોખમાઈ જેવાનો સંભવ રહે છે. આ પ્રમાણે કરવાથી ખુટી કુદરતી અડચણોમાંથી બચી શકે છે

**ખુંટી માટે કેવી ડાળી પસંદ કરવી**—કુમળી ડાળી પસંદ કરવી નહિ પણ જેની છાલ જરા પાકટ હોય, એટલે કે કાળાશ પડતી લીલી હોય, તેવી પસંદ કરવી નહિં, પણ જેના રોચ એકદમ ઉપસી આવેલી હોય અને તેની આખ ઉપસી પીલાવાની તઈયારીમા હોય, તેવી ખાધી ખુટી માર વા પસંદ કરવી. મારા અનુભવ પ્રમાણે તો બાન્તી તથા પાયરીની ખુટી જલદી અને વધારે પ્રમાણમાં લાગે છે, જયારે આફુસ ઘણી કમી લાગે છે

**જોઈતાં સાધન**—હથોડી, ફરસી, ચપ્પુ, સાબરસીંગ અગર તો લોઢા નો સળીઓ, ગીણુ કાથની દોરી

જે આંબાને ખુટી મારવાની હોય તેની જગ્યા પસંદ કરી, ત્યાં આગળ હથોડી તથા ફરસી વડે બે ઇંચ જેટલો કાપ મુકી, ત્રીકોણાકાર જગ્યા બના વવી ત્યાર બાદ તેની મધ્યમા એથી અઢી ઇંચ જેટલો ઉભો કાપ મુકવો; પછીથી સાબરસીંગ અગર તો લોઢાનો સળીઓ અંદર ઠોકી, તેની બને બાજુની છાલ, અંતર છાલને ઈજા થાય નહી, તેવી રીતે ધીમે ધીમે ઉપસાવવી. તેની ઉપરની પણ ચીરાઇ જવા દેવી નહી, અગર તો ખુટી બાતલ જશે ત્યાર બાદ જેની ખુટી મારવી હોય તે જાતનો ૭ થી ૯ ઈંચની ખાધી લપ લેવી બને બાજુ ફાચરની માફક બને બાજુથી સારા ચપ્પા વતી બે થી ત્રણ ઈંચ જેટલી છોલી કાઢવી અને તેરે ધીમેથી સાબરસીંગ ખેચી કાઢી તેની અંદર ઉશેથી તેની અંદરની છાલ ઈજા ન પામે તેમ સરખી એકદમ ખોસી દેવી ત્યાર બાદ ત્રીકોણાકાર ભાગ જે પહેલા કાઢેલો તેના બે સરખા ભાગ કરી

તેની તે જગ્યાએ બધ બેસતી કરી દેવી. પછીથી બધે મીણ લગાવી દેવુ જેથી અંદર હવા તથા પાણી જઇ શકે નહી અને કાથાની દોરી બેવડી કરી ત્રીકોણના નીચેના લાઇનથી ગાંઠી નીચે ત્રણ ઇંચ સુધી ખેચી મજબુત તાણી બાંધવી પછીથી તેની ઉપર છાણ માટીની ગાર કરી ચોપડવી ખેડુતો તેની અંદર પીપી નાંખે છે આમ કરવાની મતલબ એજ છે કે ગોઠી તતડવી જોઇએ નહી વળી તેને દરરોજ પાણીવાળો હાથ ફેરવવો, તેમ કરવાથી તતડેલો ભાગ બધ થઇ જશે અને ઠંડક રહેશે સઉથી સરસ એ છે જે થડ આગળ બે ત્રણ તગારાં સારી મરોડી નાખી ત્રીકોણ સુધીનો ભાગ જમીનમાં દાટી દેવો અને તે ઉપર દરરોજ થોડુ થોડું પાણી નાખ્યા કરવું આમ કરવાથી ગરમી વગેરે કંઇ લાગશે નહી અને હમેશાં ઠંડક રહ્યા કરશે જો આંબાનુ થડ જાડુ હોય તો એજ પ્રમાણે બે ત્રણ ખુટી એકજ લેવલમાં મારી શકાય છે. ખુંટી માર્યા પછીથી પંદર વીસ દીવસમાં તેની આંખ ઉપમી આવી પીલાવા માંડે છે અને જે ખુંટી આમ પીલાઇ પાખડીઓ બહાર કાઢે તેનો ભાખો ઉપરથી કરવતી વડે વેહરી કાઢી ટાચી નાખવો. ખુંટીને જરા પણ આંચકો આવવા દેવો નહીં નહીતો ખુંટી મરી જશે. અમારી વાડીમાં એક વર્ષની લાગેલી ખુંટીનું થડ કુહાડાથી કાપતાં, આચકો લાગી તે મરતાં મરતાં સહેજ બચી ગઇ માટે ઘણીજ સભાળ રાખવી જોઇએ. આવી રીતે આંબો બેરી નાખવાથી ખુટી એકદમ જોરમાં આવી જશે. જે ભાગ કાપવામાં આવે તેમને કોલટાર (ડામર) લગાડવોજ જોઇએ. ખુંટી બરાબર જોરમાં આવી ગયા બાદ ગામઠી આંબાનું થડ ખુટી ઉપરથી વહેરી કાઢવુ, અને તેને ખુટી સુધી મટોડીના પુરણી આપી, લાકડાનો ખુંટો દાટી ટેકો આપવો. જેથી પવન વીગેરેથી ફેસલાઇ જવાનો ભય રહેશે નહિ. આવી લાગેલી ખુટીને ત્રણ વર્ષમા ફળ આવે છે.

ખુટી મારવાનો સઉથી ઉતમ વખત શ્રાવણ મહિનો છે. મઘા નક્ષત્ર તેને માટે ઘણુંજ સારૂં ગણાય છે. ખુટી ઘણાજ જુજ પ્રમાણમા ફત્તેહમંદ થાય છે. માટે ખુંટી મારવા કરતાં જે ગામઠી આંબાને ગળામાંથી નીકળતાં ડાળ, ત્રણ ચાર ફુટ લાંબા રાખી કાપી નાંખવામાં આવે, અને તેને નીકળતા પીલા સાથે કલમી આંબાનું ડુંડું બાંધી પીલાને અને કલમી આંબાને સરખા છોલી બાંધી, જ્યારે લાગી જાય ત્યારે કલમ ઉતારી લેવી. ત્યાર બાદ તે કલમી શાખીની પાખડીઓ બીજા પીલા સાથે બાંધ્યા કરવી. આ પ્રમાણે કરવાથી સો એ સો ટકા ફતેહમંદ થવાય છે. વળી તેને બીજેજ વર્ષે ફળ આવે છે. અને ઝાડ ઘણુંજ મજબુત થઇ ઘણાં વર્ષ ટકે છે.

અંબાલાલ એમ. પટેલ બી. એજી.
મેનેજર, બાટલીવાલા રોકડની વાડી,
કુંતા—રાપી.

# ગ્રામ્ય આરોગ્યતા.

પોતાના દેશની આબાદી કરવાને પ્રથમ પગથીયું દેશની ખેતીવાડીની ખીલવણી છે. ખેતીવાડીની ખીલવણીનો આધાર ગામડાના લોકોની આરોગ્યતા અને તેઓના આર્થિક સ્થિતિ ઉપર રહેલો છે. માટે ગામડાના રહિશોની આરોગ્યતા અને આર્થિક સ્થિતિ સુધારવાનું કામ ખેતીવાડીના હીમાયતીઓએ ખેતીવાડીની ખીલવણીના કામકાજ સાથે કરવુજ જોઇએ. આ નીચે ગ્વાલીયર સરકારના ખેતીવાડી ખાતા તરફથી અંગ્રેજી ભાષામા પ્રગટ થએલ હસ્ત પત્રિકાનો સારાંશ લખી જણાવેલો છે અને હું ધારૂં છું કે ગ્રામ્ય લોકોને એ હકીકત કાંઇક અંશે જાણવા લાયક અને ઉપયોગી લાગશે

પ્રત્યેક મનુષ્યનું સુખ, ગામડાઓની આબાદી અને દેશની ચડતીનો આધાર મોટે ભાગે તંદુરસ્તી ઉપર રહેલો છે. પચીશેક વર્ષ પહેલાં માંદગીના ખરા કારણો બીલકુલ જાણવામાં નહોતા. પરમેશ્વરનો કોપ થયો છે એવું લોકો માનતાં. હવે આપણે ઘણાં ખરાં રોગના કારણો સમજી શકીએ છીએ અને તેને દુર કરવાને શકિતવાન થયાં છીએ, તેથી આપણી બેદરકારીને લીધે થએલી ભૂલના પરિણામે આપણને શિક્ષા થાય છે તે બાબતને આપણે હવે માન્ય કરીએ છીએ.

રોગના મુળ:—બારીક જતુ અથવા માઇક્રોબ નામના જંતુ જે નાના જીવતાં જીવ છે તેનાથી ઘણા ખરા રોગ થાય છે. આવા જંતુના બે પ્રકાર છે. (૧) બારીક વનસ્પતિ જેને અંગ્રેજીમાં બેક્ટીરીઆ કહે છે. અને (૨) બારીક પ્રાણીઓ જેને અંગ્રેજીમાં પ્રોટાઝુઆ કહે છે. આપણી નજરે જોઇએ છીએ તેવી સાધારણ વનસ્પતિ કે પ્રાણી કરતાં આ જતુઓ એટલા બધા નાના છે કે તેઓ જાણે બીજી દુનીયાના જીવ હોય તેવો આપણને આભાસ થાય છે. તેને જોવાને સુક્ષ્મદર્શક યંત્રની જરૂર પડે છે. તેઓના કદ જુદા અને આકૃતીમા પણ જુદા જુદા હોયછે નાનામાં નાના જતુની કદ ૧/૧૭૫૦૦૦ ઇંચના જેટલુ હોય છે. એટલે ૧ ઇંચ લાંબી જો જતુની માળા કરવી હોય તો ૧૭૫૦૦૦ જંતુની જરૂર પડે છે. જેવી રીતે દુનીયા ઉપર ૧ માણસ ઉભો હોય તેનાજ પ્રમાણમાં ૧૦ ફુટ ડાયામીટરના ગોળા ઉપર ૧ જતુ રાખેલો હોય તેનુ માપ આવે છે.

જ્યારે જતુને જરૂર પુરતો ખોરાક, પાણી, અને ગરમી મળે છે ત્યારે તે બમણો વધે છે. અને તેના બે કટકા થઇ જાય છે. જો સર્વ સજોગો અનુકુળ હોય તો દરેક અડધી કલાકે આવા ભાગ એક પછી એક થયા કરે છે. અને દરેક કટકા એક જતુ બનેછે.

આ બારીક જતુના શરીરમાથી જે ઝેરી પદાર્થ બહાર નીકળે છે તેનાથી ઘણે ભાગે રોગ પેદા થાય છે. આમાંના ઘણાએક ફ્રેર જીદગીનો નાશ કરનારા જણાયા છે તોપણ એક જતુમાંથી નીકળતું ઝેર એટલુ સુક્ષ્મ હોય છે કે રોગ પેદા કરવાને આવા હજારો જંતુની જરૂર પડે છે. શરૂઆતમા આવા એક અથવા થોડાક જતુ શરીરમાં પ્રવેશ કરેછે પણ તેના વિભાગ થવા ચાલુ રહેવાથી થોડા દિવસમાં તેઓની સખ્યા વધી જાય છે.

રોગને ફતેહમંદ રીતે અટકાવવાને જતુ કયાંથી આવે છે તે આપણે પ્રથમ જાણવું જોઇએ. ઘણા ખરા કેસમા મનુષ્યોના શરીરમાંથી તેઓ ઉદ્‌ભવે છે જેવા તેઓ માદા

માણસોના શરીરમાંથી નીકળે તેવાં જે બધા જંતુઓને કબજામાં રાખી શકાય તો રોગ બીલકુલ રહેશે નહિ.

**ખોરાક પાચન કરનારા અવયવોના રોગ.:**– જે જંતુઓ ખોરાક પચાવનારા અવયવોને લાગુ પડે છે તેઓ આંતરડામાંથી નીકળેલ મળમુત્રની સાથે શરીરમાંથી બહાર નીકળે છે. અને જ્યારે તેઓ બીજા મનુષ્યના પાચન કરનારા અવયવોમા દાખલ થાય છે ત્યારે તેને રોગ લાગુ પડે છે.- આવી જાતના જંતુઓથી ટાઇફોઇડ, કોલેરા, ઝાડા, અપચો અને આંતરડાના ઘણાંએક જીવડાઓ પેદા થાય છે. આ રોગ બધા દેશમાં ઘણો બીગાડ કરે છે. આપણા ખોરાક અને પાણી સાથે સંસર્ગમા આવતા આવા જીવાતવાળા કચરાને અટકાવીએ તો આવા રોગ આપણે સહેલાઈથી અટકાવી શકીએ છીએ. ઘણી વખતે અમુક માણસોના શરીર આવા રોગને એટલા બધા ઝીરવી શકે છે કે તેવા મનુષ્યો ફક્ત જરાક માંદા થાય છે અને વખતે બીલકુલ માંદા પડતા નથી. પણ તેના શરીરમાંથી જ્યારે આ રોગનાં જંતુઓ બહાર નીકળે છે ત્યારે બીજા ઘણાં માણસોને માંદા પાડે છે અને એવા માણસોની બેદરકારી ઘણી ભયકારક નીવડે છે.

**મનુષ્યના મળમુત્રને દુર રાખવા બાબત:**—નદી નાળાને કાંઠે, કુવા પાસે, તળાવ પાસે, અથવા જે પાણી પીવામાં વપરાય તેમા મળમુત્ર ધોવાઇ જાય તેવી જગ્યાએ મળમુત્ર રહેવા દેવુ નહિ બીજુ તેના પર માખીઓ બેસે તેમ ઉઘાડુ રહેવા દેવું નહિ કારણ કે માખીઓથી આમાના ઘણા રોગ ફેલાય છે. ખળાની અથવા એવી બીજી જગ્યા જ્યા અનાજનો ઢગલો થતો હોય ત્યાંથી મળમુત્ર દુર રાખવું ગામડાના મનુષ્યોને મળમુત્ર દુર કરવાની બાબત મુશ્કેલી ભરી દેખાય છે. કારણ કે ત્યાં ગટરો હોતી નથી. મળમુત્ર ઉપર માખીઓ બેસે નહિ તેને માટે તુરતજ તેને દાટી દેવાનો સૌથી સારો રસ્તો છે. જો આવું તુરતા તુરત ન થઇ શકે તો તેના ઉપર ચુનો અને રાખ છાંટી દેવાં. તેથી તરતજ તેની રસાયણીક ક્રીયાથી નુકશાનકારક જંતુઓ મરી જશે મળમુત્રથી જમીનની ફળદ્રુપતા વધે છે. માટે ખાવાની ચીજો જેમકે શાકભાજી, ફળ, મેવો વિગેરેની સાથે તેનો સ્પર્શ થાય નહિ તેનો બંદોબસ્ત રાખવો જોઇએ.

**શ્વાસ લેવાના અવયવોના રોગ:**—નાક, ગળુ અને ફેફસાના રોગોથી લગભગ અર્ધા ભાગના મરણ થાય છે. આમાંના ટયુબર ક્યુલોસીસ અને ન્યુમોનીયાના રોગ બહુ નાશકર છે વળી ઇનફ્લુએન્ઝા, ખાંસી, રંગીલુ, ગળાના કાકડા વૃદ્ધિ થવા, ઉધરસ વિગેરે રોગ પણ થાય છે. ઉપરના અવયવોમાંનો બગાડ જે થુંક ગળફા, મેલ, લીંટ રૂપે નીકળે છે તેમાંથી આવા રોગ ઉત્પન્ન થાય છે. આ કારણોથી સાર્વજનીક જગ્યાએ થુંકવું એ તંદુરસ્તીને હાનીકારક અને નજરને ખરાબ દેખાય છે. જ્યાં સુધી ગળફા ભીનો હોય છે ત્યા સુધી કોઇ જંતુ તેમાંથી નીકળી શકતા નથી પણ જ્યારે સુકાય છે ત્યારે તેની બારીક ભૂકી થઇ જાય છે. અને તેના જંતુ સહીત ભુકી પવનથી બીજે સ્થળે ઉડી પડે છે. આ જંતુ બીજા માણસોના ફેફસામાં જાય ત્યારે તેને એ રોગ લાગુ પડે છે. અન્ય મનુષ્યોની હાજરીમા ઉધરસ કે ખોખારો ખાવો નહિ. કારણ કે ગળામાંથી નીકળતા ગળફાના કે થુંકના બારીક કણો હવામાં તરે છે અને તેની સાથે નાશ કર્તા જંતુઓ પણ ચોટેલા હોય છે.

ચામડીના જતુઓ—કેટલાક રોગ જેવા કે શીતળા (શીળી) આ ચામડીના છીંગડામાં કે પોપડીમાં જંતુઓ હોય છે અને તે હવામાં ઉડીને એક બીજાને અડવાથી તેનો રોગ ફેલાય છે આવા રોગવાળા મનુષ્યોને બીજા મનુષ્યોથી દુર રાખવા જોઇએ.

જતુઓ શરીરમાં કેવી રીતે પ્રવેશ કરે છે.—જો માંદા માણસો અને તેની સારવાર કરનાર મનુષ્યો, રોગના જતુઓને બહાર ફેલાવા ન દીએ તો જતુથી થતા રોગથી કંઈ પણ નુકશાન થાય નહિ. પણ માંદા માણસો અને તેની સારવાર કરનારા મનુષ્યો રોગના જતુઓને બહાર ફેલાતા અટકાવવાના ઉપાયો લેતા નથી તેથી તે જતુઓ બીજા મનુષ્યોના શરીરમાં પ્રવેશ કરી શકે નહિ, તેવા ઉપાયો આપણે લેવાની જરૂર પડે છે.

જંતુઓ શરીરમાં નીચેના રસ્તેથી પ્રવેશ કરે છે.

૧ ચામડીના જખમ મારફત
૨ મચ્છર, માખી ડાંસ વિગેરેના ડંખ મારફત
૩ ખોરાક મારફત
૪ પાણી મારફત
૫ હવા મારફત

જખમના રોગ—જખમના રોગમાં ગુમડાં, લોહીમાં ઝેર પેદા થવું, લૉક જૉ (મોઢું હાડ બગડી જવું) વિગેરે ગુમડાઓના જતુઓ ગોળ આકૃતિના હોય છે. અને જરા ઉનરડો થયો હોય ત્યાંથી તે શરીરમાં પ્રવેશ કરે છે. લૉક જૉ રોગના જતુઓ ઉંડાણમાં આવેલ જખમમાં રહે છે કે જ્યાં બહારની હવા લાગી શકતી નથી.

ડંખ મારે તેની જીવાતથી થતા રોગ—એક જાતની મચ્છરથી મેલેરીયાના જંતુઓ બીજે ફેલાય છે પલંગમાં થતા માંકડથી કાળા આઝાર નામનો તાવ અને બીજા કેટલાએક રોગ થાય છે અને ઉંદરના ચાંચડથી મનુષ્યોના શરીરમાં મરકીનો રોગ ફેલાય છે

પાણીથી થતા રોગ—ખાસ કરીને ટાઇફોઇડ અને કોલેરા રોગનું મુખ્ય કારણ પાણી છે શહેરોના અનુભવ ઉપરથી આ બાબત માલુમ પડે છે કારણ કે જે શહેરોમાં પાણી ગળાઇને આવે છે ત્યાં આવા રોગ બહુજ ઓછા થાય છે ગામડાના પીવાના પાણી ખાસ કરીને નદીના અને કુવાના હોય છે. નદીના પાણીમાં ચોટનો બધો કચરો પડે છે કે તેને ગાળ્યા વગર અને ગરમ કર્યા વગર પીવું નુકશાન કારક છે. જે માણસો કુવાના પાણી ભરવા આવે તેના પગ ઉપર ચોંટેલ કચરાથી અગર કુવાની પાળ ઉપર ધોવામાં આવતા મેલ કુવામાં પડવાથી કુવાના પાણી બગડે છે ઉઘાડા કુવા કરતા ઢાંકેલા કુવાના પાણી વધારે વધારે સારા હોય છે કુવાનાં પાણી ક્યારે બગડેલા આવે છે તેની આપણને ખબર રહેતી નથી તેથી કુવાના પાણી ગરમ કરીનેજ પીવું વધારે ડહાપણ ભરેલું છે ઉકાળેલા પાણીથી બધા જતુઓ નાશ પામતા નથી પણ પાણીથી જેટલા રોગ થાય છે તેટલા રોગના જતુ પાણી ઉકાળવાથી નાશ પામે છે,

હવાથી થતા રોગ—આપણે જોયું છે કે ઘણા ખરા રોગ ગળામાં અને ફેફસામાં થાય છે અને તેના જતુઓ ઉધરસ આવવાથી, ખોખારવાથી અને થુંકવાથી બહાર નીકળે છે આવા જતુઓ રજ અને પાણીના બારીક ટીપા ઉપર હવામાં તરતા હોય છે.

જો આપણે આવા રોગથી દુર રહેવું હોય તો એ રોગનાં જંતુઓ આપણા શ્વાસમાં આવે નહિ તેની સંભાળ રાખવી.

**શા માટે જંતુઓ રોગ પેદા કરે છે.**—જો દરેક જંતુઓ જેઓ મનુષ્યોના શરીરમાં પ્રવેશ કરે છે તેનાથી રોગ થતા હોય તો હમણાં જેટલી બીમારી ચાલે છે તેનાં કરતા વધારે રોગ મનુષ્યોને થવા જોઇયે. જીંદગીમાં લગભગ ૯૦ ટકા મનુષ્યોને ટયુબરક્યુલોસીસ રોગના જંતુઓ લાગે છે પણ સારે નસીબે આપણાં શરીર આવા જંતુને અમુક રીતે તાબે કરે છે. લોહીમાં બે જાતનાં પીંડ જોવામાં આવે છે, ધોળા અને રાતાં ધોળા પીંડા રોગનાં જંતુઓને જેમ જાનવર ખોરાક ખાય તેમ ગળી જાય છે રાતાં પીંડા ઓક્સીજન નામની હવાને લઇ જવા લાવવાનું કામ કરે છે. લોહીમાં પણ આવા જંતુઓને ઓગાળી નાખવાની અને વશ કરવાની શક્તિ હોય છે,

જે વસ્તુથી શરીર નબળું પડે છે તેનાથી રોગના જંતુઓને વશ કરવાની શક્તિ શરીરમાં કમી થાય છે. જ્યારે માણસને શરદી લાગે છે ત્યારે જે માણસને શરદી થઇ હોય ત્યારે તેવા માણસો પાસેથી તેના નાકમાં અને ગળામાં શરદી દાખલ થાય છે. અને પોતાના શરીરને ખુલ્લું રાખી એ રોગને વશ કરવાને પોતે અશક્તિવાન બને છે. જે લોકો દારૂ પીતા નથી તેના કરતા જે લોકો દારૂ પીએ છે તેઓ આવા રોગનાં જંતુથી વધારે મરણ પામ્યા છે. એવું વીમાની કંપનીઓના રેકર્ડ ઉપરથી માલુમ પડે છે આનું કારણ એ છે કે આવા જંતુને વશ કરવાની જે શક્તિ લોહીના ધોળા પીંડામાં છે તે પીંડા દારૂ પીવાથી નીર્મળ બને છે.

**ખરાબ હવાનો શ્વાસ લેવાથી**—જો એકની એક હવા હજારો વખત શ્વાસ લેવામાં વપરાય તો શ્વાસ લેવાના અવયવોમાં ઝેર લાગે છે. અને જંતુઓ તેમાં જલદીથી ફેલાય છે માટે નાક અને મોઢું ઢાંકીને સુઇ રહેવું નહિ. જે મકાનો નાના વધારે વસ્તીવાળા અને હવાની આવજા વગરના હતા તેમાં ઇનફ્લુએન્ઝાનો રોગ વધારે નુકશાન કારક થયો હતો. જ્યાં મકાનોની આવી સ્થિતિ હોય ત્યાં ઇનફ્લુએન્ઝાનાં જંતુઓ સહેલાઇથી નાના હોવાથી એક મનુષ્યના શરીરમાંથી બીજા મનુષ્યને લાગુ પડે છે. જે મનુષ્યના ગળામાં ઇનફ્લુએન્ઝા રોગ લાગુ પડે તેને તે પોતે માંદો છે એમ ખબર પડે તે પહેલાં તો તેનાં ગળાના જંતુઓ બીજાં મનુષ્યોને લાગવા માંડે છે જે મકાનમાં હવાની આવજા ઓછી હોય છે ત્યાં રહેનારા મનુષ્યો પણ એટલા નીર્બળ થતા જાય છે કે તેઓ જંતુને કે રોગને અટકાવી શકતા નથી.

**કુદરતીના નીયમો**—રોગને દબાવી દેવાનાં ત્રણ નીયમો જે આપણે હવે જાણ્યા તેનો ટુંકો સાર.

૧ જે માણસો માંદા હોય તેના શરીરમાંથી જે જંતુઓ બહાર નીકળે તેનો તે જુદા નાશ કરવો.

૨ જખમને ધોઇને સાફ રાખવો અને ડાંસ માખી વગેરે જીવાત તેના ઉપર બેસવા દેવી નહિ સંભાળ પુર્વક ખોરાક અને પાણી લેવાનું ધ્યાનમાં રાખવું જંતુઓથી ભરેલી હવા દુર રાખવી

ક. શરીરને મજબુત બનાવો કે જેથી રોગના જંતુનો નાશ કરવાને તે શક્તીવાન થાય.

માખીઃ—અમેરીકામાં એવું જોવામાં આવ્યું છે કે બચ્ચાંઓના આંતરડાના રોગ જેમ જેમ માખીઓ વધે છે તેમ તેમ વધતા જાય છે. આવા રોગથી આખી દુનીયામાં બચ્ચાંઓના મરણ મોટા પ્રમાણમાં થાય છે તેથી તે ઘણા ભયંકર કહેવાય છે. યુરોપીઅન લડાઇમા ૧ વરસમાં ૬૨ સેકડે ૨ રૈનીકો આ રોગથી મરણ પામ્યા છે. સ્પેનીશ અમેરીકન લડાઇ વખતે સ્પેનીશ લોકોની ગોળીથી મરણ પામેલાં કરતાં ટાઇફોઇડ તાવના જંતુ લઇ જનારી માખીથી અમેરીકન સીપાઇઓ વધારે મરણ પામ્યા હતા. માખી ગંદી વસ્તુમાં જન્મે છે અને ઉછરે છે. જો તમે ભીના ખાતરના ઢગલાને જરા હલાવશો તો સંખ્યાબંધ પગ વગરના મહિદ કીડા જેવી જીવાત ચોક્સ મળી આવશે, આ કીડાઓ માખીની એક અવસ્થા છે. આ કીડાઓ જ્યારે ૫ દિવસના મોટા થાય છે ત્યારે તેઓ સુસ્ત થઇ જાય છે, અને તેની આજુ બાજુ ભુરા રંગનો કોશેટો વીટાઇ જાય છે. બીજા પાંચ દિવસ પછી તેમાંથી માખી થઇને બહાર નીકળે છે નાનપણમાં પહેલી ટેવ મુજબ ગંદી ચીજો તે ખાય છે. અને જ્યારે ફાવે ત્યારે આપણા ઉત્તમ ભોજન ઉપર બેસી ખરાબ જંતુઓ ફેલાવે છે. ગંદી વસ્તુથી હદન અલગ તો તે રહેતી નથી. કારણ કે કચરાના ઢગલામાં સડી જતા શાક ભાજી અથવા મનુષ્યના મળ મુત્રમાં ઇંડાં મુકવાને તે હંર વખત આવજા કરે છે. આ કારણથી માખી ઉપર આપણને બહુજ તીરસ્કાર આવે છે માખી પહોંચી ન શકે તેટલે છેટે જો બધો ગંદવાડ રાખવામાં આવે તો માખીનો નવો વંશ અસ્તરે નહિ આટલો માટે આરોગ્યતાની ખાતર ગાડાઓમાં કુળીયામાં ખાતર નો ઢગલો થવા દેવો નહિ અને જેમ બને તેમ વેલાસર જમીનમાં દાટી દેવો. ખેતીની પધ્ધતિ મુજબ આ રસ્તો વ્યવહારીક જણાય છે. કારણ કે કચરાને જમીનમાં દાટવાથી જમીનની ફળદ્રુપતામાં વધારો થાય છે. જો હવા અને વરસાદમાં કચરો ઉઘાડો રાખીએ તો તેની ખાતર તરીકેની કીમત ઓછી થાય છે.

મચ્છરઃ—મચ્છરની ઘણી જાતો છે પણ હિંદુસ્તાનમાં વધારે પ્રખ્યાત થએલી એનોફીલીસ નામની જાતના મચ્છરો રોગના જંતુઓને લઇ જાય છે. આ જાતનો મચ્છર પોતાનું માથુ નીચું રાખે છે અને પગ પેટ વિગેરે ઉંચા રાખીને હવામા ઉડે છે. આ મચ્છર પોતાની પહેલી અવસ્થા ભેજવાળી જગામાં આમ તેમ ચીમળાના જંતુની માફક કાઢે છે, આ મચ્છર જ્યારે માણસને કરડે છે ત્યારે તેની લાળ સાથે ઝેર મુકી જતો ન હોય તો તેના ડંખની વેદના થોડો વખત રહે છે. જો મચ્છરના પેટમાં મેલેરીયાનો રોગ હોય તો તેના ડંખની સાથે મેલેરીયાના જંતુ મનુષ્યના શરીરમાં દાખલ થાય છે. આ જંતુમાંનો દરેક આપણા લોહીના લાલ રંગના ખીડને ચોટે છે અને તેને ખાય છે. અને તેના જંતડો જ્યારે મોટો થાય છે ત્યારે તેના ઘણા ભાગ બની જાય છે અને દરેક નાનો જંતુ પાછો લોહીના લાલ રંગના ખીડને ચોટે છે. આ ક્રીયા ચાલુ રહે છે અને આખરે માણસનો ચહેરો ફીકો પડતો જાય છે. અને જેમ જેમ જંતુનો વંશ ફેલતો જાય છે તેમ તેમ તેનાથી ઉત્પન્ન થતા ઝેરની અસરથી મનુષ્ય દુર્બળ થતો જાય

છે આ જંતુને મચ્છર ગળી જાય તે પહેલા તે આગલુ સ્થીતીમાં રહે છે અને જ્યારે મચ્છર તેને ગળી જાય છે ત્યારે તે મચ્છરના પેટમા વધે છે અને આખરે તેના નાના ભાગ થઈ જાય છે આમાના કેટલાક ભાગ મચ્છરના પેટમા થઈને તેની લાળમા ભળી જાય છે અને જ્યારે મચ્છર મનુષ્યને કરડે છે ત્યારે તેની લાળ સાથે એ જંતુના નાના ભાગ પણ મનુષ્યના શરીરમા દાખલ થાય છે જેથી માણસને થોડા દીવસ પછી તાવ આવે છે.

મચ્છર ફક્ત ખુલ્લા પાણીમા જન્મે છે અને પોતાની જન્મની જગ્યાથી વધારે લાંબા અંતર સુધી ઉડી શકતો નથી આથી તેની જન્મની જગાનો નાશ કરવાથી તેની સંખ્યામા ઘટાડો થાય છે ખુલ્લા વાસણોમાં પાણી ભરાઈ રહેલુ હોય તો તે ફેંકી દેવુ નુકશાન કરતા તળાવોના પાણી કાઢી નાખવા અગર તેમા મચ્છર મરી જાય તેવી દવા નાખવી ૨૦ ફુટ લંબાઈના તળાવમા ૧૧ રતલ કેરોશીન નાખવાથી આખા તળાવની સપાટી ઉપર કેરોશીનનુ નાનુ પડ પથરાઈ જાય છે અને જ્યારે મચ્છરનો કીડો હવા લેવાને પાણી ઉપર આવે છે ત્યારે તેના પેટ ઉપર કેરોશીન લાગવાથી તે મરણ પામે છે જો કોઈ માણસો ભેજવાળા પ્રદેશમા રહેતા હોય અને તેને મચ્છરને મારી નાખવાનુ મુશ્કેલ હોય તો તેના ડંખથી દુર રહેવા રાત્રીને વખતે મચ્છરદાની વાપરવી અગર બારી ઉપર મચ્છર અટકાવવા પડદા બાંધવા

ચાંચડ—દુનીયાના બીજા ભાગમા પ્લેગ વખતેજ થાય છે તે પ્લેગ હિંદુસ્તાનમા બધા ભયંકર રોગમાનો એક છે આ રોગ ફેલાવવાને ત્રણ પ્રાણીઓ જવાબદાર છે ઉંદર, ચાંચડ અને પ્લેગના જંતુ

આનો જંતુ ઘણો નાનો છે જ્યારે પ્લેગવાળા ઉંદરને ચાંચડ કરડે છે ત્યારે તે લોહીની સાથે પ્લેગના જંતુ ચુસે છે આવા ઉંદરને છોડીને તે ચાંચડ મનુષ્યને અગર બીજા ઉંદરને કરડે છે અને તેના ડંખમા પ્લેગના જંતુ મનુષ્યના શરીરમા દાખલ કરે છે

આ ઉપરથી ઉંદર અને ચાંચડને દુર રાખવાથી પ્લેગને આપણે અટકાવી શકીએ છીએ જ્યા જ્યા ખોરાક અને અનાજ હોય છે ત્યાં ત્યા ઉંદરનો રહેવાસ છે તેથી ખોરાક અને અનાજને ઉંદર પહોંચી ન શકે તેવી રીતે રાખવા જોઈએ ચાંચડો પાંખ હોતી નથી પણ તે કુદકા મારીને ચાલે છે અને દરેક કુદકા વખતે ૫ ફુટથી વધારે લાંબુ જઈ શકતો નથી માટે જેમ બને તેમ ઉંદરને દુર રાખવાથી પ્લેગનો ભય ઓછો લાગે છે

હિંદુસ્તાનમા પ્લેગ વધારે થાય છે તેનુ એક કારણ એ છે કે જ્યા ખોરાક રાખવા મા આવે છે તેની નજીક જમીન ઉપર મનુષ્યો જમવા બેસે છે યુરોપ જેવા દેશમાં જ્યા વચલા સૈકાઓમા પ્લેગનુ જોર ઘણુ હતુ અને [illegible] વસ્તિ પ્લેગથી મરી ગઈ હતી એવા દેશમા [illegible] અને ચોખ્ખાઈથી તે રોગનુ મુળ કાઢી નાખ્યુ છે જો એવી રીતે હિંદુસ્તાનમા પ્રયત્નો કરવામાં આવે તો પ્લેગ હિંદુસ્તાનમા કોઈ વખતે થવા પામે નહિ

રાજકોટ ગીરાસ ઓફીસ.
કાઠીયાવાડ
તા ૧ ૧૨ ૨૩

કુંજલાલ ગીરધરલાલ પટેલ
બી એજી
એગ્રીકલ્ચરલ આસીસ્ટન્ટ
સ. રાજકોટ.

# કપાસની મિશ્ર ખેતી

ગત લડાઈ પછી એટલે છેલ્લા દશ વર્ષમાં મુંબઈ ઈલાકાના દરેક ભાગના ખેડુતોનું લક્ષ કપાસ તરફ વધુ આકર્ષાયું છે જો કે ભરૂચ જીલ્લો, ખાનદેશ વગેરે ભાગમાં તો મુળથી કપાસની ખેતી થાય છેજ. પરંતુ ગુજરાતમાં તો કપાસની ખેતી તરફ ઘણાજ વધુ ભાવને લીધે ખેડુતોનું લક્ષ ગયું છે.

કપાસની ખેતી થોડી જમીનવાળાને અનેક પ્રતિકુળતાવાળું નીવડે તેમ છે; સબબ કે કપાસની ખેતીવાળાને ઘાસચારાની તંગી રહેશે, કેટલુંક અનાજ વેચાતું લેવાની જરૂર પડશે, અને પરિણામે તેનો હુન્નર ભીડમાં રહેશેજ; પરંતુ જેની પાસે જમીન વધારે છે, હમે તેને ઉતની હરકતો ઓછી નડશે.

કપાસને માટે ખાસ કરીને કાળી (ભાળની) જમીન, ઉત્તમ છે. તે સીવાય ગોરાડુ-બેશર જમીનમાં પણ ઠીક થાય છે.

હવે જ્યારે દરેક ખેડુતનું લક્ષ કપાસ તરફ ગયું છે તો કપાસની ખેતીનો કેટલોક અનુભવ અત્રે આપવો ઉચિત ધારૂં છું કે જે નવીન કપાસના ખેડુતને વધારે ઉપયોગી થઈ પડશે.

જે જમીનમાં કપાસની ખેતી કરવી હોય તે ખેતરને ઉનાળે ખેડ કરવી તેમાંના દાભ, ધ્રોઠી વગેરેના નકામા જડીઆ કાઢી નાખવા અને પુષ્કળ ખેડ દેવી.

ભાલની કાળી જમીનમાં ખાતર નહિ નખાય તો બાધો નથી, પરંતુ સીમની ગોરાડુ બેશર જમીનમાં તો ઢોરનું છાણીઉં ખાતર નાખવુંજ. વરસાદ પડતાં દર વીઘે ઓછામાં ઓછું ૩ શેર અને વધારેમાં વધારે ૫ શેર સુધીનું બી બસ થશે બી માટે પસંદગી ખાસ કરવી. બજારના કે જીનમાંના કપાસીઆ મળેલા, અનેક પ્રકારના અને જીવજંતુવાળા હોવા સંભવ હોય છે, માટે આગલા વર્ષની ખેતીના જેને લાંબી પીલાથી બી માટેજ સંગ્રહી રાખ્યા હોય તે ઘણું ઉત્તમ બી ગણાય, માટે તેવીજ ગોઠવણ દરેકે કરવી.

કપાસની બે હારો વચ્ચે ઓછામાં ઓછું ૫૦ થી ૬૦ આંગળનું અંતર રાખવું છેક પાસે હારો થવાથી કરબ, કરવડી દેતાં પલાંસીઓ ફેરવતાં કપાસ વીણતાં હરકતો પડશે

આરંભમાં કપાસીઆ ગરભોટી (માટી) માં રગદોળી કોશ કરી ખાટલા ઉપર ઘસી નાખવાં કે જેથી કપાસીઆ સાથે વળગેલું રૂ હશે તો છુટું પડી જશે

કેટલાંક ખેડુત દર વીઘે ૭ શેર ૮ શેર સુધી બી ઓરે છે પછી ઉગી નીકળ્યા બાદ છોડ આછા કરી નાખે છે. પણ ઘણુંમાં ઘણીવાર બને છે એવું કે છોડ સારા પ્રમાણમાં ઉગ્યા હશે, તો કહે છે કે એક કરવડી અધીં, પુણીઓ દીધા પછી નીંદતી વેળા કાઢી નાખીશ. પણ છોડ સારા વધેલા હોય છે તો તે વેળા તે જાસ્તી છોડ કાઢતા જીવ ચાલતો નથી, અને આખરે તે છોડને જીંડવાં વધારે બેસતા નથી, માટે આરંભથીજ ઉપર બતાવેલું ઓછામાં ઓછું પ્રમાણ લેવું.

કપાસને જેમ વારંવાર કરવ દઇ નીંદામણ થવા દેવામાં આવશે નહિ તેમ ફાયદો વધારે છે.

શરૂઆતમાં બે હારો વચ્ચે પુણીઆ કરવડીથી કામ કરવું, પછી છોડની હારો પાસે અધીંઆ કરવડી દેવી, પછી હારોમાંનું નીંદામણ નીંદી નાખી મોટા કરવથી કામ કરવું.

કપાસના છોડ વધી ઉંચા વધારે થતા હોય તો એક પાનલી સોટીથી છોડની ટોચો કાપી નાખવી આથી ફેલાશે વધારે, અને તેથી ડાળનાં (જીંડવા) વધારે બેસશે.

કાળી યા માલની જમીનમાં, ક્યારીની જમીનમાં કપાસનું વાવેતર થયું હોય તો તેમાં ડાંગરનું વાવેતર કપાસની હારો સાથેજ કરવાથી ફાયદો થશે. કપાસ ઓરતી વખતેજ કપાસીઆ સાથે દર વીઘે ૨ શેર પ્રમાણે ડાંગર નું બીયારણ કરી ઓરવું. હુડાણી ડાંગર કે જેના ચોખા હુમસા (હુડા) હોય છે તે ડાંગર થોડા વરસાદે અને જલદી પાકે છે, માટે તે ઉત્તમ છે આ ડાંગર ભાદ્રપદ મહીનામાં કપાઈ જવાથી કપાસના ફાલને નુકશાન પણ કરશે નહીં, વળી ડાંગર પાકતા છોડ નમી પડે છે, માટે કાપતા પણ સહેલ પડશે ડાંગર અને કપાસના પાકનો વર્ગ જુદો જુદો હોવાથી કપાસને કોઇ પણ રીતે નુકશાન કરતું નથી. આ પ્રયોગ વેજપુર (તાલુકે સાવલી પ્રાંત વડોદરા) ના એક પાટીદારે કરી જોવાથી ફાયદાકારક નીવડવાથી તેમણે તે પ્રમાણેજ દર વર્ષ ચાલુ રાખ્યુ છે. તો તે પ્રમાણે બીજા ખેડુત પણ કરશે, અને ફાયદો માલમ પડે તો જરૂર તે પ્રમાણે દર સાલ ચાલુ રાખશેજ એવી આશા છે, અને તેમ કરતા એકજ જમીનમાંથી બેવડો પાક નીપજાવી, વધુ ફાયદો મેળવવા પ્રભુ સહાયક નીવડો અસ્તુ!

લેખક,
આધુસિંહ નથ્થુસિંહ સોલંકી
હેડ માસ્તર, લો૦ બો૦ સ્કુલ,-રણીઆર (ગ્રાયોદ.).

શકાય છે. ઢાંકણુ મજબુત રીતે બંધ કરી પંપ એક ચોરસ ઇંચે ૭૫ શેર વજન મીટર દાખવે ત્યાં સુધી ચલાવવો, પછી પટા વડે પંપ પીઠ પાછળ લટકાવી દેવો અને એક હાથમાં ચકલીવાળો શળીઓ લેવો ખેતરમાં પહોચ્યા બાદ નળ ખુલ્લો કરી દેવો અને સ્પ્રેઅરને બટાટાના છોડની તળીએની બાજુ ચાલુ કરવો. આવી રીતે પંપ ચલાવનારી ડાબી અને જમણી બન્ને બાજુએ બબ્બે હારમા દવા છાંટતા જવું. આવી રીતે દવા પુરી થાય ત્યા સુધી છાટવી અને સ્પ્રેઅર ફરીથી ભરવો. રોગને જડમુળથી કાઢવા માટે કોઇ પણ છોડ છાટવા સિવાય રહેવા દેવો નહી.

| ૭ એક એકરમા દવા છાટવાનો અદાજ ખર્ચ. | રૂ. આ. પા. |
|---|---|
| ૬ શેર ગધક દર શેર એકના ૭ આના | ૨-૪-૦ |
| ૩ શેર ચુનો દર શેર એકનો અડધો આનો | ૦-૧-૬ |
| ૬ શેર કોયલા દર રૂ ૧-૮-૦ એક મણના | ૦-૩-૬ |
| એક આદમી એક કનાક માટે રૂ. ૦lll ના રોજે | ૦-૧-૦ |
| એક આદમી દવા છાટવા | ૦-૮-૦ |
| પંપનુ ભાડુ ધારો કે એક ૧૦૦) રૂા. નો પંપ ૧૦૦) | |
| એકર કામ કર્યા બાદ નકામો થઇ જાય છે. | ૧-૦-૦ |
| કુલ્લે | ૪-૨-૦ |

બે વખત દવા છાંટવાનો ખર્ચ આ પ્રમાણે રૂ ૮-૪-૦ આવે જે દરેક બટાટા નું વાવનારે ખર્ચો ઘટે છે અને સાધારણ રીતે બે વખત દવા છટાવી જોઇએ. આવી રીતે દવા છાટવાથી ખેડુતને રૂા. ૫૦ થી ૨૦૦ ફાયદો થાય છે. આ આંકડા ચોકસ અનુભવ ઉપરથી આપવામા આવ્યા છે

૮ દવા કેટલી વખત છાંટવી—સામાન્ય રીતે કહેવામા આવે છે કે પહેલુ છાંટણુ રોગ શરૂ થાય તે પહેલા જવુ જોઇએ અને બટાટા રોપ્યા પછી પાંચ માસથી મોડુ થવુ ન જોઇએ આવી રીતે બટાટાની ખેતીમા દવા છાંટવાનુ એક આવશ્યક કાર્ય લેખવુ જોઇએ ત્યાર બાદ રોગ માલુમ પડે તો બીજી દવા છાંટવી અને કદાચ જરૂર પડે તો ત્રીજી વખત પણ છાંટવી પરંતુ અનુભવ એવો છે કે બેથી ત્રીજી વખત સ્પ્રેઅર ચલાવવા ની જરૂર પડશે નહિ,

મુળ અંગ્રેજી ઉપરથી લખનાર

K. D. Naik.
D. A.O. Broach,

# ધનસુરા ગામે ખેતીવાડીનું પ્રદર્શન ભરાયલું ત્યારે અપાયલા ભાષણનો સાર

લેખક:—પરાગજી રણછોડજી દેસાઇ.
ખેતીવાડી ઓવરસીઅર—અમદાવાદ

ધનસુરા ગામ મોડાસાથી તલોદ જવાના રસ્તા પર મોડાસાથી ૧૧ માઇલ ને છેટે આવેલુ છે ધનસુરાથી એક સડક કપડવંજ જાય છે. આ ગામમા આંજણા પાટીદારની વસ્તી ઘણી છે. આ લોક દર બળદની જોડે ત્રણ ચાર ભેંસ અને એક બે ગાય પાળે છે ગામની બળદની ઓલાદ નાના પ્રકારની છે અને ભેંસ દુધ ઓછુ આપે છે. ગામની આજુબાજુએ જમીન કાળી, મધ્યમ કાળી, હલકી કાળી, રેતાળ તેમજ ડુંગરીઆળ મુલક હોવાથી ખેતરો નીચા ઉંચા આવેલા છે. આ ગામે કુવા પણ ઠીક છે. મોટા અને પહોળા કરવામા આવેલા હોય છે નીચે પથ્થરનુ પડ હોય છે. ચોમાસામા બાજરી અગર મકાઇનુ વાવેતર કુવાવાળી જમીન પર કરવામા આવે છે. આ પાક દીવાળીના અરસામા તઇયાર થાય ત્યારે કાપી લઇ ચાર પાંચ ખેડ કરી પાણી પાઇ વાજીઆ ઘઉંનુ વાવેતર થાય છે. ભારોટી જમીનમા તલ કોદરાનુ વાવેતર ચોમાસામા કરવામા આવે છે. બે વરસ થયા બાજરી મકાઇની જગ્યાએ કપાસ અને વરીઆળી તેમજ વાજીઆ ઘઉંની જગ્યાએ બોડીઆ (પુસા નંબર ૪) નુ વાવેતર કંઇક પ્રમાણમાં દાખલ થયુ છે આ ગામમા ઓજારમા માત્ર હળનોજ મધ્યમ જગોએ ઉપયોગ કરવામા આવે છે કપાસની ખેતી માટે સારી ખેડની જરૂર પડે છે, તેથી રાપ, રાપડી, સારી જાતનુ સુરતી હળ વિગેરે ઓજાર કેવુ કામ કરે છે તેમજ ખેતીવાડીની પ્રગતી તરફ ખેડુતનુ ધ્યાન ખેંચાય એ હેતુથી આ પ્રદર્શન ભરવામા આવ્યુ હતુ સુધરેલી ઢબના ઓજાર એજ ગામના ખેડુતના ખેતરમા ખેડુતની રૂબરૂ ચલાવી બતાવ્યા હતા જે વખતે મોડાસા તાલુકાના મહાલકરી સાહેબ, સરકલ ઇન્સ્પેક્ટર તેમજ પટેલ તલાટી આજુબાજુના ખેડુત સાથે હાજર થયા હતા, ત્યારે ઢોરની ઓલાદ કેમ સુધરે, ચોખ્ખી ખેતી કેવી રીતે થાય, કપાસની ખેતી કેમ થાય, તુલસી અગર નવર પધ્ધતીનુ વર્ણન, ખાતરની પુરવણી કેમ થાય કયા કયા તુલ (નવા) દાખલ થઇ શકે એમ છે તેની માહિતી, સારા બીજની પસંદગી કરવાથી થતો લાભ બીને કેવી રીતે સગ્રહી રાખવુ, પાકને જગતી ડુક્કર, શીયાળવા, હરણ, ઢોર તેમજ ઉધઇથી થતુ નુકસાન કેમ અટકાવવુ, કુવામા પાણીના ઝરા કેમ વધારવા તથા ગામના સેનીટરી હાલતમા કયા સુધારો થઇ શકે એમ છે તેમજ સામાજીક રીતે ફેરફાર કરવાથી કેવી રીતે લાભ થાય છે વિગેરે બાબતનુ વિવેચન થયું હતુ જેનો સાર નીચે પ્રમાણે છે.

(૧) પ્રાંતીજ તેમજ મોડાસા મહાલમાં ખેતરો ઘણે ભાગે મોટાં હોય છે. ખેડુત પાસે જોઇએ તેના કરતા જમીન વધુ હોય છે અને ખેડુત વર્ગમાં આળસ તેમજ

મહેતાન દાખલ થવાના હોવાથી જાત મહેનતનું કામ ગોછું થાય છે એટલે મજુરની તંગારો પડવા માંડી છે. એટલે ખેડુત જોઈએ તેનું લક્ષ ખેડ તરફ આપતા નથી. બળદ પણ નાના હોય છે માઢ નાના પ્રકારના હોય છે અને ઉત્તમ પ્રકારના પાડા પણ રાખવામા આવતા નથી દર ૪૦ અગર ૫૦ ગાય અગર ભેંસે એક સારી જાતનો માદ અગર પાડો રાખવો જોઈએ કે જેથી ઓલાદ સુધરે તેમજ લીલચારા, ગોચર, ઘુસ વિગેરેના પુરવણી કરી ઢોરની જોઈએ તેટલી માવજત કરવામાં આવતી નથી તેથી ભેંસ અને ગાય ઓછું દુધ આપે છે ભેંસને કપાસીઆને ખોળ ખવાડવામા આવે છ એટલે ઘી સારૂ થતુ નથી કપાશીઆ ખવાડવામાં આવે તો ઘી સારૂ થાય એમ છે તેમજ બળદને ગુવાર અને તલનો ખોળ આપવામા આવે તો વધારે મજબુત થાય અને કામ સારૂ આપે ઢોરને બાંધવા તેમજ રાખવાને માટે સારી સગવડ કરવી જોઈએ

(૨) આ તાલુકામા ચોખી ખેતી કરવાની પધ્ધતિ ખેડુત લોક દાખલ કરે તો ઘણો ફાયદો થાય એમ છે ફાગણ માસ પછી ખેતરમા રાંપ ફેરવવામા આવે તો જમીનનું પડ થોડું તુટે છે અને તાપથી તેના રજકણોમા ફેરફાર થાય છે અગર નવર કરવી નામા બે વખત ફેરવવાથી દરોઇ ખાના દાભડાની જડ તુટી જાય છે અને સુકાઇ જાય છે તેવીજ રીતે ઉપર મુળીઆ વાળા ખડનો પણ નાશ થાય છે વરસાદ થયે રાંપ અગર હળથી સારી ખેડ કરી જો રીતસર વાવેતર કરવામા આવે અને પાછળથી જોઈતી વખતે રાપડી ફેરવવામા આવે તો નીદામણ વિગેરેનો ખરચ ઓછો થાય અને ઉગ સારૂ થાય મરચીને દોઢ ફુટને છેટે રોપવામાં આવે અને રાપડી ફેરવવામા આવે તો છોડ સારા થાય અને દોડા મોટા પણ થાય વળી ખેતર નીચા ઉંચા હોય તો ખેતરની ચોતરફથી સરખા થઇ શકે એમ છે ભારોડી જમીનમાં એક બે વરસ વાવેતર કરી એ જમીનને છોડી દેવામાં આવે છે તેને બદલે કાયમ ને માટે રાખી ઉન્હાળાથી ખેડ કરે તો એ જમીનમાં સુધારો થાય એમ છે-હળથી વાવેતર કરવાથી અને પાછળથી રાપડી ફેરવવાથી તેમજ ઉન્હાળામાં રાંપ અગર કરબનો ઉપયોગ કરવાથી તમારી જમીનમાં ચોખી ખેતી થઇ શકે એમ છે રા. કસ્તુરચંદ તેમજ ગોવિંદ વારજ પટેલે રાંપ અને ફડકા બનાવવા તેમજ સગાવવા ખુશી બતાવી છે એ ઘણી સારી વાત છે.

(૩) આ સાલ કપાશનું વાવેતર ધનસુરા ગામે આશરે ૧૦૦ વીઘાના ખેતીવાડી ખાતાના પ્રયાસથી થયું છે તેથી એની ખેડ સબંધી માહીતી આપવાની જરૂર છે કપાશનું મુળ ઘણું ઉંડુ જાય છે એટલે ઉંડી જમીનમા એ સારા થાય. પાતળી જમીનમા એ બરોબર થઇ શકે નહી કપાશને ત્રણ ફુટને છેટે ચોકડીએ વાવવાથી ઘણો સારો થાય છે અગર નવર ગાર ફેરવવાથી ખડ પણ ઓછું થાય છે વળી કપાસ મોટા થયા બાદ અષાઢ બાર ગાળામા સોટી ફેરવી ઉપરનો ટોચ ભાગી નાખી હોય તો ડોંગા ડાળ પાખરા ફુટી સારો ફેલાવો થાય એમ છે આ સાલ ધનસુરા ગામે કપાસ સારો થયો છે અને ભાવ પણ વધુ છે એટલે હવે એનુ વાવેતર આવતી સાલ વધુ ગામોમા થાય એ સ્વભાવીક છે પણ ઢોરની મુશ્કેલી વધુ છે તેમજ કપાસનો પાક ઉંડી કાળી જમીનમા સારો થાય છે અને કપાશમાં કપાશ દર વરસે કરવાથી ઘોડા વધ્યા છે જમીનો

ફુકકરથી નુકશાન થાય તેના સબધમા બદુકથી નાશ કરવાથી, ઝેરનો ઉપયોગ કરવાથી પોટાશ ગધકના ધડાકા કરવાથી તેમજ ખેતરની આજુ બાજુએ થાગીની દીવાળ કરવાથી કઇક ભાગે નુકશાન ઓછુ થઇ શકે જીવ જતુનો ઉપદ્રવ થાય ત્યારે પણ પહેલેથી યોગ્ય પગલા ભરાય તો કઇક લાભ થઇ શકે પણ આ બધુ થવાને ખેડુતનો બહોળા પ્રમાણમા પ્રયાસ થાય તો ઠીક પડે તેથી તેમ કરવાને ખેડુત મડળ સ્થાપવુ જોઇએ અને બધા એકત્ર મળી ચાપતા ઇલાજ લેવામાં આવે તો કઇક લાભ થાય ખેડુતલોક ના મડળથી બીજો પણ લાભ થાય જેવા કે (અ) બજાર ભાવ જાણવાથી પાકેલો માલ યોગ્ય જગાએ વેચાય (બ) તેવીજ રીતે ગામમાં જોઇતી ચીજ જેવી કે સારી જાતના બી, ગુવાર ખાડ, ગોળ, કાપડ વીગેરે જોઇતા જથામા મોસમ વખતે લેવાય તો ભાવમા સુગમતા પડે (ક) હળીમળીને કામ કરવાની ટેવ પડે અને પરસ્પર વિશ્વાસ તેમજ હેતભા વમા વધારો થાય. (ડ) સામાજીક દ્રષ્ટિએ કઇક સુધારાના પગલા લેવા હોય તો તે પણ સમુહને ફાયદો થાય તેવી રીતે બની શકે (ઇ) બીને સગ્રહી રાખવા તાપમાં તપાવી દ-વાનો પ્રયોગ કરવો હોય તો તે પણ થાય વિગેરે

(૭) પાણીના જથામા વધારો કરવાને નીચે પ્રમાણેના પ્રયાસ થવા જોઇએ

(અ) જયા જયા તળાવ હોય ત્યા ત્યાં તે ઉડા અને પહોળા ખોદાવવા જોઇએ કે જેથી ચોમાસામા પાણીનો જથો વધુ થાય અને વધુ વખત ચાલે.

(બ) જયા જયાં બને ત્યાં નવા કુવા ખોદાવી પાણીનુ સાધન કરવુ જોઇએ

(ક) કુવાઓમાં કુડી અથવા લાકડાના કડના ઉતારવામા આવે તો પાણીનો વધારો થાય છે આ પ્રયાશ કરવાથી જો પાણીનો વધારો ન થાય તો કુવામાં સો ખડની પાઇપો ઉતારી તેની અદર બોરીગ કરવાથી નીચે ઝરનુ પાણી આવવાથી પાણીનો વધારો થાય છે ખારા પાણીના કુવા હોય છે તેમાં બો રીગ કરવાથી નીચેથી પાણી મીઠુ આવે છે તો કુવાના તળીએ કોંક્રેટ કર વાથી ખારા પાણીનો આવરો બધ થાય છે ત્યાર પછીથી બોરીગનુ પાણી પીવામા લેવાય છે જો કુવાને તળીએ રેતી હોય કુડી હોય તેમજ કડવો ઉતારવાથી કુવાને નુકશાન થાય તેમ હોય તો તેને પણ બોરીગ કરવાથી ફાયદો થાય છે

બોરીગના સબધમા બોરીગ એસીસ્ટન્ટ સાહેબ, ગુજરાત નડીઆદ, તેમજ ઓઇલ એન્જીન પપના સબધમા મીકેનીકલ એસીસ્ટન્ટ સાહેબ, ગુજરાત, નડીઆદને સરનામે કાગળ લખવાથી જોઇતી માહીતી મળી શકશે

(૮) ચોમાસામા ફળીઆમાં ઢોરને બાંધવાનો રીવાજ હોવાથી કાદવ-પાણી પુષ્કળ રહે છે તેમજ ગામને પાદરે પણ પુષ્કળ કાદવ અને મચ્છર થઈ રહે છે કાકરી, રેતી અગર મડીઆ કાકરાનુ પુરાણ થાય અને પાણીના નીકાલ માટે માર્ગ કરવામા આવે તો ઉપરનો ત્રાસ કઇક ભાગે ઓછો થાય કુવાના પાણી વગર ગાળીને પીવામાં આવે છે તેને બદલે કાપડના કટકાથી ગાળીને પીવામા આવે તો સારૂ ભેસ વીગેરે છાણ અને કાદવથી ખરડાયલાં રહે છે તેનો સુકાઇ ગયલો કાદવ અઠવાડીઆમાં એક વખત પણ ધોવામા આવે તો ઠીક અને દુધ દોહતી વખતે આંચળ તેમજ આંચળ તે સાફ કરવામાં આવે તો ઠીક-

# "ઢોર માતાં તો ખેડુત માતો"
# અને
# "ઢોર દુબળાં તો ખેડુત દુબળો"

ઉપલી કહેવતનો અર્થ સમજાય તેવો છે. બળદ સારા હોય તો ખેડનાં સઘળાં કામો સારી રીતે થઇ શકે, ખેડ સારી થએથી ખેતરના પાક સારા ઉતરે એટલે ખેડુતને પુરો લાભ મળે જેથી તેની આર્થિક સ્થીતી સારીજ થાય. આ હેતુ સરજ ઉપલી કહેવતો પ્રચારમાં છે. એ સ્પષ્ટ છે.

આપણો મુલક ખેતી પ્રાધાન્ય દેશ એટલે ખેતીના અંગભુત સાધનો પયકી ઢોર-ઢાખર (મુખ્યત્વે બળદ) એ બીજા નંબરનું સાધન ગણાય છે. આ વા પ્રકારની વ્યવસ્થા આપણા દેશમા પ્રચલીત હોવાને લીધે ઢોર-ઢાંખરની ઉછેરના વીષયમાં પણ આપણી પ્રજાએ લક્ષ આપેલું છે. સારાં ઢોર રાખવાં, સારા બળદ રાખવા, તેની જોઇતી માવજત કરવી, તેને ખવરાવવાના ખોરાક જુદી જુદી જાતના પકવવા વગેરે બાબતોની માહિતી આપણા લોકને છે એ પણ અંગીકાર કરવું જોઇએ.

ભેસોની સારવારમાં ચરોતરની પાટીદાર સરખી ઉંચ ખેડુત કોમની પ્રવીણતા જાહેર છે. સારી ગાયો અને બળદો ઉત્પન્ન કરવાના કામમાં આપણા દેશની રબારી-ભરવાડ કોમો મશહુર છે. અન્ય સ્થળોએ પણ સાધારણ રીતે ઢોર-ઢાખરની ઉછેર અને પેદવાર સામાન્ય માણસો ઘણે અંશે મુનાસબ રીતે કરી જાણે છે છતાં દેશના ઘણા ભાગોમાં ઢોર-ઢાખર, ગાય-બળદની ઉછેર તરફ પુરતુ લક્ષ નથી દેવાતુ એ પણ પ્રવાસ કરનાર ખેતીકાર ચોખ્ખી રીતે જોઇ શકે.

ઢોર-ઢાંખર, ગાય-બળદ વગેરેની સારી નીપજ હોવાને માટે, ગોરાડુ આ રેતાળ પ્રદેશ, ઝાડપાન વનસ્પતિથી કુદરતી રીતે ભરપુર, પાણીના પુરવટા ની ચોકસતા, ઘાસ-ચારો તથા જુદી જુદી જાતનાં અનાજ અને કઠોળના પા કો પાકે, એવા પ્રદેશની યોગ્યતા અવશ્ય વધુ લાભદાયક અને માફક છે. જે જે પ્રદેશોમાં ઉપલી કુદરતી જોગવાઇઓ નથી ત્યા ત્યાં ઢોર-ઢાંખર, ગાય બ-ળદ વગેરે દુબળા (નબળા) હોય છે અને કહેવત મુજબ ઢોર દુબળા (નબળાં) તો ખેડુત (કણબી) દુબળા (નબળા) એટલે નબળી સ્થીતીમા હોય.

ઉપર જણાવ્યા મુજબ આપણે તપાસી જોઇશું એટલે જણાય છે કે

(૩) આ તાલુકાના મહુડીના ખેડુતોમા કુદરતી રીતે આળસે ઘર કર્યુ અને નીતી વચન પ્રમાણે "આળસ્યહિ મનુષ્યાણાં શરીરસ્થો મહા રિપુઃ" આળસ એ મનુષ્ય શરીરમાં મોટો દુશ્મન છે એ સુત્ર પ્રમાણે છે એની સાબીતીમા પુરાવાનો વધારો કર્યો.

(૪) પોતાના વ્યવહાર-સંસાર નીભાવવામાં સંતોષ વૃત્તએ કામ ચાલ્યુ તેથી પણ ખેતીમાં સારા મોલ પકવવા તથા સારાં ઢોર-ઢાંખર નીપજાવવામાં ખેડુત નીર ઉત્સાહી રહયો.

(૫) જેમ ખેતી બહોળા વીસ્તારપર હોય, ઘેર આગેળ પુશ્કળ ઢોર હોય એજ એધાણી સમાજમા મોશ્લો-મરતબો વધારવાને પુરતી જણાઈ એટલે માત્ર બહોળી ખેતી કરવી અને ગમે તેવા ઢોર (ડોબા જેવાં) સંખ્યામાં પુશ્કળ રાખ્યા એટલે શર્યુ.

ઉપર જણાવેલી બેદરકારીઓ દુર કરવામાં આવે, ખેડુતો ઉત્સાહી થઈ, આળસ તજી, જ્ઞાનચક્ષુ ઉઘાડી પોતાના ધંધામાં એટલે ખેતીમાં પ્રગતી-સુધારો કરવા ધારે તો પ્રાંતીજ-મોડાસા, કપડવંજ-ઠાસરાના ખેડુતોને પોતાની જગામા અનેક પ્રકારના અવકાશ છે. ખેતીમા ખેડ સારી ખેડ કરવા સબંધે ચરોતર અને કાનમના લોકની અનુભવગીધ્ધ સારી પધ્ધતો દાખલ કરી શકે, ચકાઇબંધ સારી ખેડ કરી ઉમદા પાક પકવી શકે, સબજીઓ, કપાસ, બગીચાની અને સાગ ધઉ, વાછીઆ સીકેતી જગાએ પાકના તુક્રોમાં દાખલ કરી ઉમેરો કરી પકવી શકે, એજ પ્રમાણે ઢોર-ઢાંખર, ગાય-બળદ માટે પણ કરી શકે, ઢોર ભેસ અને ગાયોને રાખવાની, ચારવાની અને ભરણ પોષણ વીગેરેની વ્યવસ્થામા ઉત્સાહપુર્વક સુધારો કરી ઢોરની ઉછેરમાથી સારી નીપજ લઇ શકે હાલ ગામ ગમે તેમ ભેસો રાખી, ગમે તેમ ગાયો પાળી, ગમે તેવા પાડા સાંઢ વડે ઢોરાવી (ફળાવી) કમાઉ ઓલાદ લે છે એમા જરૂર સુધારો થઇ શકે, સારા પાડા અને સાંઢ દરેક ગામે રાખવા જોઈએ દરેક ખેડુતે ભરવાડે ભેસ યા ગાયની માવજત કાળજીપુર્વક કરવી જોઈએ. આ પ્રમાણે પ્રયાસ આદરવામા આવે તો એક જમાનાના અવસરમાં જરૂર ઢોરોના સુધારો થએલો નજરે પડશે. ફકત નબળાં મોળા ઘાસના વાંકે બીજા કુદરતી સંજોગોને લાભ ઊંધે જવા દેવામા ખેડુતનીજ ભુલ લેખાય. પંચમહાલ છે દલાના કાલોલ-હાલોલ તાલુકાઓમા ખેડુત અને તેના ઢોર-ગાય-બળદની સ્થીતી સુધરવી જાય છે કે ત્યાના ખેડુતો સુધારવા માટેનો વલણ છે એ દાખલ છે. અલબત ત્યાનાં ઢાકી ઉત્તા નાયતા બીજાઓ ખેડુમા બગર ઢોર

## ખેડા જીલ્લો.

| | | | |
|---|---|---|---|
| ૪ | ૨૦-૧૨-૨૩ | ઉત્તરસંડા રેગીફાર્મ<br>તાલુકે નડીઆદ | |
| ૫ | ૭-૧-૨૪ | ગામ બારેજડી<br>તાલુકે અહમદાવાદ | |
| ૬ | ૨૦-૧-૨૪<br>૨૧-૧-૨૪ | ગામ અનુપગ<br>તાલુકે ઠાસરા | તા ૨૦-૧-૨૪ ઠાસરા તાલુકાના ખેડુત માટે<br>તા ૨૧-૧-૨૪ કપડવંજ તાલુકાના ખેડુત માટે |

## પંચમહાલ જીલ્લો.

| | | |
|---|---|---|
| ૭ | ૨૭-૧-૨૪ | ગામ ઘુસર<br>તાલુકે કાલોલ |
| ૮ | ૪-૨-૨૪ | ગામ મંગલપુર<br>તાલુકે ગોધરા |
| ૯ | ૧૦-૨-૨૪ | ગામ ગરબાડા<br>તાલુકે દાહોદ |

નોંધ—૧ ઉપરનાં પ્રદર્શનોમાં અનુકુળ પડતાં સુધરેલી ઢબના ઓજારો ચલાવી બતાવવાનું, જુદા જુદા પાકના નમુનાઓ તથા જીવજંતુઓના શીશા, ખેતી સુધારણાના સુચનાપત્રો વગેરે રજુ કરવાનું તથા સારી સહાયરૂપ ખેતી કરી ખેતીની પ્રગતિ કરવા, સુધારણા કરવા સંબંધેના વિવેચનો કરવાના કામો કરવામાં આવશે.

૨ ઓક્ટોબર માસમાં અંબાલી ગામે સ્થાપેલી ખેતીવાડીની સ્કુલના કાર્યો પર પારડી ડીમોન્સ્ટ્રેશનો ભરવામાં આવ્યા હતા અને તાલુકાના લોકોને સ્કુલમાં ચાલતું કામ તથા સ્કુલની ખેતીપદ્ધતિનાં ગુણો બતાવી ખેતી સુધારણા ઘણી રીતે વિવેચનો કરવામાં આવ્યા હતા

Gulabbhai N. Desai.

Divisional Superintendent of Agriculture N. D,

# સુચના.

—**********—

લેખક—પરાગજી રણછોડજી દેસાઇ.
ખેતીવાડી ઓવરસીઅર—અમ ૧૯૧૬

(૧) અમદાવાદ નજીક સાબરમતી નદીમા ભાઠાની જમીનમા બટાટાનું વાવેતર થાય છે. જમીનને સરખી કરી વાવેતર કર્યું હોય તો સારૂ થાય છે. આ સાલ રા. કેશવલાલ જીવાભાઇ તરફથી ચોકથી જમીન સરખી કરી વાવેતર કરેલું છે તે સારૂ થયલું છે. વળી બટાટાનું વાવેતરમાં ગોબરીના ખાતરનો ઘણો ઉપયોગ કર્યો હોય તો બટાટાનો ગોઠાશ ઠીક થાય છે. આ સાલ પીપલજ નજીક એ પ્રમાણે બટાટાનુ વાવેતર થયલું છે. વળી સામાન્ય રીતે ૪૦૦ ચોરસ ફુટ જમીનમા ૧ મણ બટાટા બી માટે જોઇએ છે તેને બદલે ૮૦૦ ફુટમા ૧ મણ બટાટાનુ વાવેતર કર્યું હોય તો પણ ચાલે છે અને બટાટા સારા થયા છે લાંબા બટાટા નદીમા ઠીક થાય છે.

(૨) જેવી રીતે નદીમા બટાટાનું વાવેતર થાય છે તેવી રીતે કુવા પર રેતાળ જમીનમાં વાવેતર થઇ શકે છે. અમરઇ વાડીમા ગોબરીનું ખાતર પુષ્કળ મળે છે. એની નજીકમા કુવા પર આશરે ૨૦ વીંઘામા રા. કેશવલાલ જીવાભાઇએ ગોબરીના ખાતરનો ઉપયોગ કરી બટાટાનુ વાવેતર કરેલું છે અને એ સારા થયા છે. અકટોબર માસથી ડીસેંબર માસ સુધી થોડા થોડા દીવસને અંતરે વાવેતર કરાવેલુ કે જેથી બજારમાં ભાવ તેજ તકનો લાભ લઇ ખોદવામા આવે તો ફાયદો થાય. જાનેવારી માસમાં પણ રોપાવેલા છે. જેમા ૧૫ થી ૧૮ મણ બટાટા રોપેલા તેમાંથી ૨૦૦ મણ બટાટાનો પાક થયો બટાટા રોપવી વખતે રીજર નામના હળથી પાટીઓ કરવામાં આવેલા આ રીજર કુવાવાળા ખેતરમા સારી રીતે ચાલી શકે છે અને ઉપયોગી જણાય છે નદીમા વાવેતર થાય છે, તેવી રીતે જો કુવા પરના ખેતરમા અમરઇવાડી, વટવા, રખીઆલ વગેરે ગામમા બટાટાનું વાવેતર કરવામા આવે તો ખેડુતને ફાયદો થાય એમ છે ગોળ બટાટા કુવા પર ઠીક થાય છે

(૩) બટાટાના લીલા છોડ બટાટા ખોદી લીધા પછી જેમને બજારમાથી ઢોરને ચારો [illegible] થાય છે અને લીલા ઘાસચારાની ગરજ સારે છે. માટે જ્યાં ત્યાં બટાટાનું વાવેતર હોય ત્યા જે લોક લીલા છોડ ઢોરને ન ખવડાવતા હોય તે [illegible] તરફે ઉપયોગ કરવા વાળુ [illegible] આવે છે

(૪) રા૦ રા૦ માણેકલાલભાઈ તેમજ જયંતીલાલભાઈ રા૦ કેશવલાલ ભાઇ છબાઇનો પુત્ર થાય છ નઓ ખંતથી ખેતીવાડી પાછળ મહેનત કરેછે. બટાટાનું વાવેતર મોટા પ્રમાણમા કરે છે તેવી રીતે ભેંસ પાળી શહેરને સારૂં દૂધ પુરૂ પાડે છે પીપલજ નજીકની જમીનમાં ૫૫ વિગેરે ગોઠવી ગુવાર સાસચારો તેમજ રેતાળ જમીનમા ખાતર નાખી બટાટાનુ વાવેતર કરે તો એમને ઘણો ફાયદો થાય એમ છે આવી રીતે સુત્રધી વર્ગ ખેતીમા ઉત્સાહ ધરાવતા થાય અને ખેડુતને મદદગાર થાય તે દેશને તેમજ ખેડુત વર્ગને ઘણો ફાયદો થાય છે.



# વેદમાં ખેતી

—**********—

## ગતાંકથી ચાલુ

### (૮) વેદમાં ધાન્યના પ્રકાર.

" વ્રીહયશ્ચ મે યવાશ્ચ મે માષાશ્ચ મે તિલાશ્ચ મે મુદ્ગાશ્ચ મે ખલ્વાશ્ચ મે પ્રિયંગવશ્ચ મે ઽણવશ્ચ મે શ્યામાકાશ્ચ મે નિવારાશ્ચ મે યજ્ઞેન કલ્પન્તામ્ ॥ વા મ ૧૮ | ૧૨

અર્થાત (વ્રીહી) ચાવલ, ભાત (યવ) જવ (માષ) માહ (અડદ) તલ મગ ખલ્વ, (ચણા) પ્રિયંગુ, અણુ શ્યામક નીવાર ગહુ. મસુર આ માતા ધાન્ય યજ્ઞવડે વૃધ્ધિગત થાવ

ઉપર જણાવેલાં ખલ્વ પ્રિયંગુ અણુ શ્યામક એ ધાન્યો સાધારણ રીતે જાણમાં નથી પાઠકવૃંદ એ વિષય ઉપર અધિક વધુ પ્રકાશ પડે એ ઇચ્છવા યોગ્ય છે એ સિવાય આણ ઉપવાક (મદ્રાન્ન) કુલ્માષ ખલ-કુલ (કુલત્થ) ગર્મુત ગોવિધુમ (ગાવીધુક, ગાવેધુક) વિગેરે વિગેરે ધાન્ય બ્રાહ્મણ અને ઉપનિષદ ગ્રંથોમા આવે છે તે વિશે બારીક શોધ ખોળ થવાની જરૂર છે

(તાંદુલ) ડાંગરના સંબંધમા અથર્વ વેદનો નીચેનો મંત્ર જોવા યોગ્ય છે

અસ્ત્ર ખલે મુસલે મશ્ચ ચર્મણિ યો વા શૂર્પે તંદુલ કણ ॥

ઉખલી મુશળ સુપડું તથા ચર્મ એ તાંદુલના કણ છે અર્થાત એના ઉપર તાંદુલ શુદ્ધ કરવામાં આવે છે

નવી તિર્ય (તલ) ધાણા ઉતાર્ણક (ચાવલ) મસુર, શાલી (ચાવલ) સકતુ (સતુ) સ્વા એ શબ્દોનો પણ ઉપયોગ વેદો અને બ્રાહ્મણ ગ્રંથોમાં થયલો જોવામા આવે છે

## (૧૪) ખેતી માટે નહેર

યા આપો દિવ્યા ઉતવા શ્રવતિ ખનિ ત્રિમાઉત વાયાઃ સ્વયંજા ।
સમુદ્રાર્થા યા શુચય પાવકાસ્તા આપો દેવિરિહ મામ વન્તુ ॥ ૨ વે
સ ન આપો ધન્વન્યા શમુ સન્ત્વનૂપ્યા શિન ખનિત્રિમા આપ
શમુ યા કુમ્ભ આમૃતા શિવાન સન્તુ વર્ષિકી ॥ અ વે

૧ આકાશમાંથી વૃષ્ટિદ્વારા પ્રાપ્ત થતું જલ (૨) ખોદીને બનાવેલી નહેરમાં વહેતું પાણી. (૩) સ્વયં ઝરણાં અથવા નદી નાળામાં વહેતું અને સમુદ્રની તરફ બધા પ્રકારનું પાણી સુખ આપવાવાળું હો (૪) મરૂ દેશનું પાણી (૫) તલાવનું પાણી (૬) વાસણોમાં ભરેલું પાણી, (૭) જે જલ વૃષ્ટિ વડે પ્રાપ્ત થાય–એ સર્વ પ્રકારનું પાણી હમને કલ્યાણ કારક થાઓ આ મંત્રોમાં ઘણા પ્રકારના પાણીનું વર્ણન આવે છે એ બધા પ્રકારની અહીં બારીકાઈથી તપાસ કરવાની જરૂર નથી તો પણ કુવા નદી, તળાવ, ઝરણા, દરીઆ નદ, સમુદ્ર આદિનું પાણી ઋગ વેદમાં "ખનિ ત્રિમા આપ સવતિ । લખ્યા પ્રમાણે ખોદીને નહેરમાં લેવામાં આવે છે. આ વર્ણન સ્પષ્ટતાપુર્વક નહેરોની કલ્પના કરાવે છે. એક ખેતી ( દિવ્યા વાર્ષિકી આપ ) આકાશમાંથી વૃષ્ટિદ્વારા પ્રાપ્ત થયેલા જલથી થાય છે, બીજી ખેતી ખનિત્રિમા (ખનિત્રિમા આપ) નહેરોના પાણી વડે થાય છે, ત્રીજી (હિમવતી આપ) હિમ પર્વતોમાંથી બરફ પીગળી જે પાણી મળે છે તેનાથી થાય છે આ ત્રીજા પ્રકારની ખેતી પંજાબ સિંધ અને સંયુક્ત પ્રાંતોમાં ગંગા, જમુના, સિંધુ વિગેરે નદીનો નહેરો ઉપર થાય છે નદી આદિ । જલની પ્રસિધ્ધી તો જગ જાણીતી છે આ પ્રમાણે જલનું વર્ણન કરેલું વેદોમાં જોવામાં આવે છે આ જગાએ વિશેષ કરી નહેરોનું વર્ણન કરેલું વેદોમાં જોવામાં આવે છે. આ જગાએ વિશેષ કરી નહેરોનું વર્ણન પાઠકોની સામે લાવવાનું છે આ વર્ણન જોઈને યુરોપીઅન વિદ્વાનો પણ સ્પષ્ટતાથી કહી રહ્યા છે કે —

અર્થાત "ખનિ ત્રિમા આપ" એ શબ્દો નિઃસંદેહ નહેરોનો બોધ કરે છે તાત્પર્ય એ છે કે જ્યાં વૃષ્ટિથી ધાન્ય ઉત્પન્ન થઈ શકે છે એવી જગાએ વરસાદથી ચલાવી લેવું પરંતુ જ્યાં વૃષ્ટિ પર્યાપ્ત નથી હોતી ત્યાં નહેરોના પાણીથી ખેતી થવી જોઈએ એ વેદનો ઉપદેશ જોવા યોગ્ય છે કેવલ વૃષ્ટિ પરજ આધાર રાખનાર દેશ ઉત્તમ ખેતી કરી શકતો નથી તેટલા માટે નહેર આદિ પ્રબંધ દ્વારા જલનો યોગ્ય સંગ્રહ કરી, ઉત્તમ કૃષિ બનાવી, ઉત્તમ પ્રકારના ધાન્ય ઉત્પન્ન કરવા જોઈએ એ વેદનો સ્પષ્ટ ઉપદેશ છે

## (૧૫) ખાતરનો પ્રબંધ

ભૂમિ અને જલનો પ્રબંધ કર્યા પછી જમીનમાંથી અધીક ધાન્ય પ્રાપ્ત કરવાને માટે ખાતરનો ઉપયોગ થવો જોઈએ આ ખાતરને માટે વેદમાં ઉલ્લેખ છે જુઓ —

૧ અસ્મિન ગોષ્ઠે કરીષિણી ।
૨ કરીષ ગાવ હતને હો શદિવ પુષ્યત ।
૩ [ ] ધો ગોષ્ઠો ભવતુ શારિ શાકવ પુષ્યત ।
૪ ... દાસી અમસ્યતિ ।
૫ આનિમ્રુચ શકૃદેકા અપાભરત । અ. વે. ।

( અપુર્ણ )

# જાહેર ખબર.

શ્રી ગુજરાત ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગ ત્રિમાસીક પત્રમાં અત્યાર સુધી જાહેર ખબરો છાપવાનો રીવાજ હતો નહિ પણ પત્રના ગ્રાહકોની જાણ ને માટે ખેતીવાડી તેમજ હુન્નર ઉદ્યોગને લગતી જાહેર ખબરો પત્રમાં છાપવાનું ઉચીત લાગવાથી તે હવેથી નીચેના દર મુજબ લેવામાં આવશે.

| જાહેર ખબરની જાત | કેટલી લીટીઓ અથવા પાના. | | |
|---|---|---|---|
| અનિત્ય | ગમે તેટલી લીટીઓ પણ આઠ લીટી કરતાં વધુ નહિ | દરેક લીટી છાપવાના બે આના પણ દરેક જાહેર ખબર દીઠ આઠ આનાથી કમતી નહિ | |
| | | ૨ અંક, | ૪ અંક |
| | | રૂ૦ આ૦ પા૦ | રૂ૦ આ૦ પા૦ |
| [illegible] | પા પેજના ........... | ૫—૦—૦ | ૯—૦—૦ |
| જાહેર ખબરો. | અર્ધા પેજના ...... | ૮—૦—૦ | ૧૩—૮—૦ |
| | આખા પેજના ........... | ૧[illegible]—૦—૦ | ૧૮—૦—૦ |

અંકના પાછલા બાહાના પુઠાપર છાપવાની જાહેર ખબરો પેટે ઉપરના દર કરતાં સેંકડે ૧૫ ટકા વધુ લેવામાં આવશે.

જાહેર ખબરો પેટે પૈસા અગાઉથી લેવામાં આવશે. કોઇ પણ જાહેર ખબર ભરૂચના ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગના મંડળને માન્ય નહિ હશે તો પત્રમાં દાખલ કરવામાં આવશે નહિ.

ઇશ્વરલાલ નરશીલાલ દેશાઇ.
ઓ૦ સેક્રેટરી.
ભરૂચ ખે. હુ. ઉ. મંડળ.